# તુતી નામાનું ટુક વરણન.

અસલના જમાનામાં હીંદુસતાનમાં ઢોલક નામના શેહેરમાં મુબારક નામનો એક સોદાગર રેહેતો હતો. તેને પેટે કોઇ ફરજંદ નહીં હોવાથી તે હર વખત ખોદાતાલાની જનાબમાં દુવા ગુજારે છે. જે ઉપરથી તે પાક પરવરદેગારની મેહેરબાનીથી તેને ત્યાં એક બેટો પેદા થાય છે. મેમુન તેનું નામ છે. અઢાર વરશ ગુજરી જવા બાદ, મેમુનનાં મોહોડા ઉપર જુવાનીનો ચલકાટ પડવાથી, મુબારક તેને માટે તેની જીંદગીનો સાથી શોધી તેના નેકા કરી આપે છે. મેમુનની ઓરતનું નામ ખુજશતે છે. એક દીવસે બજારમાં ફરતાં મેમુનની નજર એક પોપટ ઉપર પડે છે, કે જે પોપટ દેખાવમાં તેમજ બોલવામાં માણસનું મન જીતી લેનાર માલમ પડે છે. તે જોઇ મેમુન તે પોપટવાલાને તેની કીંમત પુછે છે; એક હજાર દીનાર જાણી તે અજાયબ થાય છે. એક બીલાડીનાં એકજ નવાલાને વાસતે આટલો માલ ખરચે તે ખરો મુરખ હોય, એવા તેના સખુનો સાંભલી ખુદ પોપટ માણસની માફક કેટલીએક ચતુરાઇથી તેનો જવાબ દે છે, જેથી મેમુન તે પોપટને ખરીદ કરે છે. બીજે દીવસે મેમુન પાછો બજારમાં જતાં એક મેનાંને બોલતી જોય છે, તેથી તેને પણ ખરીદ કરી તેનું પીંજરૂં પણ તે પોપટના પીંજરાંની બરોબર રાખે છે. મેમુન સોદાગર એક ચોકસ કારણથી એવો પક્કો ઠરાવ કરે છે કે પોપટની મસલત વગર કોઇ પણ કાંમ કરવું નહી. એક દીવસે મેમુન અને પોપટ જુદી જુદી બાબદો ઉપર વાતો લંબાવે છે, તેવાંમાં દરીઆની સફરની વાત નીકલવાથી મેમુનને દરીઆવની સફર કરવાની મરજી થાય છે. પોતાની ઓરત સાથ કેટલીક તકરાર મુસાફરીની બાબદ ઉપર કીધા પછી તે સફર કરવા જાય છે, અને ખુજશતેને જણાવેછે કે, જો કદાચ તેને કોઇ કામની જરૂર પડે

તો તે પેલા પોપટ અને મેનાની સલાહ લીધા વગર હર રોજ કંઈ કાંમ કરે નહીં. આ રીતની ગોફતેગો થયા પછી મેમુન સોદાગર દરીઆવની સફર કરવાને રવાના થાયછે. મુદ્દત ગુજરી જવા બાદ ખુજશતે એક શાહાજાદા ઉપર મોહોબતમાં પડી તેને મલવા ચાહે છે, તોપણ આ કાંમ એક ધાસતી ભરેલુ સમજી તે પેલાં પક્ષીઓની મસલત લેવાનું વાજબી વીચારેછે. મેનાછે તે માદા છે, અને માદા ઓરતજાતની હાલતથી ખેરાખબર વાકેફગાર અને કદર બુજનાર હોય છે, એવું વીચારી તે પોતાની સઘલી વાતથી મેનાને વાકેફ કરી તેની સલાહ માંગેછે. મેના પોતાનાં ધણીનાં નીમખને હલાલ કરવા માટે ખુજશતેને નશીયતનાં સખુનો કેહેવા માંડે છે; પણ તેને એટલી ખબર નથી કે પ્યારમાં પડેલાંઓને મના કરવી અને તેઓને નશીયત દેવી એ પથર ઉપર પાંણી રેડવા જેવું છે. તેથી ખુજશતે ધુસ્સામાં આવી મેનાને પીંજરાંમાંથી બાહાર કાહાડી જમીન ઉપર એવી રીતે પટકે છે કે તે મરણ પામે છે. ધુસ્સાની ભરેલી આ ઓરત હવે પેલા પોપટની પાસે આવે છે અને તેની આગલ પોતાનો અને મેના ઉપર ગુજરેલો હાલ કહી સંભલાવે છે. પોપટ અક્કલવાંન અને શયાંનો હતો, તેથી તદબીરથી તે પોતાનો જાન સલામત રાખે છે, એટલુંજ નહીં પણ એક રાત પછી બીજી, અને બીજી પછી ત્રીજી, એમ બાવન રાત સુધી દીલપસંદ અને ચાનાક આપનારી સઘલી મલી પાંસઠ વાતો લંબાવી તે ખુજશતેને એક બુરા મારગથી અટકાવે છે, જે પછી મેમુન સોદાગર મુસાફરીથી પાછો આવી પેલા પોપટથી સંરવે વાતે વાકેફ થાય છે, ધુસ્સામાં આવીને ખુજશતેને તે વખતના લોકોના રેવાજ મુજબ ગરદન મારે છે, અને પોતે બાકીનો વખત એબાદતખાનામાં ગુજારે છે.

# સાંકળીયું.

સફે.

# તુતી નામું.

નામાંની શરૂઆત.

## મેમુન અને ખુજશતે.

**અસલનાં** જમાંનાંમાં હીંદુસતાનમાં ઢોલક કરીને શેહેરમાં મુબારક નામનો એક સોદાગર રેહેતો હતો. જેમ તે જરમાલ તથા દોલત-હશમતનો માલેક હતો, તેમ તેનામાં બુજુરગી અને દબદબો પણ ભારે હતો; મગર તેને પેટે કોઈ ફરજંદ નહીં હોવાથી તે હર વખત ખોદાતાલાની જનાબમાં દુવા માંગી મોનાજાત કરતો હતો કે "એ હકતાલા! તું મહને બધે જેહાંનમાં તનહા યાને એખલો મો રાખ, પણ એક ફરજંદ આપ." હરદમ અને હર વખત તેની આએજ મોરાદ હતી; અને તે પાક પરવરદેગારની મેહેરબાંનીથી આ તેની ઉમેદ બર આવી. તેને તયાં એક બેટો પેદા થયો, જેનો ચેહેરો એવો હતો કે

"ગુઈ અ જમીન સેતારેહ આમદ,
યુસફ અ જેહાન રોબારેહ આમદ."

"જમીનની ઉપર એક સેતારોજ આવી પડયો નહીં હતો: બલકે ગોયા યુસફ આ જેહાંનમાં બીજી મરતબે પેદા થયો." જરઈફ મુબારકે તેનુ નાંમ મેમુન કરીને રાખયું. અઢાર વરસ ગુજરી જવા બાદ મેમુનનાં મોહોડા ઉપર જુવાંનીનો ચલકાટ પડવાથી જયારે તેનાં ગાલનો સમન્ને ખીલયો, તયારે

મુબારકે તેને માટે તેની છંદગાનીના સાથી સોધી તેના નેકા કરી આપવાને વાજબી વીચારયું. મૈમુનને માટે જે મેહેબુબ સોધવામાં આવી તેની ખુબશુરતી પુરનમના માહતાબ જેવી હતી, અને તેણીનુ નામ ખુજસ્તે હતુ. તેઓ બનેમાં મોહોબત અને એખલાસ એટલોતો વધયો કે ઓન્જેરા તથા વાફકનો પયારબી તેઓ આગલ કુચ બીસાદમાં નહી હતો. મુબારકની પરવરશી તલે તેઓ બેઉ બેફીકરાઈમાં ઉછરતાં હતાં, એક દીવસે મૈમુન બજારમાં ફરતો હતો તેવામાં તેની નજર એક પોપટ ઉપર પડી કે જે પોપટ દેખાવમાં તેમજ બોલવામાં માણસનુ મન છેહીતી લેનાર હતો. તે જોઈ મૈમુને તે પોપટવાલાને તેની કીમત પુછી, જેનાં એક હજાર દીનાર જણાવામાં આવયા. આ કીમત સાંભલી મૈમુન બોલયો કે "જે કોઇ ખરોજ બેવકુફ અને મુરખ હોય તે એક મુઠી ભરે પીછાંને માટે એક હજાર દીનાર આપે: એક બીહાડીનાં એકજ નવાલાને વાસતે આટલો માલ ખરચે!". આ સખુનો સાંભલી ખુદ પોપટ પોતે બોલવા લાગો કે "એ જુવાન! તું માહારી કદરને શું જાંણે, અને માહારી કીમત તુ શું પીછાંણે?, હું છતાં તો એક મુઠીભર પીછાં, મગર તમામ એલમનાં પર અને પીછ, ધડ અને જડ, એ સરવેને પીછાંણું છું. શાહેર જેવા લોકો જે બોલવામાં ઉસતાદી ધરાવેછે, તેઓ તમામ માહારી સાથ તકરારમાં આજેજ અને હેરાન થાય છે. તું જો કે હું ફરેશતો નથી: તોપણ માહારા બદન ઉપર ફરેશતાઓની મીસાલે લીલો પોશાક પેહેરેલો રાખુંછું. હું કાંઈ પરી નથી: મગર માહારાં ખભાં ઉપર પરીઓની મીસાલે પાકીજેહ સીનગાર રાખુંછું. હું કાંઈ પહેરેજગાર મરદ નથી: લેકીન ખોદાતાલાને પીછાંણી શકું છું. હું કાંઈ નખશબી શાહેર નથી: મગર ખુશ શખુનોનાં બોલવામાં તેનાં કરતાં બેહતર છું. વાસતે, એ સોદાગર મરદ, હું બીશકીન એક મુઠીભર પીછ છતાં ખરો, લેકીન માહારામાં કેવા કેવા હુન્નરો છે તે ફક્ત મહુને વાપરવાથીજ તુને માલમ પડશે. આના દસ

દીવસ ઉપર શું બનવાનું છે અથવા શું બનશે તે સરવેની અગમચેતી હું જાણુંછું; અને, ઓ નેક મરદ, તેની ખાતરીને વાસને તુને હું એક આગાહી કહું છું કે આજથી ત્રીજે દીને આએ શેહેરમાં કાબુલનાં કોઈ સૌદાગરનો એક કાફલો વેપારની એક ચીજ (છડ) ખરીદ કરવાને માટે આવશે. હવે હું તુને કહું છુ કે તું મહને આ મારા ધાણી પાસેથી ત્રણ દીવસની સરતે ખરીદ કર, અને શેહેરમાં જેટલી છડ હોય તે લાવીને એક જગો ઉપર જમાવ કર. જો ત્રણ દીવસમાં પેલા વેપારીઓ આવી તાહરી પાસેથી તે માલ ખરીદ કરે, અને તેમાંથી તુને કાંઈ નફો મલે, તો તે નફામાંથી તું માહારી કીમત આપજે, નહીંતો મહને માહારા માલેકને પાછો સવાધીન કરજે.”
મેમુન પોપટનાં શબ્દો સાંભલી અજાયબ થયો, અને ત્રીજ શરતથી તેણે તે પોપટને ખરીદ કીધો તયાર પછી તેણે એ માલ તે શેહેરમાં જેટલો હતો તેટલો તમામ ખરીદ કીધો, અને પેલા કાબુલના સૌદાગરી કાફલાની રાહ જોતો બેઠો. બરોબર ત્રીજે બાંમદાદે તે કાફલો તે શેહેરમાં આવી લાગો, અને તેઓએ આખા શેહેરમાં પેલી છડની તપાસ કીધી. તેઓને ખબર મલી કે ફકત મેમુન સોદાગર શીવાય આખા શેહેરમાં બીજા કોઈનીબી પાસે તે માલ મલવાનો નથી, તેથી તેઓ મેમુનનુ ઘર પુછતા આવયા, જેણે આગમચથી જે કીમત લેવી તે મુકરર કરી મુકયું હતું, અને તેજ કીમને તે સઘલો માલ તે સોદાગરોને તેણે મોટો નફો ખાઇ વેચી દીધો. આ નફામાંથી તેણે એક હજાર દીનાર પેલા પોપટનાં માલેકને ચુકવી આપયા અને પોપટનો પોતે માલેક થયો. બીજે દીવસે મેમુન જયારે પાછો બજારમાં ગયો તયારે તેણે તયાં એક મેનાંને બોલતી દીઠી, તેથી તેને પણ ખરીદ કરી લાવયો, અને તેનું પીંજરૂ પણ પોપટનાં પીંજરાંની બરોબર રાખયું. આ મેનાંની દાસતીથી પોપટ નેહાએત ખુશ થઈ ગયો, અને પોતાનાં આ પીંજરાંમાંનાં

મેમુન સોદાગરે જ્યારે પોપટની અક્કલ અને દાનાઈનો આટલો બધો ફાયદો જોયો ત્યારે તેણે એવો પકો ઠરાવ કીધો કે પોપટની મસલત વગર કોઈ પણ કામ કરવું નહીં. એક દીવસે મેમુન અને પોપટ જુદી જુદી બાબદો ઉપર વાતો લંબાવતા હતા, તેવામાં દરીઆવની સફરની વાત નીકળી, જેમાં પોપટે દરીયાવની સફરના ફાયદાની કેટલીક તારીફ કીધી. જો કે મેમુને તો દરીઆવનાં પાણી વટીક જોયાં નહીં હતાં, તે છતાં આ વાત સાંભળવાથી દરીઆવની સફર કરવાની તેને હીંમત થઈ. તેજ વખત તે આ સફરે નીકળવા માટેનો પોતાનો વીચાર પોતાની ઓરતને જણાવા ગયો, અને તેણીને તેણે કહ્યું કે "ઓ વાહાલી મોહોરદાર, તુ જાણેચ કે આદમીને તમામ ઉમર સુધી ફુરસદ યારી દેતી નથી, અને મેં એવું સાંભળ્યું છે કે ખુશકીની મુસાફરીથી ઘણા લાભો અને નફા થાય છે તોપણ દરીયાવની સોદાગરીનાં કામમાં તમામ ફાયદા અને લાભનીજ છોળ મારે છે, અને તેથી મોટો ફાયદો હાસીલ થાયછે. વળી એક જગોએ બેસી રેહતાં ઇનસાનના દીલને ઘણી તરેહથી બેઆરામીયત અને બેચેની પેદા થાય છે. માન વગરનુ આદમી બેઆબરૂ કેહવાયછે; જર વનાનું ઘર ઉજડ કેહવાયછે; માટે જ્યારે હમણાં મહને ફુરસદ છે ત્યારે હું એક દરીયાવની સફર કરવાને ચાહું છું અને પાણીમાંથી રોટી પેદા કરી લાવવાનો ઇરાદો રાખું છું."

આ વાત સાંભળી ખુજસ્તાએ મેમુનને કેહવા લાગી કે "અગરજે દરીયાવની સફરમાં બેશુમાર ફાયદો અને ખુશકીની મુસાફરીમાં થોડો નફો છે, તોપણ દરીયાવની સફરમાં ઘણી એક આફતો બોગવવી પડે છે. માટે પઇસા જેવી ચીજને માટે જાનને મોતના જડબામાં નાખવો દુરસ્ત નથી. પઇસો શું ચીજ છે? તે એક જણના મેલ જેવો છે, કે જે માણસનાં હાથ કામ કરવાને ગરજી થવાનાં હોય છે, તે મન પર આવેતો ઘણી વખત કામ કરે છે; પણ જેવી તેને ઠંડ મળી કે આ જગતનો

ગોસાંમ આપણા હાથમાંથી છટકેલોજ છે. તે જતો રેહે છે એટલુંજ નહીં, પણ સાથે તેણે આપણી જેટલી ખીદમત બજાવી હોય તેના કરતાં તે વધારે સાથે ખેંચી જાયછે. આલમની નજર તાહરી તરફ ખેંચાયછે; તે કદી પાછો ફરતો નથી, અને સાથે તારો માલ અને ખુશી બેઉ ખેંચી જાય છે; સલાહ અને સુખ, તાહારા જીગરનો સંતોશ એ સરવે તે સાથે લેતો જાય છે, અને તુને બેઈલાજ અને જીવપર આવેલા જેવો કરી જાયછે.' * માટે, ઓ પયારા મેમુન, તું જરની એટલી બધી ફીકર અને શીકત શુ કામ કરેછે? મગર તું એ જરને વાસને તેહેકીક સફર કીધાનોજ કસદ કરતો હોય તો તુંને ઘટે છે કે તું મહને પણ તાહારી સાથે લઈ જા, કારણકે જયાં મરદ તયાં તેની મોહોરદાર."

મેમુને જણાવયું કે "ઓરતને પોતાના ઘરનો ઉંબરજ બરહક છે; તેણીએ હમેશાં ઘરમાંજ રેહવુ જોઇએ: ઘરમાંથી પોતાનો પગ કદીબી બાહાર કાહાડવો નહીં જોઇએ. માટે તુંને લાજેમ છે કે માહરા સફર ગયા પછી તું કદીબી ઘરની બાહાર જાય નહીં, અને જો કદાચ તુંને કાંઇ કામની જરૂર પડે તો તેમાં આ પોપટ અને મેનાની સલાહ લીધા વગર હરગેજ કંઈ કરતી નાં."

આ રીતની ગોફનેગો થયા પછી મેમુન સોદાગર દરીયાવની સફર કરવાને રવાંને થયો. મુદત ગુજરી જવા બાદ એક દીવસે ખુજસ્તે પોતાની હવેલીના જરૂખા ઉપર શેહેરનો તમાસો જોવા ઉભી હતી, તેવામાં તયાં થઇને એક શાહાજાદો ઘોડે સવાર થઈ જતો હતો, તેની અને ખુજસ્તેની ચારે ચસમો એક મલી. તેઓ બન્નેના એખતીયાર એક બીજામાંથી જતો રહયો, અને બેઉ જણ એક બીજા ઉપર દેવાનાં બનયાં. શાહજાદો ખુજસ્તેની મુલાકાતની આરજુમાં એટલોતો બેકરાર

* ખુજસ્તેનાં મોહડાંમાં મુકેલા આ બોલો મેં ઈંગરેજી ઉપરથી લીધા છે.—સુધારનાર.

હેરાન કરે. પણ યાદ રાખજે કે તાહરા ખાવંદને આ બેહની ખબર થશે તો જેમ તે પોપટે તે ઓરતને છોડવી હતી તેમજ હું પણ તુંને છોડવવાને માહરેથી બનતી કોશેશ કરીશ." આ વાત સાંભલવાને ખુજસ્તે એટલીતો આરજુમંદ થઇ કે તે વાત તેજ વેલા સાંભલવાને પોપટની આગલ તેણીએ પોતાની ખાહેશ બતાવી. પોપટ પોતાની નેમમાં ફતેહમંદ થયલો સમજી નીચે મુજબ વાત કરવા લાગો.

---

[દાસતાન પેહેલું.]

## એક બેઈમાન ઓરતનો એક પોપટથી બચાવ.

હીંદુસતાંનનાં એક શેહેરમાં કોઇએક સોદાગર રેહેતો હતો. તેની પાસે એક બોલતો પોપટ હતો, જેની ઉપર તેનો સઘલો ઇતબાર હોવાથી તેણે પોતાના ઘરનો સઘલો કારોબાર તે પોપટને સોંપ્યો હતો. આ પોપટની ખાશીયત એવી હતી કે પોતાના માલેકનાં ઘરમાં જે કાંઇ સારૂં જોતો હતો તે સઘલું તે સોદાગરને કેહેતો હતો, પણ જો કાંઇ બેદાદી કે બુરાઇ તેના જોવામાં આવતી તો નેથી તે આજુરદા થશે અથવા ઘરમાં કુસંપ વધશે એવા વીચારથી તે પેલા સોદાગરથી છુપાવતો હતો. એક દીવસે આ સોદાગરને પોતાના વેપારને માટે કોઇ બીજા શેહેરમાં જવાની ફરજ પડી, જયાં તેણે લાંબી મુદત ગુજારી, ને તકનો લાભ લઈ તે સોદાગરની ઓરતે એક બેગાંનાં જુવાંન સાથ બેમુલાહેજા ભરેલી રેસની માંડી, અને દરેરોજ ગતની વેલાએ તે ઓરત પેલા જુવાંનને બોલાવી તેની સાથે એક બીછાંને પડી હતી. પોપટ દરેરોજ આ તેઓના ફેલ જોતો હતો, લેકીન પોતે તેઓની વચે નહીં પડતો હતો, અને તે વાતને જસ્ત-અજાંસ કરી કાહાડી નાંખતો હતો. કેટલીક મુદત પછી જયારે તે સોદાગર મુસાફરીથી પાછો ફરયો તયારે પોપટે પેલી ઓરતનાં બુરાં કાંમ શીવાય તેને બીજી સઘલી વાતે વાકેફ કીધો.

તેણે એવું ધારયું કે આ બુરાં કાંમનો પરદો ખુલો કરવાથી મરદ અને ઓરત વચે કીનાનો આતશ સલગશે અને તેઓ જુદાં પડી જશે, અથવા તો બીજી ખરાબીઓ વધશે, તોપણ જેમ કસતુરીનો વાસ અને મોહોબતનો વાસ કદી છુપો રેહેનો નથી, તેમ તે છુપી વાતનો ભેદ પેલા સોદાગરને કોઈ બીજા મરદથી જાહેર થયો, જેથી તેણે પોતાની ઓરત સાથ વેહેવાર રાખવાનો ટૂકો કીધો. પેલી ઓરતના દીલમાં એવો ખેયાલ આવયો કે આ છુપો ભેદ પોપટ શીવાય બીજું કોઈ કહે નહીં, તેથી તે પોપટ ઉપર હજારો તરેહથી દુશમનાઈ દેખાડવા લાગી. આ જુઠો કીનો લેવાની તે કોઇ તકની રાહા જોતી હતી. એક દીવસે જયારે તેણીને ફુરસદ મલી તયારે તેણીએ પોતાનું મકર વાપરી તે પોપટના પીંજરાં આગલ જઈ તેને બાહાર કાહાડી તેની બાજુ ઉપરનાં તમાંમ પીછો ઉખેડી નાખયાં, અને તેને ઓસતનાં એક તુકડા માફક બનાવી બાહાર ફેંકી દીધો, અને પછી પોતે મોટે મોટે બુમો પાડવા લાગી કે "પોપટને બીલાડી લઈ ગઈ!" જયારે ઘરમાંનાં લોકોએ આખા ઘરમાં પોપટનાં પીછો વેરાયલાં જોયાં તયારે તેઓએ પણ એવુંજ માંનયું કે પોપટને બીલાડીજ લઇ ગઇ હશે. આ બનાવથી બીજા પોપટો માહતમ ભરેલા થયા, બુલબુલોએ પોતાનો લેબાશ શીહા કીધો, શીમુરગોએ જેહાંનનો કીનારો પકડયો, તીતરોએ પોતાના બદન ઉપરથી શીરપાવ ઉતારયો, ખબુતરો ખુશી ખુશાલી છોડી ગમમાં ગીરફતાર થયાં, મોરોએ પોતાનો શીનગાર ફરામોશ કીધો, બામદાદનાં બાગી મરઘાઓએ પોતાનો પોકાર કરવો મેલી દીધો, કુમરીઓએ રૂદન શીરૂ કીધુ; અને જયારે બાગોમાં એ વાતની ખબર થઈ તયારે તમામ દરખતો ઉપરનાં વેલાઓ સુકાઇ ગયા, સરવનુ જાહાડ કીચલમાં પડયું, ગોલાબનાં ફુલોએ પોતાના સાજને ચાક કીધો, ફુલોની કલીઓ દલગીર થઇ ગઈ, સબજાએ પોતાના કપડાં ગુલીનાં રંગમાં ફેંકી દીધાં, બુનફશાના ફુલે પોતાનો લેબાશ શીહા કીધો, ચપેલીનાં ગાલો જરદ થઇ ગયા, અને ગુલલાલાનાં મોહોડાં લોહી ભરેલાં થયાં.

પોપટને સઉ કોઇ મુવેલો સમજતાં હતાં, પણ તેનાં બદનમાં છેલો દમ બાકી રહેલો હતો, જેથી તે આસતે આસતે લથડતો લથડતો તે સોદાગરનાં ઘરની પછવાડે એક ગોરસતાંન હતી તેની અંદર જઇ ભરાયો. દીવસે તે છુપાઈ રેહેતો હતો, પણ રાતની વેલાએ બાહાર નીકલી જે કાંઇ સુકો ખોરાક મલી આવતો તે ઉપર તે સંતોશ માંનતો હતો. આ મુજબ કેટલાક દીવસ નીકલી જવાથી તેનાં આંગ ઉપર નવાં પીછ આવયાં. પોપટ એક તરફ આ મુજબ પોતાની જીંદગી ગુજારેછે, અને બીજી તરફ હવે આપણે પેલી સોદાગરની ઓરતની ખબર લઇએ. તેણીનો ખાવંદ એકતો તેણીનાં બુરાં કરતુકથી ફીકરમંદ હતો, તેમાં વલી બીજી ફીકર તેનાં મન ઉપર પોપટથી પેદા થઇ. પોપટનાં ગુમ થવાથી વધારે ચીડમાં આવી તેણે પોતાની ઓરતને તેણીનાં કાલાવાલા કરવા છતાં પોતાનાં ઘરમાંથી હાંકી કહાડી. હવે એવું બનયું, કે આ ઓરત પણ પેલી ગોરસતાંન આગલજ આવીને રહી. એક રાતની વેલાએ ઘોરની પછવાડેથી પોપટે આવાજ મારયો કે "અએ ઓરત, જયાં સુધી તું તારા બદન ઊપર રંજ ખેચે નહીં તયાં સુધી તું તાહારી મોરાદને હરગેજ પોંહોચવાની નથી. માટે તું તારા તન અને શીર ઉપરનાં સઘલા બાલ ઉખેડી નાંખ, અને તાહારી નઇયત પાક રાખીને ચાલીસ દીવસ સુધી આ ગોરસતાંન . આગલ મુજાવર થઇને રેહે. જો એમ કરશે તોજ અમો તુને તારા ખાવંદની નજદીક પાછી પોંહોચાડશું." આ આવાજ રાતને વખતે કોઇ આસમાની ફરેશતાનો સમજી તે ઉપર ઇતબાર લાવીને પેલી ઓરતે તુરતજ પોતાના તન અને શીર ઊપરનાં સઘલા બાલ પોતાને હાથે ઉખેડી નાંખયા. પોતાના બોલો મુજબ આ ઓરતને કાંમ બજા લાવતી જોઇ પોપટ બાહાર નીકલયો અને બોલયો કે "ઓ ઓરત જાત, હવે તું જાણ કે 'જેવું કરીએ તેવું પામીએ.' હું તેજ પોપટ છું કે જેનાં પીછ તેં વગર તકશીર ઉખેડી નાંખયાં હતાં અને જેને વગર સમજે નાહક

ફરસવા અને ફજીહત કીધો હતો. શું તું જાણતી નથી કે એવી કોણ મુવેલાં લોકોમાં શકતી છે કે આ ઘોરમાંથી તેઓ બોલી શકે, અને એવો હુકમ ફરમાવી તાહારૂં પાપ માફ કરી શકે? એવી કોણમાં તાકાતછે કે તે તુને પાછી તાહારાં ખાવીંદ સાથ મુલાકાત કરાવી આપે? પણ જે સખુના તુંએ સાંભલયા અને તે ખજા લાવી તેના બોલનાર તો હું જ છું. વાસતે મેં જેવું તાહારા હાથથી ચાખ્યું, તેવું તું હવે માહારા હાથથી ચાખ. એ ઓરત, મેં કંઇ તાહારા ખાવીંદની નજદીક તાહારી બદગોઈ કીધીજ નથી; હું પોતાની જાતે પાક છું, અને કોઇની ઉપર બોહોતાન જોડવાનાં દગાથી અલગ છું; એટલુંજ નહીં; પણ તાહારી રોટી અને નયામતનો હક જાણી મેં તાહારો ભેદ તાહારા ખાવંદથી છુપો રાખયો હતો. પણ હવે તું તાહારી પોતાની નજરે જો કે હું તાહારી દોસતી તાહારા મરદની સાથે કેમ મેલવી આપું છુ."

બીજે દીવસે બામદાદને વખત ખોરશેદ રોશન થતાંજ પોપટ પોતાનાં કદીમ માલેકને ઘર ગયો, અને તેની આગલ શીર નમાવી, કુનસ બજાવી, તેની ઉપર દુવા ગુજરવા લાગો. તે સોદાગરે પુછયું "તું કોણ છે?" પોપટે જવાબ દીધો "હું તે પોપટ છું કે જેને તાહારા પીંજરામાંથી બીલાડી લઇ ગઇ હતી, અને તેણે પોતાના માદામાં માહારી જગો કીધી હતી." આ વાત સાંભલી તે સોદાગર ઘણોજ અજાયબ થયો, અને પોપટને તેના જીવતા થવાનુ કારણ પુછયું. પોપટે જવાબ દીધો કે "ઓ માહારા માલેક, તું તાહારી પાકજાત ઓરતથી દલગીર કેમ થયો, અને એ પરદનશીન ઓરત જે પરદામાંથી કદી બાહાર નહીં નીકલે તેને તેં બેગુનાહ બાહાર કેમ કાહાડી મેલી? તે બીચારીએ પછવાડેની ગોરસતાનમાં આવી પોતાનું શીર બેહેસતી લોકોના કદમ ઉપર મેલયું છે, અને બેહેસતી લોકો તેના હાલ ઉપર બક્ષેસ કરે છે. તે લોકોએ પોતાની દુવાથી મહને જીવતો કરી તાહારી ઓરતને માટે મહને અહીંઆં

મોકલયો છે. તેઓ કહે છે કે જે ધણીએ એન વીરો તાહારી આગલ જે બોહતાન કહયુ છે તે તમામ વાત જુઠી છે, વાસને તુને ઘટેછે કે પોતાની પાકજાન ઓરતને દીલાસો આપીને પાછી પોતાના ઘરમાં બોલાવે અને તેના દલગીર જીવને બોજર-ખોવાહીથી રાજી કરે." આ વાત સાંભલી સોદાગર બેનેહેયાત તાજુબ થયો અને વીચારવા લાગો કે "અરરર! માહારેથી આએ શું માહાભારત ભુલ થઇ! જે પાકજાન ઓરતની દુવાથી મુવેલો પોપટ જીવતો થયો તેવી એક ઓરતને મેં નાહેક સતાવી! ફાકટનું તેની ઉપર મેં તોહોમત મેલયુ!" તે લાગલોજ પેલી ગોરસતાન આગલ જઈ પોતાની ઓરતનાં પાંઉ અને શીર ઉપર બોસા દેવા લાગો, અને તેણીની આગલ બોજર-ખોવાહી તથા આજેજીથી માફ માંગીને આબરૂ તથા ઈજતથી તેણીને પોતાને ઘર પાછી લાવયો.

---

ખુજસ્તે આગલ ઉપલી વાત પુરી કીધા પછી તે શયાંણો પોપટ બોલયો કે "ઓ કદબાનુ, જો તાહરૂં દીલ તાહરા દોસતની અંદર મશગુલ છે તો કંઇ પણ અદેશો કીધા વગર બેફીકર તેની મુલાકાત કરી આવ. અગર તેમ કરતાં જો એ વાત કોઈ જાંણીને તાહારા ખશંમની આગલ કરશે, ને તેથી તાહારી ઉપર કંઇ ખલલ આવી પડશે, તો હું બી પેલા સોદાગરના પોપટની માફક કંઇ તદબીરથી તુને તાહારા ખાવીંદની નજદીક પોહોંચાડીશ. વલી આએ વખતમી ઠીક છે અને તાહાગ દોસતનો પેહેલો વાયદો પણ જુઠો પાડવો નહીં જોઇએ, માટે તું સેતાબ ઉઠ, અને તેનાં ઘર તરફ જા." ખુજસ્તેને જેટલી ઇંતેજાર પોતાનાં આશકનાં ઘર તરફ જવાને હતી, તેટલોજ ઇતેજાર આફતાબ બામદાદનો પરદો ફાડી બાહાર આવવાને તલપનો હતો. બાહાર બામદાદનો પોકાર પડી રહેયો, અને ખુજસ્તેનું જવું ઠીલમાં પડયું.

---

## રાત બીજી.

જેહાંનને રોશન કરનાર આફતાબ જ્યારે પસચીમ તરફનાં મુલકોને રોશન કરવાને નીચે ઊતરયો, અને આએ તરફ રાતનો શીહા અંધારો પરદો પડયો, એટલે ખુજશતે નાજ અને નખરાં સાથ પોપટની પાસે રૂખસદ લેવાને ગઈ. પયારની જુદાઇથી તેણીનાં સીનામાં જે આગનાં સોહેલા ઊઠતા હતા, અને તેણીને મોહોબતની આગનાં જે જે દુઃખો થતાં હતાં, તે પોપટ આગલ કહી સંભલાવેયાં. તેણીએ પોતાના આશકને તયાં જઈ રાતને દીવસની માફક રોશન કરવાની પોપટ આગલ રજા માંગી, પણ પોપટને તો તદબીરથી તેણીના કાંમમાં ઢીલ નાખવાની હતી, તેથી તે બોલયો:—"ઓ દબદબાની પુજી અને નેયામતની ખાવીંદની, તાહારી ફીકર–ચીંતાથી માહારૂં તમામ બદન ધડકેછે, અને તાહારા અંદેશાથી માહારો જીવ જુદુમાઇ જાયછે. જયાં સુધી તુ તાહારા મનની મુરાદને નહીં પોહોંચશે ત્યા સુધી માહારૂં જીવવું નકાંમ છે. પણ ખુજશતે, તાહરે જાણવુ જોઇએ કે હંમેશાં આશક અને માશુક તેઓની મતલબને પોહોચે તેની સાથે તેઓને ઘણીક અદબ બજાવવી જોઇએ છે. સરવેથી પેહલીતો એ કે આશકે પોતાની માશુક અથવા માશુકે પોતાના આશકના કુતરા વટીકની ઈજત રાખવી જોઇએ. તે કદાચ સાંભલયુબી હશે કે લેલીનો કુતરો જયારે તેણીનાં ઘરમાંથી બાહાર નીકલયો હતો ત્યારે મજનુ તે કુતરાનાં દરેક પગલાં ઉપર માથુ મુકનો ચાલતો હતો, અને જયારે લોકોએ મજનુને તેની આવી રીતની દવાંનગીનું કારણ પુછયું ત્યારે તેણે જવાબ દીધો હતો કે એ કુતરો તેની માશુકના ઘરમાંથી બાહાર આવયો તેથી તેને એમ કરવાની ફરજ પડી છે. માટે, ઓ ખુજશને, જ્યારે તુને તાહારા દોસતની સાથે મુલાકાત થાય ત્યારે દોસ્તીનાં કાયદા તરફ તાહેરે નેઘાહ રાખવી જોઇએ, કારણ કે મોહોબત અને એખલાસ એવી અદાબથીજ વધે છે. વલી

બીજુંતો જેમ એક ચોકીબાંન મરદ પોતાના બાદશાહની પીઠ ઉપર નેગાહ રાખી તે પાદશાહનો વાહાલો થયો હતો તેમ આપણે તેઓની પીઠ તરફ નેગાહ રાખી તેઓ ઉપરની આફતો દુર કરતા રેહેવું જોઇએ." કુદરતબીજ ખુંજરાતેને આ ફાયદા શીખવાની લાલચથી તે વાત સાંભલવાનો શોખ થયો, જેથી પોપટે નીચે મુજબ બોલવા માંડયું.

[દાસતાન બીજું.]

## એક ચોકીબાંનની વફાદારી અને જાનફેશાની.

એક દીવસે તબરસતાંનનાં પાદશાહે એક એવી તો નાદર મીજલસ બનાવી કે તેનો દેખાવ બેહસતના બાગની મીસાલે યાદગાર અને તેજ શનગાહા ફીરદોશની મીસાલે નમુનદાર હતી; મીજલસીઓ તમાંમ ખુશી ખુશાલીમાં હતાં; હર તરફ શરાબનો દોર ફરતો હતો; અને તે શરાબની મસતીમાં સઉ કોઈ ચકચુર બનયા હતા. [અહીંઆં પોપટ શરાબની બેહદ તારીફ કરી વખત કાહાડેછે.] હવે હેવો બનાવ બનયો કે તે પાદશાહાની આ ખુશી ભરેલી મીજલસમાં એકાએક એક મરદ ધસયો આવયો. પાદશાહે તેને તે કોણ છે અને શા કારણે આવયો છે તે વીશે જ્યારે સવાલો કીધા તયારે તેણે જવાબમાં જણાવયું કે "હું ખોર્જંદના અમીરનો એક પાસબાન છઉં, અને હું તે મરદ છઉં કે જે કાંઇ કાંમ આવી પડે તયારે અથવા પોતાના ખાવીંદને માટે પોતાનું માથું આપવાને ડરૂં નહી. મરદીના કાંમમાં હું વાઘની મીસાલનો છઉં; લડાઇના કાંમમાં હું વરૂને પછાડનારો છઉં; માહારા તીરનાં ડરથી આસમાને પણ પોતાના મોહોડાં આગલ આફતાબને આડી ઢાલ કરીને રાખયો છે! માહારા નેજાના ડરથી નેજની સીકલનાં સેતારાએ પોતાનો નેજો હાથમાંથી નાખી દીધો છે; અને એ શીવાય માહારી પાસે બીજા બેસુમાર ખુબી ભરેલા હુન્નરો છે. પણ ખોર્જંદનો પાદશાહ માહારી કદર તથા કીમત પીછાનનો નથી, કે નથી તેને માહારો ગમ, કે નથી તો તે માહારી ઉપર મેહેરબાંન થનો. વાસતે માહારી

ઉમેદ છે કે તું નામવર તાહારા પાસબાંનોમાં મહને બી એક તાહારા પાસબાંન તરીકે રાખે, અને કાંમની વેલાએ હું કેવી રીતે નોકરી બજાવું છું તેની અજમાએસ કરી જોય." પાદશાહે તેનું નાંમ નોંધી લેવાનો તુરત હુકમ કીધો, અને તેની ચાલાકી અને ખબરદારી જોઇને તેની મોરાદ મુજબની જે નોકરી, પોતાના ચોકીબાંનોની સરદારી, તે આપી.

એક મુદત ગુજરી જવા બાદ એક રાતની વેલાએ પાદશાહ પોતાના જરૂખા ઉપર ઉભો રહી હર તરફ નેગાહ કરતો હતો, તેવામાં તેની નજર એક મરદ ઉપર પડી, કે જે તમામ હથીયારબંધ થઇને પાદશાહાનાં મેહેલની સનમુખ પાદશાહ તરફ નજર કરી એકજ પગ ઉપર ઉભો હતો. પાદશાહે જયારે તેને પુછયું કે તે કોણ છે? ત્યારે તે મરદે જવાબ દીધો કે "હું તે ચોકીબાન છઉં કે જેને તેં ચાર વરશની વાત ઉપર તાહરા ચોકીબાંનોની ઉપર સરદારી સોંપી હતી. તે દીવસથી હું આ જગોએ ઉભો રહી માહારૂં મોહોડું દરઘાહની તરફ રાખી આ મેહેલની પાસબાંની કરૂં છઉં, મગર આજ રોજે હું તે બારે હકતાલાની શુકર ગુજારી કરૂં છુ કે તું નામવરે તાહારી નજરે મહને જોયો, અને હું પણ તું શેહેનશાહનાં નેક દીદાર જોવાને નસીબવાંન થયો." આએ રીતની ગોફ્તેગોનાં દરમયાંનમાં એકાએક તેઓનાં કાંનમાં જંગલ તરફથી એક એવો આવાજ આવયો કે "હું જાઉં છઉં, વાસતે કોઈ મરદ એવોબી છે કે તે મહને પાછુ ફેરવે!" આ આવાજ પાદશાહે બે વાર સાંભલયો, જે એવો તો ડરામણો અને ધાસતી ભરેલો હતો કે તેની અસરથી પાદશાહા પોતાના તનની તાકાત ખોહોને બેહોશ બનયા વગર રેહે નહીં, તોપણ હુશીયારી રાખીને પાદશાહે હીંમતથી પેલા ચોકીબાંન ઉપર પોકાર મારી પુછયું કે એ આવાજ શું છે, તે કયાંથી આવે છે, અને તેની મતલબ શું છે? ચોકીબાંને જવાબ દીધો કે "ઓ પાદશાહા સલાંમત! એ ડરાંમણો અને ધાસતી ભરેલો આવાજ હું કેટલીક રાતો થઈ સાંભલ છું,

તાના પેહેરાની જગો ઉપર આવી ઉભો કે પાદશાહે તેને પુછયું કે તે ગયો હતો ત્યાં શી હકીકત બની? ચોકીબાને પોતાનાં દીલમાં અંદેશો કીધો કે અગરજો તે ગુજરેલી વાતને ખરેખરી કેહેશે તો પાદશાહ આગલ તે પોતાને તકસીદીપણામાં લાવશે, તેથી તે બોલયો કે "ઓ પાદશાહા! એક ઓરત પોતાના ખાવીંદ સાથ ઝગડો કરીને ઘુસ્સામાં જંગલ તરફ ચાલી જતી હતી તે એમ બોલતી હતી, તેને મેં પાછી તેના મુકામ તરફ ફેરવી અને તેના ખાવીંદ સાથ પાછી દોસતી કરાવી આપી." પાદશાહા આ વખતે શરમીંદગીમાં ગરકાવ થયો અને આ જવાંમરદની જાંનફેશાંની ઉપર આફરીન કીધી. તેનાથી પોતાનો ભેદ જાહેર કરયા વગર રેહેવાયું નહીં. તે બોલયો કે "તું જેવો બાહાર ગયો કે હું પણ તાહારો દુંમબાલો પકડી તાહારી પાછલ ચાલતો હતો, અને શું બનયું તે તમામ મેં માહારી જાતે જોઇ લીધું છે. તાહારી દલેરીને માટે હું નેહાયત શરમીંદા થયો છઉં, કારણ કે ગયાં ચાર વરસમાં તુંને ચાકરી રાખયા પછી મેં તો કોઇબી દાહાડે તુંને યાદ કીધો નથી, કે નથી તાહારી કદરને પીછાંની, કે નથી તાહારો ગમ ખાધો—— મગર ઇનશાલ્લાતાલા! જો ચાહયું ખોદાનું છે તો હવે પછીનાં તમામ દીવસો હું તાહારી ઉપર નવાજેસ કીધામાંજ ગુજારશ, કારણ કે તું ચોકીબાંનની નોકરી કરવાને લાયકનો નથી, મગર બુઝુરગવારછે." એમ કહીં ખામદાદને વખત ખોરશેદ રોશન થતાં વાર તમરસતાંનનાં પાદશાહે શેહેરમાં મનાદી ફેરવી સરવે બુઝુરગ દાનાવો, અમીર-ઉમરાવો, લશકરનાં સરદારો, તથા સરવે કોઇને પાદશાહી દરગાહમાં હાજર થવાનો હુકમ કીધો. તુરતજ સરવે લોકો હાજર થયા પછી પાદશાહે તેઓ આગલ વીતેલી વાત કહી બતાવી. તેઓની રૂમરૂ પેલા દીદબાંનને બોલાવીને મોટી બુઝુરગીથી તેને તમામ ઉમરાવોની ઉપર સરફરાજી બક્ષી, અને પોતાનો ખજાનો પણ તેને સવાધીન કીધો.

આએ વાત કરી રહયા પછી પોપટે ખુજરતેને કહયું કે "રાસતી જે છે તે હંમેશાં એવી રીતે સાચવટથી જાંનફેસાંની કરવાથી નીભે છે. વાસતે, ઓ ખુજશતે, તું પણ એજ મુજબનું જીગર રાખી ઉઠ, અને જા તાહારા ઇતેજાર યારનાં ઘરની તરફ; પણ યાદ રાખજે કે જેમ મેં તુંને કહયું તેમજ ચાલજે." ખુજશતેએ ચાહયું કે તે પોતાના આશકનાં ઘર તરફ પોતાનું મોહો ફેરવે, પણ આફતાબ ધંધાદારીઓનાં ઉદયોગી પોકાર સાથ પોતાનું મોહો પરૂથવીનાં ગોલાનાં આએ ભાગ ઉપર બાહાર કાહાડવાની તઈયારીમાં હતો, જેથી ખુજશતે પાછી આજે પણ અટકી પડી.

---

## રાત ત્રીજી.

જયારે આસમાનનાં સોનારે આફતાબનું ખાલેસ સોનું મગરેબની મુસમાં મુકયું, યાને રાતનો વખત થયો, ત્યારે ખુજશતે પોતાનાં બદનને સોનાનાં પુતલાંની મીસાલે ભાતભાતનાં જરીયાંનથી સણગારીને પોપટની આગલ રજા માંગવા ગઈ. તે પોપટને કેહેવા લાગી કે "અએ મુલાકાતના કરાવનાર હકીમ, એશકનાં કમળાનાં રોગે માહારા દીદારને પીલો (જરદ) કરી નાંખયો છે, અને શોકનાં ગલબાએ માહારી તંનદરોસતીને બીમારી ઉપર નાંખી છે. વાસતે અગરજો એ કમળાનાં પીલાસને તાહારા રેહેમરૂપી એજમતી મલમથી સફેદાઇ નહીં મલે તો તાહારી મદદથી માહારૂં બીજું કાંમ તે કેમ નીકલી આવશે? રાસત લોકો જે છે તે દુઃખનાં દાહાડા ઉપર મદદ કરનાર હોવા જોઇએ કે હરેક કોઇથીબી કોઇનું કાંમ નીકલી આવે, અને જે રાસત દુઃખનાં દીવસમાં કાંમ નહીં આવે તે તમામ ઉમરમાં શું કાંમ આવનાર હતો! ઓ ભલા પોપટ, તું આજે મહને રજા આપ કે હું માહારા રાસતને મલી માહારૂં દીલ રોશન કરૂં, અને કમબખતીની શીહા રાતને તે રાસ્તના મેલાપથી ચેરાગ બશુ."

પોપટ બોલયો કે "સાંભલ, ઓ ખુજરશતે, અવ્વલથીજ મેં તુને જવાની રજા આપેલી છે, તો તું તાહારા બદનને નાહેક શું કાંમ બાલીને ખાખ બનાવે છે? શા વાસતે તું તાહારા જીવને બાતેનમાં ખલાપામાં નાંખે છે? શા વાસતે તું તાહારા ગરીબ આશકને સતાવે છે? હું પોતે તો નેક સોહોબતનો કરનાર અને વાતોનો ભંડાર છઉં, લેકીન તું માહારાથી જો એવી એવી વાતોજ સાંભલયા કરશે તો પછી તાહારી મોરાદને કયે દીવસે પોંહોંચશે? પણ, ઓ ખુજરશતે,—તેં તાહારૂં બદન તમામ મોતી અને જરીઆંનથી આરાશતે કીધુંચ એ વાત માહારી નજરમાં ઠીક દીસતી નથી. એથી મહને એવી બીહીક લાગેછે કે રખે તાહારો દોસત તાહારાં જરીયાન ઉપર નજર કરી તાહારી દોસતીને એક ખુણામાં નાખે. એજ મુજબ એક સોનીએ એકવાર એક સુથાર સાથની પોતાની જનમની દોસતી ઊપર સુનાંને ખાતર ધુલ નાંખી હતી." ખુજરશતે બોલી કે તે શી રીતે બનયું, જેથી પોપટે તે વાત ચલાવી.

[ દાસતાન ત્રીજું. ]

## સોનાર અને સુંથાર.

કોઇએક શેહેરને દરમયાન એક સોનાર અને એક સુથાર બે દોસ્તો રેહેતા હતા, જે બંનેની દોસતીની મોહોબતનો ગાંઠ એવોતો જોડાયલો હતો કે ગોયા આસમાન પરનાં બે સેતારાઓ જેઓ જુદા પડતા નથી તે મીસાલે તેઓ કદી જુદા પડતા નહીં હતા. રાત અને દાહાડો તેઓ સાથેજ ગુજારતા હતા. તેઓની દોસતી ઉપર જે કોઈ નીગાહ કરતા હતા તેઓ સરવે તેઓને બે ભાઇ તરીકે પીછાંનતા હતા, કારણ કે વલી તેઓનો દેખાવ પણ એકજ તરેહનો નજરે આવતો હતો. બનાવ એવો બનયો કે આએ બેઉ દોસતો ઉપર તંગી આવી પડી, તેથી પોતાનું નસીબ કોઇ બીજાં શેહેરમાં જઇને અજમાવવાનો તેઓને વીચાર આવ્યો. આ ઉપરથી પેહેલાં સોની પોતાની મુસાફરીએ

નીકલવાને તઈયાર થયો, પણ બેઉ દોસતો કદીબી જુદા પડતા હતા નહીં, તેથી આ મુસાફરી પણ તેઓએ સાથેજ કરવાના વીચારથી, અને જયાં એક જાય ત્યાં બીજાએ પણ જવું એવા ઇરાદાથી, સુંથાર પણ તેની સાથેજ જવાને તઈયાર થયો. તેઓ એક બીજા શેહેરમાં જઇ લાગા, પણ જેમ "નસીબ ચાર કદમ આગલને આગલ," તેમજ તેઓના હુનર અને કારીગરીની માહીતગારી આ જગો કંઈ કામ આવી નહીં. જોકે તેઓ હુનરમંદ હતા ખરા, તોપણ તેઓના હુનરની પીછાંન કરનાર ત્યાં કોઇ નહીં હતું, જેથી તેઓ ખરચનાં પઇસા વગર ઘણાજ આજેજ થવા લાગા. મુફલેસીના જખુન દુઃખો કેવાંછે તેનો અનુભવ તેઓ અહીયાં સારીકાંની ચાખવા લાગા. આવી રીતની કંગાલીયતની મુશીબત ભોગવવા કરતાં હવે કોઇ બીજો ઉપાય લેવો તેઓએ બેહેતર વીચારયો. સુથાર કરતાં સોનીનું લોહી જાતે ચાલાક હોય છે, તેથી સોની બોલયો કે "આપણને કંઇ એવો ધંધો કરવો જોઇએ કે જેથી રોજી પેદા કરીએ તો તે આપણી જીંદગી ગુજારવાનો સબબ થાય. યકીન પરમાણીકપણેથી આપણી કારીગરીની મદદે આએ શેહેરમાં આપણુ ગુજરાન ચાલે એવુ મહને કંઈ દીસતું નથી. વાસતે ઇલાજતો હવે એજ છે કે હીલ્લો અને મકર કરવુ સજાવાર છે. આએ શેહેરમાં એક દેહરૂં બાંધેલું છે અને તેમાં ઘણાંએક સુનાંના પુતલાંઓ ગોઠવેલાં છે, એટલુંજ નહીં, પણ તે પુતલાંઓને જવાહેર અને યાકુતથી જડી લીધેલાં છે. વાસતે આપણે બેઉ જણ સાધુના લેબાસથી તે દેહરામાં જઇએ, અને તે પુતલાંની ભક્તીમાં આપણે મશગુલ થઇએ. પણ નેગાહ રાખતા રેહવું કે ફુરસદની વખતે જયારે તક મલે તયારે પેલાં પુતલાં અને તેઓની ઉપરનાં જવાહેરને બાહાર કાહાડી તેથી આપણે આપણી બાકીની જીંદગીનાં દીવસો સુખ ચેનમાં ગુજારીએ." મુફલેસીથી ખતંગ થયલો માણસ ગમે તે કરવાને કબલ થાય છે, તેમ સુંથારે તે વાત કબલ કીધી

અને બંધે જણાએ તેજ મુજબ સાધુના લેબાસમાં પેલાં ડેહેરાંના રસતા પકડયો. તયાં આવી તેઓ પેલાં પુતલાંની ભકતી અને અષટાંગદંડવત એવી તો રીતે કરવા લાગા કે તે જોઇ તયાંનાં બીજા પુંજારાઓને ઘણી શરમીંદગી પેદા થઈ. તેઓ પોતે કબુલ કરવા લાગા કે ભકતી અને સેવા કરવાની રીત તો આ બે નવા પુરૂષોજ સમજે છે; દેવોની ભકતી એજ રીતની બજાવવી ઘટે છે. જોકે તેઓએ પોતાની આખી ઉમર આએ પુતલાંઓની પુજામાં ગુજારી હતી તોપણ તેઓથી આવી રીતની ભકતી કોઈ દીવસે થઈ નહીં હતી. જેમ જેમ વખત નીકલતો ગયો તેમ તેમ પેલાં પુતલાંના અસલ પુંજારાઓ પોતાની પુંજા કરવાની રીતમાં બીજાનું જોઇને સુધારો કરવાને બદલે મન ઉતારો કરતા ગયા, અને "પુંજા કરવી તો સંપુરણ કરવી, નહીં તો કરવીજ નહીં," એવા વીચારથી તેઓ એક પછી એક શરમનાં મારયા પોતાની મુરતીઓ છોડીને ઓઈનશીન થવા લાગા. આએ પુંજારાઓમાં બે વડાઓ હતા તેઓને જયારે એમ થવાનુ કારણ પુછવામાં આવયું તયારે તેઓએ જણાવયું કે "પુંજા કરવી તયારેજ ઘટારતછે કે જેયારે પેલા બે સાધુઓ જેમ ભકતી કરેછે તેમ કરે તયારે. અને તેઓના જેવી શકતી અને હુશીયારી અમારામાં નથી, તેમજ તેઓની માફક વખતે વખત પુંજા કરવાને હાજર થવાનું અમોને એકીન પણ નથી. ત્યારે એવી બેમન પુજા કરવા કરતાં તે નહીં કરીએ તેજ બેહેતરછે." આ મુજબ આસતે આસતે આ દેહેરૂં પેલા સોનાર અને સુંથાર સાધુ શીવાય બાકીનાં તમાંમ સાધુઓથી ખાલી થઈ ગયું. શેહેરનાં વેહેમી લોકોનો એતેકાદ તેઓ ઉપર એવોનો મકમ બેસી ગયો કે તેઓએ આ દેહેરનો સઘળો હવાલો અને કુંચી પણ આ બે સાધુઓનેજ સોંફી દીધી. આ મુજબ પોતાનાં ધારેલાં કામમાં ફાવતા જવાથી એક દીવસે આ બેઉ લફંગા સાધુઓએ મસલત કરી શેહેરનાં આગેવાનો અને માહાજનનાં વડાઓ આગલ જઇને કહયું કે "ગઇ રાત્રે અમોએ એવો

સવપનો જોયો છે કે આપણા ડેહેરાંમાંની સઘલી મુરતીઓ સજીવન થઇ અમોને કેહેવા લાગી કે 'આ શેહેરનાં લોકોએ અમારી સેવા અને પુંજા કરવાની છોડી દીધી છે, વાસતે અમોતો હવે અહીઆંથી બીજાં કોઈ એવાં શેહેરમાં જઈશું કે જયાંનાં લોકો અમારી પુજા અને સેવા બજાવે, અને ઘટતી ભકતીથી અમારૂં મન રીજવે.'' આ વાત સાંભલવાથી શેહેરનું સઘલું માહાજન ધાસતીમાં પડયું. લોકો સહમજવા લાગા કે આ દેવો જો અહીયાંથી જતા રેહેશે તો પછી તેઓની ભકતીની બરકતથી તેઓને બેનસીબ રેહેવુ પડશે. આ ઉપરથી માહાજનનાં શેઠીઆઓએ માહાજન બોલાવી, એક વીચાર થઇ એવો જવાબ વાલયો કે "જો કદાચ તમો બીજીવાર આપણા દેવતાઓને સવપનામાં જુઓ તો તેઓને સહમજ પાડજો કે 'ઓ દેવતા માહારાજો, અમોએ તમારી પુંજા પાત્રી કરવાનું છોડી દીધું તે કંઈ એટલા વાસતે નથી કે તમે પુંજા કરવાને ઘટમાંન નથી; પણ એટલાજ માટે કે તમારી મનમાનતી, તમોને ભાવતી અને તમોને યોગય સેવા અને ભકતી કરવાને અમો અશકત છઇએ, તેથી અમારૂં મન એવી અધુરી અને કાચી સેવા કરવા ઉપર લાગતુ નથી.'" આ વાતને કેટલાક દીવસો ગુજરી જવા બાદ પેલા બેઉ ઠગારાઓએ એક રાત્રે તમામ સુનાંના પુતલાઓને ડેહેરાંમાંથી બાહાર કાહાડયાં, અને ઘણીજ મેહેનત ખેંચીને રાતો રાત તેઓને બીજે ઠેકાણે જમીનમા એક ઊંડો ખાડો ખાણી ભુમીવાસ કીધાં. બીજે દીવસે બામદાદમાં તેઓ ઘણાજ ઉદાસ ચેહેરે શેહેરનાં માહાજનના અધીકારીઓ આગલ ગયા, અને કેહેવા લાગા કે "ગઈ રાત્રે દેવતાઓએ તમારૂં ડેહેરૂં ખાલી કીધુ છે, અને અમારી દેખતી આંખો આગલ પરગટ થઇને બાહાર નીકલી ગયા; તોપણ તમો હમણાં કંઈ ધાસતી માં કરો, અમો હજી કેટલાક દીવસો સુધી તેઓની ભકતી, પુંજા અને સેવા કરયા કરીશું, અને ઘણુંએક રદન તથા મીનત કરી તેઓને પાછા બોલાવાની વેતરણ કરીશું. પછી જોઇએ કે

તેથી કંઇ તેઓને દયા ઉપજે અને પોતાનાં ડેહેરાંઓમાં પાછા પધારે. અગરજો તેઓ તેમ કરશે તો ભલે ભલું, નહીં તો પછી અમો પણ કોઈ બીજા દેશનો મારગ પકડીશું કે જ્યાં દેવતાઓ અને દેવીઓનાં પુતલાંઓ હશે, કારણ કે અમોને પણ ભકતી કીધા વગર ઘડી ચાલે નહીં." આ મુજબ તેઓ કેટલાક દીવસ રેહેવાબાદ એક દીવસે તે ડેહેરાંમાંથી બાહાર નીકલયા, અને જે જગયાએ પેલાં પુતલાં દાટેલાં હતાં ત્યાંથી બાહાર કાહાડી લઇને પોતાને શેહેર રવાંને થયા. તેઓએ એવો ઠરાવ કીધો કે આ પુતલાંઓને તેઓનાં શેહેરની નજદીકની કોઈ જગોએ દાટવાં, અને કાંમ પડે તેમ તેમાંથી થોડુ થોડુ લાવીને તે ભાંજી પોતાના ખરચનાં ઉપયોગમાં લેવું; કારણકે એકદમ તે વટાવનાં અને એકદમ દોલતવાંન થઇ જવાથી કદાચ તેઓ લોકોનાં શકમાં આવી પડે. તેઓ આગલ મુજબજ સલાહ સંપન્યથી પોતાનુ ગુજરાંણ ચલાવતા હતા, પણ મુફલેશીને બદલે હમણાં તેઓ આગલનાં કરતાં સુખચેન અને ખુશી ખુરમીમાં પોતાનો વખત ગુજારતા હતા. એક દીવસે સોનારે પોતાની નજર બગાડીને સુંથારે મુકેલી દયાનત સાથે તેની જનમની દોસતીને ઉધી વાલી. સોનારની જાતના હમેશાંના ખવાસ મુજબ તે પેલાં પુતલાં બાહાર કાહાડી પોતાને ઘર લઈ ગયો, અને હવે અહીંઆં તેનાં મકર અને હીલ્લા જોઇ લેઓ. રાત્રે આએ વીસવાસઘાત અને ચોરી કરી બીજે દીવસે બામદાદમાં તે સુંથાર પાસે ધાંધલ કરતો ગયો, અને તેની દાંમન પકડી ઉલટો તેનેજ ગલે પડવા લાગયો કે "ઓ બેવફા ચોર! તેં એક-બીજા સાથની મીત્રાચારી અને સલાંમ અકરાંમનાં વેહેવારનોબી વીચાર રાખયો નહી! આટલાં બધાં વરસની દોશતીને તેં ફના કીધી અને મહને માહરા હીસાથી બેનસીબ કીધો. એ જર તું કેટલા દીવસ સુધી ખાશે!" તેના આ બોલવાથી સુંથાર પાંમી ગયો અને ઘણો હેરાંન રહયો. તોપણ સોનારના કરતુક અને તરકટને એક કોરે મુકી તે બોલવા લાગો કે "અએ સોનાર! આએ

तुं शुं बोलेछे? तुं पोतानी ऐबने माहारा शीर उपर मुकेछे?——" ते वधारे बोलवा जाय छे, पण सोनार पोतानी चापलुसी भरेली चालने लीधे तेनी उपर फावी बोलवा लागो के "ओ बेवफा! बस आजथी तुने में तरक कीधो छे, जा! हवे तुंबी महने छोडो दे अने ए वातनुं तोहोमत माहारा शीर उपर मेलतो ना, कारणके ए बोहोतांन मोटु छे." कुदरती रीते सुथारने दबी गयलो जोइ सोनारे तेनी दामन छोडी चालती पकडी; अने सुंथारे जोयुं के हवे ज्यारे तेनो अज्जज दोसत बेमुरवत थयो तो पछी तेवा बेवफानी दोमतीथी तेने दीलोजानथी हाथ उठाववाने शुं हरकत छे? सुथार जो के नरम सवभावनो, शयाणो तथा हुनरमंद होतो, तोपण— जाहेरमां ते सोनार साथे कई अदावत नथी एवु बताव्या छतां—अंदरखांनथी तेनी उपर कीनो लेवानी राहा जोतो होतो. पोते हुनरवान होवाथी पेहेलतो तेणे एक हुबेहुब सोनारनाज जेवुं लाकडांनु पुतलु बनावयु, अने तेने पेला सोनारना जेवांज कपडां पण पेहेरावयां. तयार पछी तेणे बाहारथी रीछनां बे बच्चां पेदा कीधां अने ते बचांनो खोराक ते पेलां पुतलांनां हाथमां अने कपडानी दामनमा राखतो हतो, जे पेलां बच्चां ज्यारे भुखां थतां हतां तयारे तेमांथी खातां हतां. तेओने ज्यारे आ मुज्ब खोराक लेवानी टेव पडी गई तयारे तेओ ते पुतलां साथ हली जइ तेने वलगीने खेल अने खेल करवा लागा. सुंथारे ज्यारे तेओने आ मुजब तमांम केलवायलां जोयां तयारे एक दीवसे तेणे एक जमवानु खानुं आपयुं अने तेमां पोतानां केटलाक खेमीओ अने दोसत आसनावोनी साथ तेओनी ओरतोनबी बोलावी, जेमां आगला दोसत तरीके पेला सोनारने तथा तेनी ओरत अने बच्चांओने पण ओजन कीधुं. सोनारने शरम पोंहोचवाथी पोते नहीं आवयो, तोपण तेणे पोतानी ओरत अने बे छोकराओने मोकलयां. सुथारे पोतानां घरमां एक ओयरू बना-

વર્યું હતું, જેમાં એક તક સાંધી પેલા છોકરાઓને તેણે ઉતારી દીધા. તુરતજ તે પેલાં રીંછનાં બે બચાંઓને બાહાર લાવયો અને બાહાર સોહોર મચાવી દીધો કે સોનારનાં બચાંઓ રીંછની સીકલનાં થઇ ગયાં છે! આ ખબર પોંહચતાંજ સોનાર અકરાટ અને ઘભરાટમાં દોડતો આવયો અને સુથારનાં મોહોડાં અને માથાં ઉપર હાથ મારી પુછવા લાગો કે તેનાં બચાંઓનુ તેણે શું કીધું? તે તકરાર કરવા લાગોકે આદમીના બચાં રીંછની સુરતનાં કેમ થઇ શકે? તેઓનો જઘડો ત્યાં એટલો તો વધી પડયો, કે બેઉ જણા હાકમની પાસે ઈનસાફ કરાવવા ગયા. હાકમનાં પુછવા ઉપરથી સુથારે જણાવ્યું કે "સાહેબ, એ સોનારનાં બધે બચાંઓ માહારા ઘરમાં આવ્યાં હતાં ખરાં, પણ તેઓ રમતાં હતાં તેવામાં એકાએક તેઓ ભોંય ઉપર તુટી પડયાં, અને જરા વાર તફડી તફડીને આએ રીતે રીંછની સુરતનાં બની ગયાંછે." હાકમે જયારે એ વીશેની તેહેકીક કરવા જણાવ્યુ, ત્યારે સુંથારે જણાવ્યું કે "એક જમાંનાંમાં એક ટોલો એજ મુજબ પોતાની સુરત બદલી બીજી સુરતનો થઈ ગયો હતો, પણ તેઓની જાતી અકલ કંઈ બદલાઈ નહીં હતી. વાસ્તે અગરજો આએ બેઉ બચાંની સુરત બદલાઈ ગઈ તો તેનો શું મુજાકો છે? તેઓની અક્કલતો કંઈ બદલાઈ નહીં હશે. અને વલી તેઓનો બાપતો તેની અસલ હાલતમાં છે. માટે બેહેતર એ છે કે આ શેહેરનાં તમાંમ આદમીઓને એકઠાં કરીને તેમાં આ સોનારને ઉભો કરવો; પછી આ રીંછનાં બચાંઓને તેઓની નજદીકમાં છોડી મુકવાં. હવે આ બચાં જો પોતાનાં બાપને ઓલખતાં હશે તો તેની પાસ જઇ તેઓ તેને વલગશે અને ગેલ કરશે. આ વાત મઉ કોઇને પસંદ આવી, જેથી સરવે લોકો શેહેરનાં એક ચોકમાં જમાવ થયાં અને તેમાં પેલા સોનારને બેસી દીધો. હવે જયારે આ ટોલાંની વચે પેલાં રીંછનાં બચાંને છોડી મુકયાં, ત્યારે તેઓ તે સોનારને પેલું લાકડાંનું પુતલું સમજી વલગવા લાગાં અને ખોરાકને માંટે તેનાં હાથ અને દામન સાથ વીક-

લાડ અને ગેલ કરવા લાગાં. સોનાર તેઓને ઘણોએ હાંકી કાહાડતો અને તેઓથી દુર રેહેવાને ચાહાતો હતો, તોપણ તેઓ વધારે જોસથી તેની તરફ દોડતાં હતાં! જ્યારે પેલા હાકમે આ રીતનો તમાસો દીઠો ત્યારે તે અજાયબ થયો અને સોનારને તે બેઉ બચ્ચાંઓને તેને ઘેર લઈ જવાની ફરજ પાડી. હાકમે જણાવ્યું કે તે સોનારથી કદાચ કાંઈ ગુનાહ થયો હશે, માટે તેને સજાવાર છે કે તે હકતાલાની પાસ દરગુજર ચાહી દુવા માંગે, અને ચાહાતું ખોદાનું જો હશે તો એ બેઉ બચ્ચાં પાછાં પોતાની અસલી સુરતે આવશે. હાકમનાં આ હુકમથી સોની ઘણો નાખુશ થયો. તેણે જોયું કે હવે તેનું એમ કંઈ વલવાનું નથી, તેથી તેણે સુથારનાં પગ ઉપર માથું મુકયું અને કેહેવા લાગો કે "ઓ સુથાર! પેલા જરને વાસતે તેં પોતે આ હરકત મહને કીધી છે, કે જે જર મેં તમામ અનામત રાખેલો છે. તે તમામ જર બરકરાર છે, અને જો કે તે જરમાંનો ફકત અરધો ભાગ તુને મલવો જોઈએ, તોપણ તે જરમાંથી ત્રણ ભાગ તું પોતે લે અને એકજ ભાગ હું લેઉં— પણ તું માહારાં બચ્ચાં મહને પાછાં હવાલે કર." સુથારે જણાવ્યુ કે "એ બાબદમાં તેં ચોરી કીધી છે, અને ચોરી કરવી એ એક મોટો ગુનાહ છે, વાસતે અગરજો તું તાહારા કીધેલા ગુનાહથી તોબાહ કરે, અને હકદારનો હક પાછો પોહોંચાડે તો તેમાં કંઈ તે મોટું કાંમ કીધેલું ગણાય નહીં." તોપણ જયારે પેલા સુંથારે સોનારને તેનાં બચ્ચાં પાછાં અસલી સુરતે લાવી આપવાને જણાવ્યું, ત્યારે સોનાર પોતાને ઘેર ગયો અને તેની કબુલાત મુજબ ત્રણ ભાગ જર સુંથારને માટે લાવ્યો, જેથી તેનાં છોકરા તેને પાછા મલ્યા!

---

આ નામાંનો ગોહેર પોપટે જયારે આ વાત પુરી કીધી ત્યારે તેણે જણાવ્યું કે "ઓ ખુજસ્તે, આ ઉપરથી તાહારે પણ ધડો લેવો જોઈએ કે જેમ સોનાર અને સુંથાર વચેની દોસતી

'ઘણી જુની અને મકમ હતી, લેકીન તે સોનીએ જરની લાલચથી તેની ઉપર ક્ષુલ વાલી. અને તુ પણ એ દીહાડાની દોસતીને ખાતર ઘણો સાણગાર કરીને જાય છે, એ મહને ઠીક દીસતુ નથી. કદાચ તે પણ તાહાગ જર ઉપર નજર બગાડે તો તેની સાથની તાહારી દોસતી પછી શા કામની?" પોપટની વાત ખરી માંની ખુજશતે પોતાનો સાણગાર ઉતારવા ગઈ, અને પાછી ફેરી એવું ચાહે કે હવે તે લાગલીજ બાહાર ચાલી જાયે, પણ તેની આગમચ આફતાબે પોતાનાં સુનેરી કીરણોથી આ ફાની દુનીયાને આગસતે કીધી હતી, તેથી વલી પાછું ખુજ-સનેનું જવું ઢીલમાં પડ્યું.

---

## રાત ચોથી.

---

જયારે રાતનો વખત થયો ત્યારે ખુજશતે એક ખીલતાં ફુલની મીસાલે હસતી અને નાજ કરતી પોપટની પાસે રૂખસત લેવા આવી, અને કેહેવા લાગી કે "એ જમાનાંના બુલબુલ! તુને કંઈ માહારાં દરદની ખબર છે? શોકનાં ગલબાએ માહારી સબરને તારાજ કીધી છે, અને એશકની બેકરારીએ માહારી સબુરીનાં ઘરને ઉજડ કરી નાંખ્યું છે. માહારી જુદાઇની અ-ધારી રાતની બામદાદ થતી નથી, અને માહારી શોકની સાંજનો ચેરાગબી થતો નથી. વાસતે આજની રાતે તો તુ મહને જરૂર રજા આપ કે માહારી આંખોનાં બથે દીદા માહારા યારને મ-લીન-રોશન કરૂં, અને માહારા ગમ ભરેલા સીનાને માહારા દોસત સાથે મળીને ગુલજાર કરૂં." પોપટે કહયું કે "એ ખુજશતે, તાહારા કાંમથી તુને અટકાવવાનું મહને શું કારણછે! ઉલટું માહારૂં ગુજર તાહારાં કાંમને લીધે ખલયા કરે છે, અને તુંજ માહારી વાતો સાંભલવાને દરરોજ રાતે ઈંતેજાર રહી તારાં કાંમનો બગાડ કરે છે. મહને પોતાને બીહીક લાગેચ કે થોડાં

દાહાડામાં હવે રખે તાહારો ખાવીંદ મુસાફરીથી આવી પોંહાંચે અને તું તાહારી મુરાદ પાંમવાને પેલા અમીરજાદાની માફક બેનસીબ રહીજાય, અને પછી તે જેમ એક સીપાહમરદની ઓરતથી શરમીંદા રહયો હતો તેમ તુને રેહેવું પડે." ખુજશતેને ગોયા મોહોબત કરતાં વાતો ઉપર વધારે ચરસ હોય તેમ તેણીએ ઈંતેજારી બતાવી પુછયું કે તે વાત વલી શું છે, જેથી તેણીને એક બીજી રાત પોબાવાની પોપટને એક અછી તક મલી.

[ દાસતાંન ચોથું. ]

## ફુલનો તોરો.

એક જમાનાંનાં દરમયાંનમાં એક શેહેરમાં એક સીપાઈ રેહેતો હતો, જેની ઓરત એટલીતો ખુબસુરત હતી કે તે વખતે તે શેહેરમાંતો શુ, પણ આખી દુનીયાંમાં તેવી ખુબસુરત ઓરત ભાગ્યેજ મલી શકે. તે સાથે વલી તે એવીતો પાક-દામાંન હતી કે તેણીના મરદ પોતાને એક ખરોજ નસીબવાંન સમજતો હતો. આવી એક ઓરત હાથ લાગવાથી તે હમેશાં તેણીને ઘણીજ સંભાલથી રાખતો હતો, અને એટલુંબી નહીં ચાહાતો હતો કે તેણીની ઉપર થંડો પવનબી લાગી શકે। આ સીપાઈ તેણીની ઉપર એટલોતો દેવાંનો બની ગયો હતો કે ધંધો ચાકરી છોડી દઈ તેણીને તે જરા પણ વીહીલી મુકતો નહીં હતો. આવી રીતની ચાલથી ગમે તેવો દોલતવાનબી થોડા વખતમાં કમબખત બની જાય તો એક ગરીબ સીપાઇની શુ બીસાદ? તેમજ આવી રીતની ચાલથી આ અદેખા સીપાઇ ઉપર મુફલેસીની આફત આવી પડી, અને મરદ તથા ઓરત બેઉ બતગ હાલતને લીધે દલદરસી પામવા લાગાં. જયારે કંઈ ઉપાય રહયો નહીં તયારે પેલી ઓરતે એક દીવસે પોતાના ખાવીંદને કહયું કે "માહારી ઉપર દેવાંનો બની માહારો પીછો પકડી રાખી તેં તાહારે પેશો છોડી દીધો છે અને કોઇની ખીદમત-ચાકરી કરતો નથી પણ આપણુને જો કઇજ નહીતો રોટીબીતો ખાવાની જોઇએ,

અને તેને વાસતે કંઇબી કરવું જોઇએ. એમ બેસી રેહવાથી કંઇ વલવાનુ નથી. દાનાવ લોકો કહી ગયા છે કે ત્રણ કારણોને લીધે આદમ જાતેજ પોતાનો ધંધો તરક કરવો પડે છે: એકતો શરમને લીધે તે ચાકરી અથવા ધંધો નહીં કરે, બીજું તો તે ઘણોજ પહેરેજગાર હોય, અને ત્રીજું તો તે આળસુ હોય. હવે આએ ત્રણ તબકામાંથી આળસુને આખરે ચોરી કરવાની ફરજ પડેછે, પહેરેજગારને લોભ અને લાલચ કરવી પડે છે, અને શરમને લીધે જે કોઇ આજે કંઇ નહીં કરે તેને આવતી કાલે ભીખ માંગવાની ફરજ પડે છે." સીપાઇએ પોતાની અદેખાઇ જાહેર કીધી અને જણાવ્યું કે તેને તેણીની ઉપર એતિબાર નથી! તયારે બીબીએ કહયું કે "આ જુઠા ખયાલને તાહારા મગજમાંથી તું દુર કર; કારણકે જે નેક બખત ઓરત હોએ તે ગમે તેવા મરદના ફરેબથી જેમ કદી ફરતી નથી, તેમજ જે બદકાર અને બુરી હોય તેને કોઇબી મરદ ગુનાહના ઉંડા ગારમાં પડતી અટકાવી શકતો નથી. વલી જેમ જેમ એક મરદ પોતાની ઓરત ઉપર કાબુ રાખી તેણીની જાલવણી કરે છે તેમ તેમ તે ઓરતમાં વધારે બદ ફેલ પેદા થાયછે. તે વીશેની ખાતરીને માટે જો સાંભલ:—

"પેહેલવાની બદનની એક મરદની ઘણીજ ખુબસુરત ઓરત હતી તે પોતાના ખાવીંદનુ હીર તપાસવાને એક દીવસે પોતાની બેહનને મરદનો પોશાક પેહરાવી તેને પોતાને ઘર બોલાવી પોતાના મરદની ગેરહાજરીમાં તેની શાથ સુતી. વખત થતાં તેણીનો મરદ-પેહલવાન જયારે ઘરમાં આવયો તયારે તેણે એક પારકા મરદને પોતાની ઓરત સાથે સુતેલો જોયો, લેકીન તેની ઉપર જરાબી કીનો કે કોફ બતાવયા વગર ભલમનસાઇથી પેલી મરદના લેબાસની ઓરતને ઉઠાડી કહયું કે 'તું ઉઠ, હવે માહારી નોબત આવી!' આએ જોઈ તેની ઓરત હેરાન અને અજાયબ થઈ પુછવા લાગીકે 'ઓ પેહલવાની બદનનાં ખાવીંદ, શું છે કે તાહારૂં આવું કદાવર આંગ હોવા છતાં, તાહારી નજરે

આવો એક દેખાવ જોવાં છતાં, તુને જરાબી ખફગી કે કેહેર ઉપજે-ચો નથી!' પેલા મરદે જવાબ દીધો કે એક દીવસે તેના જોવામાં એક જંગલમાં અજાયબ જેવો ખેલ આવચો તે દીવસથી ઓગત જાત ઉપર વર્સવસો રાખી તેની ખાણખોદ કરવી તેણે છોડી દીધી છે. એવું બનયું કે એક દીવસે તે જંગલમાં ફરતો હતો તેવામાં તેની નજરે દુરથી એક મસત હાથી ઉપર પડી, જેની દેહેસતથી તે એક જાહાડ ઉપર ચહડી બેઠો. પણ બનયું એવું કે તે હાથી પણ તેજ જાહાડ નીચે આવીને તયાં પોતાની પીઠ ઉપરથી એક અંબારી નીચે ઉતારી પોતે એક જંગલમાં ચરવા ગયો. તુરતજ તે અંબારીમાંથી એક બેહદ ખુબસુરત ઓરત બાહાર આવી, જે જોઈ આ મરદથી રહી સકાયું નહીં, તેથી તે નીચે ઉતરચો. થોડા વખતમાં તેઓ એશકનાં ફરેસ-તાનાં વીચીત્ર પરાકરમથી હમભીસતર થયાં; ને પછી પેલી ઓરતે પોતાનાં ગરિબાનમાંથી એક ગાંઠ-ગાંઠવાલો રેસમનો દોરો બાહાર કાહાડી તે ઉપર એક બીજી ગાંઠ વાલચો. જયારે આ પેહેલવાને તેણીને તેમ કરવાનું કારણ પુછયું તયારે તેણીએ જણા-વયુ કે 'આ મરદ માહારો ખાવીંદ છે. તે એક જોગી છે, અને સીમીયાંના એલમમાં એવોતો કાબેલ છે કે આદમીને હેવાં-નની સુરતનું બનાવી સકે છે. પણ પોતાની ઓરત વીશે તે દીલમાં એટલો તો બેવીસવાસ છે કે આએ મુજબ તે માણસ જાતની વસતી અને આબાદાનીથી મહને દુરને દુર રાખે છે, અને જંગલે જંગલ લઇને ફરે છે. આટલી બધી તેની માહરી ઉપર જાલવણી અને નીગેહદસતી છતાં, તેના હાથમાં આવી રીતે હું ગીરફતાર હોવા છતાં, આજ દીન સુધી મેં નવાણું બેગાના મરદ સાથ સોહોબત કીધી હતી, અને આજ દીન તું સુધાં એકસો મરદનાં એકસો ગાંઠ આ દોરી ઉપર પુરા થયા! માટે તુ જાણે કે દરેક મરદની સોહોબતનો આ દરેક ગાંઠ છે, અને હજીબી હું નથી જાણતી કે એ દોરી ઉપર બીજા કેટલા ગાંઠ વલશે, અને તેનો અત કયાં આવશે, જયારથી આ મરદ

તે ઓરતની આએ વાત સાંભલી તયારથી તેણે તે ઓરતના મકર અને ફેલ ઉપર તોબાહ કીધી, અને પોતાની ઓરતને ગેબની જાલવણી તલે સોંફી."

પેલા સીપાઈની ઓરતે જયારે પોતાના ખાવીંદને આએ વાત સમજાવી તયારે તેણે જણાવ્યું કે તે ઓરત જેમ હુકમ આપે તેમ ચાલવાને તે તઈઆર છે. તયારે તે ઓરતે જણાવ્યું કે "જો તું સુખી થવા ચાહતો હોય તો તાહારૂં દીલ માહારા વીશેના અંદેશાથી ખાલેસ રાખ અને બુજરગ લોકોની અંદર જઈ તેઓની ખીદમત બજા લાવ. જો હછબી તાહારો વસવસો માહારી ઉપર હોય તો તે દુર કરવાને માટે હું તુને એક ફુલનો તોરો બનાવી આપુ છું કે જે માહારી પાકદામન ચાલની નીશાની તરીકે રેહશે. જયાં સુધી તે તાજો રેહે તયાં સુધી તુ એમ જાણજે કે હુ પોતે પણ તે ફુલનાં દડાની મીસાલે પાક છઉ; લેકીન તે તોરો તુ કરમાયલો જોય તો એમ જાણજે કે માહારી પાકદામન બગડી હું નાપાક થઈ છુ." તેણીએ આ સીપાઈને એક અજાયબ જેવો ફુલનો તોરો બનાવી આપયો, જેથી તે સીપાઈ ખુશી થતો નોકરીને માટે મુસાફરી કરવાને બાહાર પડયો. તે એક શેહેરમાં નીકલી ગયો, અને તયાં એક અમીરને તયાં જઈને નોકરી રહયો. તે અમીરની ચાકરી તે જો કે બરાબર બજાવતો હતો, પણ પેલો ફુલનો તોરો તે જરા વાર પણ પોતાની સાથેથી વીહીલો મુકતો નહીં હતો. હવે એવું બનયુ કે પાનખર રૂતુમાં જયારે બીજા જાહાડોની સાથે ફુલનાં જાહાડો પણ સુકાઈ ગયાં, અને કોઈ ઠેકાણે તાજા ફુલ નજરે નહીં આવતાં હતાં, તયારે તે સીપાઈના હાથમાં હંમેસાં તાજો ફુલનો તોરો જોઈ પેલા અમીરજાદાને અજાયબી લાગી. તેણે પોતાની આસપાસના મીજલસીઓને તે વીશે જયારે પુછયું તયારે તેઓ પણ પોતાની અજાયબી બતાવા લાગા; જેથી સઘલાઓએ એવો ઠરાવ કીધો કે એ વીશેની તેહેકીક કરી એની ખબર એ સીપાઈથીજ મેળવવી. અમીરજાદાએ જયારે સીપાઈને પુછયુ ત્યારે

તેણે જવાબ દીધો કે "સાહેબ, એ ફુલનો તોરો છે તે પાકીજગીની ચીજ છે. માહારી ઓરત જાતે ઘણીજ પાક અને એકીનદાર છે તેણે મહને એ તોરો પોતાની પાકીજગીની ઇધાંની દાખલ આપેલો છે, જેથી કરીને જ્યાં સુધી તે પાકદામાંન છે ત્યાં સુધી એ કદી કરમાવાનો નથી. જ્યારે એ તોરો કરમાઈજશે ત્યારે હું એમ સમજીશ કે માહારી ઓરતે પોતાની દામાન અને વફાદારી બગાડી." અમીરજાદાને આ વાતથી હંમતું આવયુ. તેણે જોયું કે આ સીપાઈને તેની ઓરતે ખરેખર ઠગયો છે. ફુલનો તોરો આ મુજબ કંઈ હંમેશાં તાજો ને તાજો રેહે નહીં. તેથી તે આ ગરીબ સીપાઇની મશકરી કરવા લાગો. તે કેહેતો હતો કે "એ ઓરત જાદુગરની હશે. જાદુઈના જોરથી ફુલોને એ ઘણા દીવસ સુધી તાજાં ને તાજાં રાખી શકે છે, અને વલી તેના વાસ પણ જેવાને તેવો રેહે છે. ખરેખર તુને બીચારાને તે ઓરતે આએ ફુલનો તોરો આપીને અહીં મોકલયો કે તું તેની લંપત લેયા કરે, અને તે પોતે કોઇ બીજાને પોતાની જોબનપુર મોહોબતની લંપત આપતી હશે." આવા આવા સખત બોલોથી જો કે તે સીપાઇ ઘણો બેજાર થતો હતો, પણ કરે શું? તે સઘલી મશકરી સામે તેને ચુપકીદી એખતયાર કરવી પડતી હતી. આએ મુજબ ઘણો લાંબો વખત ગુજરી ગયો, અને પેલા અમીરજાદાએ જોયું કે તેની મશકરીઠઠાની કંઈ અસર થતી નથી, અને ફુલનો તોરો પણ સુકાતો નથી, ત્યારે તેણે પોતાના બે ખાવરચી—જેઓ ઘણા ચપરખંધા તેમજ દેખાવમાં ખુબસુરત હતા—તેઓમાનાં એકને કેટલોક જર તથા માલ આપીને આએ સીપાઈના શેહેરમાં રવાને કીધો. તેને ત્યાં જઇ શું કરવું તે વીશે જે કંઇ તે અમીરે સમજાવયું તે એવું હતું કે 'કંઇબી કરીને પેલા સીપાઇની ઓરતની દામાન ખગાડવી અને તેણીને પોતાની પાક રાહ ઉપરથી બદફેલ બનાવવી. ખાવરચી અમીરના ફરમાવયાથી પેલા શેહેરમાં આવી પોહોંચયો અને એક ઠેકાણે ઉતારો લીધો.

તેણે એક કુટણી સોધી કાહાડી, અને તેની માર્ફતે સીપાઇની ઓરત ઉપર એક પેગાંમ મોકલયો કે તે તેણીની મુલાકાત લેવા માંગે છે. જવાબમાં સીપાઇની ઓરતે નરમાસ અને ભલમણસાઇથી એવું જણાવયું કે "જયાં સુધી હું તે મરદને માહારી નજરે જોઉં નહી—કે તે માહારી મુલાકાતને લાયકનો છે કે નહીં—તયાં સુધી હું કદી તેની મુલાકાત લેવાને કબુલ થાઉં નહીં." આએ જવાબ મલતાંજ પેલો બાવરચી લાગલો ભપકા ભરેલા પોશાકમાં સીપાઇની ઓરત આગલ ગયો, અને પોતાનો ઇરાદો જણાવયો. તે ઓરતે જણાવયું કે "ભલાં માણસ, જયારે તુને માહારી સાથે મુલાકાત કરવાનીજ ખાહેસ હતી ત્યારે વલી એક કુટણીની આગલ પોતાનો ભેદ ખોલવાની શી જરૂર હતી? એ વાતતો હવે આખા શેહરમાંજ ફકત નહીં, પણ જંગલમાંબી ફરી વલશે. માટે જા, અને તે કુટણીને કેહે કે 'એ ઓરત કંઇ માહારે લાયકની નથી, કોઇ બીજી ઘણીજ ખુબસુરત હોય તે સોધી કાહાડ.' અને જયારે તે દદા માહારાં કાંમથી નામુરાદ થાય ત્યારે તું પોતાના તમામ અસબાબ સુધાં માહારે ઘેર આવજે કે આપણે સેતરંજ અને બીજી હર તરાંહની બાજીઓ ખેલશું." બાવરચીને આ ઓરતન વાત પસંદ પડી તેથી તે પોતાના ઉતારાની જગો ઉપર ગયો, અને હર.તરાંહથી નરમ અને શીરીન જુબાંનથી પેલી કુટણીને પોતાથી દુર કીધી. જયારે રાતનો વખત થયો તયારે તે પોતાના અસબાબ સુધાં પેલી સીપાઇની ઓરતનાં કેહેવા મુજબ તેણીના ઘરમાં ગયો. પણ આ ઓરતે આગમચથીજ પોતાના ઘરમાં એક અંધારો કુવો હતો તેની ઉપર એક કાચા સુતરની પાટીનો પલંગ બીછાવયો, અને એવી તો ગોઠવણ કરી રાખી હતી કે પેલા બાવરચીને જરા પણ શક આવે નહીં. તેના આવયા પછી તે ઓરતે તેને ગમતમાં નાખવાની વાત કીધી; પણ આ બાવરચી ઘણો ઉતાવળો દેખાયો અને સીપાઇની ઓરતને પણતતેવુજ જોઇતું હતું તેથી તેને પેલા પલંગ ઉપ-

ર ઈસારત કરતાં વાર તે જેવો તેની ઉપર આરામ કરવા જાયછે તેવોજ કુવામાં પડયો. તે અંદર પડી બુમ અને સોહોર કરવા લાગો, પણ એવું નહીં હતું કે તે ઓરત શીવાય બીજું કોઇ ત્યાં સાંભલી શકે, તેથી તે ઓરતે તેને ઉપરથી પુછયું કે "એ બેગાનાં મરદ, તું રાસતી બોલ કે તું કોણ છે, અને શા સબબે તું અહીઆં આવયો છે? માહારી ખબર તુને કોણે પોંહોચાડી અને માહારી સાથે મુલાકાત અને એખલાસ કરવાનો વેહેમ તાહારા મનમાં કોણે બેસાડયો?" બાવરચીએ જોયું કે રાસતી બોલયા શીવાય અહીયાં બીજો કશો ચારો નથી, તેથી તેણે અવલથી તે આખર સુધી તમામ વાત ખોલી કહી. આએ સાંભલી તે ઓરત બોલી કે "સાંભલ, ઓ મુરખ, તેં એમ ચાહયું હતું કે મહને કસાઇનાં ખાડામાં નાંખે, પણ તે ઉંડા ગારમાં પડવાના ઈરાદાથી તું આવયો અને તુંજ પડયો છે!"

હવે બીજી તરફ જયારે પેલા અમીરે પોતાના બાવરચીને ઠડવેલી મુદતે પાછો આવી મલેલો નહીં જોયો, એટલુંજ નહીં, પણ પેલો તોરો પણ કંઇબી રંગ કે વાસ બદલાયા વગરનો રહેલો જોયો, તયારે તેણે પેલા બાકી રહેલા બીજા બાવરચીને પેલાં શેહરની તરફ મોકલયો. ટુંકમાં, આ બાવરચીનાં પણ તેના લાઇબિધના જેવાજ હાલ થયા: તે પણ તેજ કુવામાં આવી પડયો! આ મુજબ જયારે બેઉ બાવરચીઓ ફસી પડયા, અને ઘણા દીવસ વહી જવા છતાં તેઓમાનો એક પણ પાછો ફરયો નહીં, તયારે પેલો અમીર ઘણોજ અજાયબ રહયો, અને સહમજવા લાગો કે કંઇ પણ મુસીબત તેઓ ઉપર આવી પડેલી હોવી જોઇએ. હવે તેની પોતાની વારી આવી. તેણે પોતાનાં ઘરમાં સરવેને "હું શેકાર કરવા જાઉં છુ" એવું સમજાવી પોતે પેલા સીપાઇનાં શેહેરનો રસતો લીધો. સીપાઇએ જોયું કે પોતાનો શેઠ બાહાર જાય છે અને પોતે પોતાની ઓરતને ઘણા દીવસ થયા મલયો નથી, તેથી ફુરસદ અને તક મેલવી જોઇ તે પોતાને ઘેર આવ્યો. અહીઆં તેણે પેલા

## રાત પાંચમી.

જયારે આફતાબે પસચીમ તરફનાં દરીયાવની પેલી બાજુએ ઉતરી જઇ આએ તરફ અંધારાંની શીહા ચાદર ઓઢાવી, તયારે ખુજશતે પોતાનાં બેકરાર અને ગમખાર દીલ સાથ પોપટની નજદીક રૂખસદ માંગવાને ગઈ, પણ તયાં જતાં વાર તેણીએ પોપટને નીચું શીર કરી ફીકરમંદ બેઠેલો જોયો. ખુજશતે દલગીર ચેહેરે બોલી, "ઓ ખુશાલીના ડામની દોલત અને તમામ પરંદાં જાનવરોનાં દાનાવ સરદાર પોપટ, તું જેવાં જાનવરને આએ મીસાલે ફીકર કરવાનો શો સબબ છે? અને તાહારા દીલમાં કઇ વાતનો અંદેશો છે?" પોપટે જવાબ દીધો કે "અએ ખુજશતે, તાહારા પોતાનાં કામની ફીકરમાં હું બેઠો છું. જે સક્ષ તાહારી દોસતીની યાદમાં તાહારૂં નામ પોકારેચ તેની અને તાહારી વચેની દોસતી હું નથી જાણતો કે હંમેશાં બાગબ્હારની દોસતી મીસાલે કાયેમ રેહેશે અથવા બીજા લોકોનાં હવસની મીસાલે એકજ રાતમાં ખતમ થશે. મઢને બીહીક લાગેછે કે તાહારા કામનો ઇલાજ કામરૂ દેશનાં રાજાનાં દરદનો ઇલાજ જેમ અધુરો રહી ગયો હતો તેમ રખેને અધુરો રહી જાય." દરેક નવી વાત સાંભળવાનો નેમજ તેમાંથી નવી અકલ શીખવાનો ખુજશતેને તો શોખજ હતો, એટલે તેણે વળી પોપટને આ કામરૂ દેશના રાજાની વાત કરવાની અરજ કીધી. અને પોપટની તો તે મતલબજ હતી, એટલે તેણે તે વાત કીધી, જે નીચે મુજબ છે.

[ દાસતાન પાંચમું. ]

### કામરૂ દેશના રાજાનુ દરદ.

કામરૂ દેશમાં એક ઝાડની ઉપર એક બોલસનો અને અકલમંદ પોપટ પોતાનાં બચાં સહીત રેહેતો હતો. તેજ ઝાડની નીચે એક કોહલી પણ પોતાનાં બચાં આપે રેહેતી હતી. એક દીવસે પેલા પોપટનાં બચાંઓ નીચે ઉતરીને કોહલીના બચાં

સાથે રમવા લાગાં. પોપટ પોતે ઘણો શેયાણો હતો તેથી તે બચાંઓને હરેક વાતની નશીયત કરતો હતો, અને વારેવાર કેહેતો હતો કે પક્ષીઓના બચાંને કોહલી જેવાં જંગલી જાનવર સાથે દોસતી રાખવાનું શું કાંમ છે ? જો એ મુજબ કોહલીનાં બચાં સાથ તેઓ દોસતી રાખશે તો તેઓના હાલ પેલા વાંદરના જેવા થશે. તયારે બચાંઓએ પુછયુ કે તે વાંદરની શું વાત છે, જેથી પોપટે તે વાત કીધી કે—

એક વેલા એક વાંદરે પોતાનું રેહેઠાણ શેહેરના સેત્રંજ રમનારાઓનાં ઘરનાં છાપરાં ઉપર કીધું હતુ, અને તેથી તે સેત્રંજ રમતાં શીખયો હતો; જેથી તે શેહેરના કોટવાલનાં છોકરાએ તે વાંદર સાથ દોસ્તી માંડી, અને તેઓ હંમેશાં સાથે સેત્રંજ રમતા હતા. તે વાંદરને બીજા બુઢા વાંદરો નશીયત કરતા હતા કે વાંદરને ઇનસાંન સાથે દોસતી કેવી હોય ? પણ વાંદર કોઇની નશીયત કબુલ નહી કરતો હતો. એક દીવસે એવું બનયું કે પેલા કોટવાલે શેહેરના બીજા બુજુરગ અને અકાબર લોકોને પોતાને ઘેર મેહેમાન બોલાવયા હતા, તે દરમયાનમાં પેલા કોટવાલના છોકરા સાથે સેત્રંજ રમતાં વાંદરે કંઈ અટકચારી કરી તે છોકરાની મશકરી કીધી. આથી કરીને છોકરાને એટલી તો હીનસપતી લાગી કે તેણે પેલો સેત્રંજનો તખતો ઉઠાવી તુરત વાંદરનાં માથામાં એવો તો જોરથી માર્યો કે સેત્રંજ રમવાના એવાનનું આખું બીછાનુ વાંદરનાં લોહીથી લાલ રંગનું બની ગયું. વાંદર પેહેલાં તો બેસુધ બની ગયો, પણ સુધી આવતા વારજ લાગયો ઉઠીને ધુસ્સામાં પેલા છોકરાને વલગી પડયો. અને પોતાના નખ વતી તેને સઘલો પીખી નાંખયો. * * * હવે જો કે કોટવાલના છોકરાએ વાંદરને મારેલો જખમ ઘણો ભારે હતો, અગરચે તોપણ વાંદરના નખનું ઝેર એવું હતું કે તેના ઘાનો ઇલાજ કોઇથી થઈ શકતો હતો નહીં. મલામ-પટા અને દવા-દારૂ કઇ તે ઉપર કારગત લાગતાં હતાં નહી. આ મુજબ દુઃખ ખમયા

પછી કેટલીક મુદત પછી તેઓને એક કાએલ અને દાના-
વ તબીબ આવી મલ્યો. તેની પાસે દવા દારૂ તો ઘણો હતો,
લેકીન જ્યારે તેને તે ઘા બતાવવામાં આવયા તયારે તેણે જ-
ણાવયુ કે એ ઘા કઈ દવા દારૂથી કદી સારા થનાર નથી: એ
ઘાની ઉપર તો જે વાંદરે એ છોકરાને નખ દીધાં તેજ વાદરનું
લોહી લગાડવામાં આવે તો રૂજે. કોટવાલે પેલા વાંદરને
મારવાની તઈયારીઓ તો કીધી, પણ પેલો છોકરો હરગેજ થઇને
તે વાદરને મારવાને મના કરતો હતો. તેણે કહયુ કે "હું
પોતે ઘણા દીવસ પછીબી સારો થવશ તો કઈ નહી, પણ
એ વાંદરને મારવો નહી જોઇએ." તોપણ પેલા ઘા તો
જેમ જેમ દીવસો વધતા ગયા તેમ તેમ વધરેને વધારે દેગંન
કરતા ગયા, અને છેનાં તે છોકરો એટલો તો દુ:ખી થવા લાગો
કે તેને પેલા વાંદરને મારવાની રજા આપવી પડી. જ્યારે આ
વાદરને મારીને તેનુજ લોહી પેલા જખમો ઉપર લગાડવામાં
આવયુ તયારેજ તે જખમો રૂઝ ગયા, અને પેલા કોટવાન-
જાદાને ફગર થયો

પોપટે પોતાના બચાઓને કહયુ કે આ ધડો લઇને તે-
ઓએમી કોહલીના બચાંઓ આગળ જવાનુ છોડી દેવુ જોઈ
એ, નહીતો એ કામથી કોઇ દાહડે તેઓનાં જાનની ખુઆરી
થશે પણ પોપટનાં બચાં નાદાન હતાં તેથી તેઓ પોપટની
નશીયત હરગેજ ધ્યાને આંભળનાં નહી હતાં, અને હમેશ પે-
લી કોહલીનાં બચાંઓ આગળ આવ જાવ કરતાં હતાં. એક દી
વસે એનેફાક એવો બનયો કે કોહલી પોતાની જગો ઉપર
નહી હતી તેવામા એક ડગમનુ જાનવર આવીને કોહલીનાં
બચાને ઉચકી લઇ ગયુ. જયારે તે કોહલી બહારથી આવી
અને પોતાનાં બચાને તયા નહી જોયાં તયારે તેણે જાણયુ કે
"આ આફત મહુરી ઉપર આ પડોશી પોપટનાં બચાંથી
પડી; કારણકે કોઈ માણસ એ પોપટનાં બચાં લેવા આવયો
હશે, અને જ્યારે તે નહી લેવા પાંમયો હશે તયારે તે મહુરાં

બચાંને લઈ ગયો હશે. માટે હવે એ પોપટની ઉપર વેર લેવું જોઇએ." એવું મનમાં ધારી તે કોહોલી એક શીહાગોસ જાનવર પાસે ગઈ અને તેની આગલ પોતાનો હેવાલ ખોલી કહયો. તે કેહેવા લાગી કે "હું લુચાઈ અને મકરમાં તો મશહુર છઉં, પણ માહરાં ફરજંદોની જુદાઇથી હું એટલી તો ગમગીન છઉં કે મહને કશો ચારો મુહુજ પડતો નથી. વાસ્તે, ઓ શીહાગોસ, તું માહારી દાદને પોહોચીને મહને કંઇ રસતો બતાવ કે માહારાં શીર પરથી એ તમદી દુર થાએ અને એ માહરો પડોશી અહીંયાંથી નાપેદ થાય." શીહાગોસે જવાબ દીધો કે "ઓ કોહોલી, તાહારા કાંમની તદબીર એજ છે કે તું કોઇ પારધીની નજદીક જઇને દેખાવ દે; અને જયારે તે પારધીની નજર તાહારી ઉપર પડે તયારે તું આમતે આસતે ચાલવા માંડજે, પછી જયારે તે પોપટના માળાની નજદીક આવે તયારે એકદંમ નાહસી જજે, એવી રીતે કે તેની નજર આગલથી ઓચીતી ગેમ થઇ જાય. એટલે પછી તે પારધીની નજર તે પોપટ તરફ ખેંચાવાથી ઉલટો વધારે ખુશી થઇ તુને પડતી મુકીને તે પોપટનેજ પકડવાની લાલચમાં પડશે." આએ વાત કોહલીને ઠીક લાગી તેથી તેજ મુજબ કાંમ કરવાને તે કોઇ પારધીની સોધમાં નીકલી. જંગલમાં તે તેહેને તુરતજ મલી આવયો, જેથી તે મકર કરીને લંગડાવા લાગી. એમ કરતાં જયારે તે પેલાં ઝાડની નીચે આવી લાગી તયારે એવીતો જોમથી દોડી ગઇ કે એકાએક તે પારધીની નજરથી ગેમ થઇ ગઇ આથી પારધીને ખફગીતો લાગી, અને હાથને પગ અફાડવા લાગો, પણ તેમ કરતા જયારે તેની નજર પેલા પોપટોની ઉપર પડી તયારે તેની ખુશાલીનો પાર રહયો નહીં. તેણે લાગતેજ એક ફાંદો તે પોપટનાં માલા ઉપર નાંખયો અને તમામ પોપટોને કબજ કીધા. પેલા શયાણા પોપટે પોતાને તથા પોતાનાં બચાંઓને આએ હાલતમાં આવી પડેલાં જોયાં તયારે તેણે બીજા પોપટોને કહયું કે "તમોએ માહારૂં કહયું નહીં

માનયું અને કોહલીનાં બચાં સાથ દોસતી રાખી તેનાં બદલામાં આજે આએ, હાસતે પોહોંચયા અને મહનેં પણ સાથે ફસાવયો. પણ વાર્ હવે તો જે થયું તે થયું; માટે હું કહું તેમ કરો: તમો સરવે કોઈ પોન પોતાને મુવેલાં મુરદાંની મીસાલે બનાવો, અને જયારે તે પારધી તમુને મુવેલા સમજી ફેંકી દે તયારે તમો ઉડી જઇ તમારો બચાવ કરજો. અગરજો તે મહને લઈ જશે તો તેની કશી ધાસતી નથી. હું જીવતો રેહેવસ તો વલી કોઈ દીવસે આવી મલશ." પોપટનાં બચાંઓએ આ વાત ડાહાપણ ભરેલી ગણી અને સઘલાંઓએ મરી ગયાં હોય તેવો આકાર કીધો. પારધીએ તેઓને મુવેલાં સમજીને પોતાના ફાંદામાંથી જેવાં બાહાર કાહાડી નાંખયાં કે તેઓ જીવ લઈ ઉડી ગયાં, અને એક બુલંદ દરખત ઉપર જઈ બેઠાં. આ ઠગાઇ જોઈ પેલો પારધી એટલોતો ગુસ્સામાં આવી ગયો કે તે કીનો તેણે પેલા એખલા પોપટ ઉપર લેવા ધારયો, કે જે તેના હાથમાં જીવતો હતો. તેણે તે પોપટને જમીન પર પટકવાનો વીચાર કીધો, પણ પોપટ તુરત તેની મતલબ સમજી ગયો, તેથી તે પારધીને કેહેવા લાગો કે "એ પારધી, તું તાહરી ખાતર જમે રાખ અને હું કહુ તે ઉપર ઇતબાર રાખ. એ વાતનો તું કંઈ અંદેશો માં કર: એ બચાંઓની કીમત તુને શું મલતે? હું તુને માહરૂ દામ એટલું તો અપાવું કે જયાં સુધી તાહરી ઉમર બાકી રેહે તયાં સુધી તુને કશી ચીજની હાજત રેહે નહીં. હું પોતે જાતે તો એક સાધારણ પખેરૂં છઉં, પણ વઈદકનાં એલમમાં ઉસતાદ છઉં, અને યુનાની હકીમામાં હું એક પુરવીણ છઉં. વલી તે સાથે માણસની નાડી તથા તેઓહને ખુમ રવેશે પીછાંનુ છઉં." પારધીએ જયારે પોપટના આ સખુનો સાંભલયા તય રે તે લોભાયો, અને વીચારવા લાગો કે આ એક પોપટ નહીં પણ કુદરત હકીમ તેને હાથ લાગો છે. પછી તેણે પોપટને જાણાવયું કે "કામરૂ દેશના શહેરમાં એક મુતવફ્ફ સોદાગરનો મરજ થયલો છે, વાસતે તાહરી પાસે કાંઈ એવો ઉપાય છે કે

તેના મરજને તું દફે કરી શકે?" પોપટે જવાબ દીધો કે એ શું મુશકીલ કામ છે? તે પોતાની તારીફમાં પોતેજ મજબુત ફફાંસ મારવા લાગો અને પારધીને કેહેવા લાગો કે "તું મહને સેતાબ તે રાજાની આગલ લઈ જા અને પછી માહરી અંદર શુ ખુબી છે તેથી તેને વાકેફ કર; અને જયારે તે માહારી કીમત તુને પુછે તયારે તું તેની પાસેથી તુને જેટલો જર જોઈએ એટલો માંગજે." આએ વાત સાંભલી પારધી તે પોપટને એક સફાઈદાર પીંજરામાં મુકી પેલા રાજા પાસે લઈ ગયો. તેણે રાજા આગલ જયારે પોપટની ખુબીની સઘલી કેફીયત કહી સંભલાવી, અને જણાવયું કે વૈદકનાં હોન્નરમાં તે ઘણોજ અકલમંદ છે, તયારે રાજાએ મી જોયું કે તેને પણ એવાજ એક ઉસતાદની જરૂર છે, તેથી, અને પોતે પોતાના મરજથી ઘણોજ કંટાલી ગયો હતો તેથી, વધારે તેહેકીક કરયા વગર તેણે તે પોપટ ખરીદ કરવાને કંઈજ અંદેશો કીધો નહી. તેની કીમત જયારે પેલા પારધીને પુછવામાં આવી તયારે તેણે દસ હજાર દીનાર જણાવયા, જે આપી રાજાએ તે પોપટ વેચાતો લીધો, અને પારધી ખુશી થનો પોતાને ઘર ગયો. બીજે દીવસથી પોપટ રાજાનાં મરજનો ઈલાજ કરવાનાં કામમાં મશગુલ થયો. તે તરેહવાર દવા દારૂ એવીતો ચાલાકીથી ફરમાવવા લાગો કે રાજા પણ દંગ થઈ ગયો, અને તેની દાનાઈ ઉપર આફરીન કરવા લાગો. થોડા દીવસમાં પોપટે જોયું કે હવે રાજાનો એતેકાદ તેનો ઉપર પુર બેઠો છે, અને રાજાને અરધો અરધ ફેર પડી ગયો છે, તયારે એક દીવસે પોપટે રાજાને જણાવયું કે "એ રાજા સલામત, માહારા ઉપાયથી તાહરો મરજ અરધો અરધ તો નરમ પડી ગયો છે, વાસતે તુને પણ ઘટેચ કે મહને પણ વધારે દુઃખ નહીં દે અને ગુનેહગાર લોકોની માફક એક પીંજરામાં બંધ કરી નહીં રાખે. તું મહને છુટો કરી તાહરા ચોકમાં રાખે તો પછી તું જો કે હું તાહરાં દુઃખનો ઈલાજ કેટલી ઝડપથી ચલાઉં, અને થોડાજ દાહડામાં તુને તાહરી અ-

કસી સુરત ઉંપર લાવી મેલુ." પોપટના આવા સખુનો સાંભલી રાજા ગાફેલ થઇ ગયો, તેથી તેણે હુકમ કીધો કે પોપટને તુરત છોડી મુકે અને તેની મરજી માફક ફરવા દે. રાજા બીચારો સમજયો નહીં કે આ પોપટનાં ફેલ અને મક્કર છે. જેવો તેને પીંજરાંમાંથી બાહાર કાહાડી છુટો કરવામાં આવયો કે પોતાની ઘણા દીવસની બંધ પડેલી પાંખો ફફડાવી તે એકદમ તયાંથી જંગલ તરફ જઇને પોતાનાં બચાંઓને પાછો મલયો, અને રાજાનાં કોહોડનો ઇલાજ અધુરો રહી ગયો.

---

ખુજેશતે આગલ પોપટે જયારે ઉપલી વાત પુરી કીધી તયારે તે બોલયો કે "એ ખુજેશતે, માહરા દીલમાં પણ એજ ફીકર હરદમ છે કે રખે તાહરી મુરાદ એજ મીસાલે અધુરી રહી જાય. હજી તાહરો ખાવીંદ આવી પોહોચયો નથી, એટલે તાહરી એશ અને ખુશીનો સાંમાંન પણ કશો લુટાયો નથી. મગર તું ઉઠ, અને તાહરો ખાવીંદ તેની સફરથી આવે તે આગમચ તાહરા યારનાં ઘર તરફ જા, અને તાહારી મુરાદ પુરી પાડ." ખુજેશતે હજીતો ઉઠીને બાહાર જવાને પોતાનું મોહો ફેરવે, પણ તેટલાં તો આશક લોકોનો દુશમન બામદાદનો ફેરેસતો બાહાર નીકલયો, અને તેણીને કોને દીવસનો સોહોર પડયો, જેથી તેણીનું જવું બંધ પડયું

---

## રાત છઠી.

જયારે પુરવ તરફનો આફતાબ પસચીમમાં ગુરબ થયો તયારે ખુજેશતે પોપટ આગલ રૂખસત માંગવાને ગઈ, અને તેને કેહેવા લાગી કે "એ મેહેરબાન દોસત, હું ધારૂં છ કે માહારી ઉપર જે માહારા આશકની જુદાઇનો ગજબ ગજરેછ તેથી તું બેખબર છે, અને તેથી તું મહને માહરી ખુશીનાં કાંમની વીલમાં રીબાવનીજ રાખે છે. એ પોપટ, જો તું મહને આજનો

રાત માહરા દોસતનાં ઘરની તરફ જવાની રજા આપ કે હું માહારી જુદાઈનાં સખત મરકલને રૂખશત આપું." પોપટે જવાબ દીધો કે "એ ખુજસતે, તું એક માશુક છે, અને તાહારા આશકની જુદાઈની આગ તુને કેટલી હોવી જોઈએ તે હું સારી રવેશે સમજુ છઉં; અને તાહરો ખાવીંદ આવી પોહોંચે તેની તાહરા કરતાં મહને ઘણી ફીકર છે; પણ તું તો એખકી છે, લેકીન એક વેલાએ એજ મુજબ એકદંમ સાત આશકોની રંજ અને મેહેનત તમામ બરબાદ ગઈ હતી." ખુજસતેએ વલી તે વાત જાંણવા માંગી, જેથી પોપટે તે કાંહાંની કહી બતાવી.

[ દાસતાન છઠું. ]

## તલેસમાતી. પુતલી.

કોઈએક શેહેરને દરમયાંન એક પહરેજગાર મરદ, એક સુંથાર, એક વણકર, અને એક સોનાર, એવા ચાર સખશો દોસત હતા, તેઓને એકાએક મુસાફરી જવાની ફરજ પડી, તેઓ સરવે મોત પોતાનાં હથીયારો સાથે લઇને કોઈ બીજા શેહેરમાં પોતાનો ઉદયોગ કામે લગાડવા મુસાફરી કરતા હતા તેવામાં એક રાત્રે તેઓને એક એવાં તો ઉંડાં જંગલમાં ઉતારે, કરવાની ફરજ પડી કે જયાં ફાડી ખાનારાં જાનવરોનાં ધાકથી ગોયા ભુત પલીતખી રેહેવા પામે નહી. તેઓએ વીચાર્યુ કે અહીંઆં જો સઘલાજ ઉંગમાં પડ્યા તો તેઓમાંનો એક પણ પાછો પોતાને વતન કે ધારેલી જગોએ જીવતો જઈ શકવાનો નથી, તેથી તેઓએ એવો ઠરાવ કીધો કે એક પછી એક તેઓએ ચોકી કરવી, અને દુરથી જો કાંઇ ધાસતી જેવુ માલમ પડે તો સઘલાઓને જાગરૂત કરવા, આ મુજબ પેહેલી ચોકી કરવાનું કાંમ સુથારે કબુલ કીધું, અને પેલા બાકીના ત્રણ દોસતો દીવસની મુસાફરીની થાકથી ભર ઉંઘમાં પડ્યા. સુથારે જોયુ કે તે જો નવરો બેસી રેહેશે તો તેને પણ મુસાફરીની થાકથી ઉંઘ આવશે, તેથી તેણે પોતાનાં હથીયાર બાહાર કાહાડ્યાં, અને

પાસેનાં જાહાડોમાંથી એક લાકડાંનો કટકો કાપી લાવયો. તેની ચોકીનો વખત પુરો થાય તે આગમચ તેણે પોતાની કારી ગા ી આ લાકડાંના તુકડા ઉપર કાંમે લગાડી તેને એક ઘણીજ ખુબસુરત પુતલી બનાવી. આ પુતલી એવી તો બની કે આજર, જે પુ ળી ઘડવામાં તે વેલાએ ઉસ્તાદ હતો, તે જો તે પુતલી જોતે, તો તે પણ શરમનો મારયો પોતાનો હુનર છોડી દેને. બીજો પેહેરો સોનારનો હતો. સુંથારના સુતા પછી તે જ્યારે ઉઠયો અને જોયું કે સુંથારે પોતાની કારીગરીથી આ નાદર પુતલી બનાવી તો ખરી પણ તેની ઉપર જરીયાંન નથી, અને જ્યારે સુથારે પોતાનો હુન્નર બતાવયો તયારે તે પોતાનો હુન્નર કાંય નહી બતાવે—અને વલી તેની પાસે પણ હથીયારો તો મોજુદ હતાંજ—ત્યારે તેણે પોતાની કોથલીમાંથી થોડુક સોનુ હતું તે કાહડયું અને પોતાના હથીયારો વતી કેટલાંક નાદર ઘરેણાં તઇયાર કરી પેલી પુતલીનાં ગલામાં નાંખયાં. આ કામ થઇ રહયું કે તેની ચોકીનો વખત પુરો થયો, તેથી તે પેલા વણકરને જાગરૂત કરી પોને નીંદરાવશ થયો. સુંથારે જે પુતલી બનાવી હતી તે હમનાં સોનારનાં ઘરેણાંથી બેહદ સોભા આપવા લાગી. વણકરે જોયું કે આવી એક સુંદર પુતલી ઘરેણાં સુધાંની કપડાં વગર રેહે એ તેને પસંદ કેમ પડે. તેણે પોતાની ચોકીનાં વખતમાં પોતાનો હુન્નર કાંમે લગાડી આ પુતલી ઉપર એક તેનેજ લાયકનો સાજ ઓઢાવયો. ચોથો પેહેરો પેલા પહેરેજગાર મરદનો હતો. જયારે તેણે પોતાની સનમુખ એક નહાએત ખુબસુરત પુતલી પોશાક અને જરીયાંન સાથ જોઇ તયારે તેણે દરીયાફ્ત કીધો કે "અએ બારે હકતાલા! આએ ખુબસુરતીને તેં જીવ બક્ષયો હતે તો એ કેટલી ખુશનુમાં થઇ પડી હતે!" તેણે પોતાની પહેરેજગારીને જોરે ખુદા પાસે એવી દુવા માંગી કે તેને જોરે પેલી પુતલીમાં જીવ પેદા થયો! તે આદમીની મીમાફ્રે બોલતી જુવાનની થઇ! આએમ જયારે સવાર થઇ, અને ચારે દોસતો ઉઠી ઉભા

થયા, તયારે તેઓએ એક ખુબસુરત જીવતી ઓરતને પોતાની સનમુખ ઉભેલી જોઈ. તેની ખુબસુરતી એવી તો હતી કે તે ચારે જણાં – પેલો પહેરેજગાર મરદ સુધાં – પોતાની અકલ ભુલી ગયા, અને પયારથી તે ઓરત ઉપર દીવાનાં થયા! તેઓ હવે તેણીની ઉપર પોત પોતાનો દાવો કરવા લાગા. પેહેલાં સુંથાર જણાવા લાગો કે એ પુતલી તેણે પેહેલાં ઘડી હતી માંટે તેની ઉપર તેનો હક પેહેલો પોહોચે છે. સોનાર કેહેવા લાગો કે તેણીને સણગાર આપનાર તે છે માંટે તેનો હક તે ઉપર સઉથી વધારે પોંહોચે છે. વાણકરે જણાવયું કે આદમ જાતને જે સઉથી વધારે કામની ચીજ પોશાક, તે તો તેણે પેહેરાવી એ પુતલીનું બદન ઢાંકયું છે, માટે તેને હક એ ઉપર પેહેલો છે. તયાર પછી પહેરેજગાર મરદે જણાવયુ કે જીવ વગરનુ આદમી હોય નહીં, અને તેની દુવાથી તે એમાં જીવ પેદા કરતે નહીં તો એ શું ચીજ હતી? વાસને એ પુતલી વાજબીની રાહે પેહેલી તેને પોંહાચે છે. જેઓ ગઇ રાત સુધી અજીજ દોસતો હતા તેઓ આ મુજબ એક ઓરતને ખાતર આ જંગલનાં દરમયાનમાં હમણાં કટા દુશમનો થઈ કજીઓ કરવા લાગા. હવે જંગલમા તેઓની આંએ મારામારીનો ઇનસાફ ચુકવે કોણ? તેથી તેઓએ એવુ ઠરાવયું કે તેઓ ચારે જણોએ તે ઓરત સાથે મોટા રસતા ઉપર નીકલવુ, અને તયાં જે કોઇ પેહેલો રાહાદારી આવી મલે તેની પાસે ઇનસાફ કરાવવો. તેઓ આ મુજબ જેવા રસતા ઉપર નીકલયા કે, તેઓને એક મુસાફર મલયો, જેને કોઈ ભલો મરદ સમજી તેઓ તેની પાસે ઇનસાફ કરાવાની ઉમેદથી સઘલો હેવાલ કહેવા લાગા. મુસાફરે જયારે તે પુતલી ઓરતને નેહાયેત ખુબસુરત જોઇ તયારે તે પોને પણ અકલ ભુલયો, અને તે ઓરત ઉપર દાવો કરવાને પોતે પણ ભાગીયો થયો! તે પેલા ચારે જણોની દામન પકડી બુમ પાડવા લાગો કે "એ ઓરત તો માહરી છે: આજે કેટલા દીન થયા તમો લોકો એને કાહડી લઇ આવયા છો,

અને હું એની સોધમાં ખરાએ હાલ થઈ ગયો છું; વાસતે હવે તો હું તમોને છોડવાનો નથી. આએ શેહેરના કોટવાલ પાસે ચાલો!" એમ કહી આ રાહાદારી પોતાનું કામ ચુકી પેલી ઓરતને ખાતર પેલા ચારે જણોને પાસેનાં એક શેહેરનાં કોટવાલ પાસે ખેંચી ગયો. આ કોટવાલ જાતે રંડીબાજ હતો, તેથી પેલી ઓરતને જોતાંને વાર તેનું મગજ ફરી ગયું, અને હજી તો પેલો રાહાદારી પોતાનો ખોટો દાવો મુકી રહયો નહીં તેટલાં તે પણ પેલી ઓરત પર દાવો કરી કેહેવા લાગો કે "એ તો માહારા ભાઈની ઓરત છે! માહરો ભાઇ એક વાર પોતાની ઓરતને લઇ બીજે ગાંમ જતો હતો તયાં રસતામાં વાટપાડાઓએ તેને મારી નાખી માહારી ભોજાઇને લઇ નાહાસી ગયા હતા, તે વાટપાડા ખચીત તમો લોકોજ છેઓ! હવે એ ઓરત તો મહને પાછી મલી, પણ તમારે માહારા ભાઈના ખુનનો જવાબ દેવો પડશે!" એમ કહી તે કોટવાલ ઉપલા પાંચે જણને શેહેરનાં હાકમ પાસે ખેંચી ગયો. સુંચારે એનું તે શું આએ પુતળું બનાવયું હતું કે તે ઉપર સરવે કોઇ પોત પોતાની નજર બગાડે! હાકમ પણ તેને જોતાંને વાર દેવાંનો થયો. તે પેલા કોટવાલ સુધાં છ જણ ઉપર પોકાર મારી કેહેવા લાગો કે "તમો કોણ થાઓ છો! આએ હું મુદત થઈ તમારી સોધ કરતો હતો અને આજે તમારો પતો પોતાની મેલેજ મહને મલયો. એ લોંડી આજ કેટલા દીવસ થયા માહારા ઘરમાંથી કજીઓ કરીને જતી રહી હતી, અને પોતાની સાથે કેટલુંક જરીયાંન પણ લઈ ગઇ હતી. માટે એ તો હવે પાછી મલી, પણ માહારાં જરીયાંનનો જવાબ તમોને દેવો પડશે." આએ વાત જયારે શેહેરમાં પસરી તયારે તમામ આદમીઓમાં મોટો સોહોર મચી રહયો, અને તે તમાસો જોવાને લોકોનાં ટોલે ટોલાં ભેગાં મલયાં. તેઓ માહો માહે એજ સવાલ કરતાં હતાં કે જયારે હાકમ પણ એ કજીઆમાં પોતાનો દાવો પેલી ઓરત ઉપર કરવા લાગો તયારે તેનો ઇનસાફ

કોણ ચુકવે? આવી રીતની ભીડાભીડમાં એક બુજુરગ મરદ બાહાર પડયો કે જે ઘણોજ અકલમંદ અને દાનાવ હતો. તેણે સરવે લોકોને સમજાવીને કહયું કે "એ કજીઆનો ફૈસલો આદમજાતથી થઇ શકે નહીં; કારણ કે આદમજાત મતલબી અને લોભી છે, તેથી જે કોઇ એ ઔરત તરફ નીગાહ પોહોચાડશે તે તેણીની ઉપર દાવો ઉડાવશે. વાસતે આએ શેહેરથી કેટલીક મંજલ ઉપર એક પુરાણુ દરખત છે, કે જેહેને 'હુકમનુ ઝાડ' કેહે છે. તેની ડાલો બુલંદ આસમાંન સાથ વાતો કરતી નજર આવે છે અને તેનાં મુળો પાતાળ સુધી પોહોંચી વલેલાં છે. વાસતે તમારે જો આએ કાંમનો ઈનસાફ ચાહવો હોય તો તે બુલંદ દરખત પાસે જાઓ કે જ્યાં કોઇનું જુઠું કે સાચું કાંઇ છુપુ રેહેશે નહીં. બાકી સાચાંને જુઠ્ઠ કરનાર અને જુઠાંને સાચુ કરનાર આદમજાતનાં ઇનસાફ ઉપર ભરોશે રેહેવાથી તમારૂ કંઈ વુલવાનું નથી." જ્યારે પેલા ચાર દોસતો, રાહાદારી, કોટવાલ, અને હાકમ, મલી સાત જણોને આએ વાત પસંદ પડી, તયારે તેઓએ કબુલ કીધુ અને તે ઝાડ તરફ જવા માટે જંગલનો રસતો પકડયો. જગલની ભારે રંજ અને મુશીબત ખેંચયા પછી નીસાંણી મુજબ પેલાં ઝાડ પાસે તેઓ આવી પોહોંચયા. પછી પેલી પુતલીને આગલ કરી તેઓએ પોકાર મારયો કે તે કોણને ઘટે છે? તેના જવાબમાં તેજ વખતે તે ઝાડનું થડ એકાએક ફાટી ગયું, અને પેલી પુતલી તેનાં થડમાં ગરક થઇ ગઇ કે તે તુરતજ બંધ થઇ ગયું; જે પછી પેલાં ઝાડના દરેક પાતરાં માંહેથી એટલોજ આવાજ નીકલયો કે "દરેક ચીજ પોતાની અસલ બુનીયાદ ઉપર રજુ થાય છે." આએ સાંભલી પેલા સાતે દેવાંના આશકો અજાએબ થયા. આજેજ, નામોરાદ, હેરાન, અને શરમીંદગી સાથ તેઓ સઘલા તે જગોએથી પાછા ફરયા, અને તેઓની બાકીની જીંદગી સુધી તેઓ પસતાવો કરવા લાગા. "મેહેનત બરબાદ અને ગુનાહ લાજમ."

"વાસતે ઓ ખુજશતે, મહને બીહીક લાગે છે કે રખેને તાહારો ખાવીંદ આવી લાગે, અને તેથી તાહારા આશકે ખેચેલી રંજ પેલા સાતે આશકોની રંજ અને મુસીબતની મીશાલે બરબાદ જાય, અને સેવટે તાહારે માથે કાળો ડાઘ રહી જાય," એમ પોપટે ફરીથી ખુજશતેને જણાવ્યું. તેજ વખતે ખુજશતેએ ચાહયું કે તીરની મીશાલે એકદમ પોતાના આશકના ઘર તરફ દોડી જાય, પણ રોશન રોજે પુરવ તરફનાં ડોંગે ઉપરથી પોતાની ટોક ઉંચી કીધી હતી, અને શેહેરમાં સોહોર સાહોર થઇ રહયો હતો, તેથી ખુજશતેનું જવું બંધ પડયું.

## રાત સાતમી.

જયારે આફતાબ ગુરબ થયો અને આસમાંન ઉપર સેતારાઓની જાલર પંથરાઈ, તયારે ખુજશતે પોપટ આગલ રૂખશત માંગવા ગઈ, અને કેહેવા લાગી કે "અએ પોપટ, તાહારી એટલી બધી શીખામણને વાસતે તાહારી માહારી ઉપર મોટી મેહેરબાંની થઇ, અને તેને માટે હું શરમીંદી છું. આગે કેટલીક ગત થઇ માહારે ખાતર તુને તાહારી મીઠી ઉંઘમાંથી જાગરૂત રેહેવું પડે છે, અને માહારે ખાતર તું કેટલીક સકતી એઠે છે. પણ એમાં હું શું કરૂં? તું જલદીથી મહને રજા આપ કે જેમાં તું પોતે જેમ તાહારી મીઠી ઉંઘ લઇ કરાર મેલવશે, તેમજ હું પણ માહારા આશકને ઘર જઇ કરાર મેલવીશ." પોપટે જવાબ દીધો કે "ઓ ખુજશતે, હું તાહારી દરગાહનો એક કમીનો બંદો છઉં, પણ હું શું કરૂં? તુને ખબર તો હશે કે હીંદુસતાનના રાજાઓના રાજા વીકરમ—અજીતે એકવાર એક આશક તથા મસુકને મેલવી આપવાને કેટલી સકતી અને મેહેનત ખેંચી હતી—તેણે પોતાના જીવની પણ દરકાર નહીં કીધી હતી—તો માહારી સકતી તેની આગલ શું બીસાદમાં છે?" વીકરમ રાજાની વાત કંઈ વધારે નવાઈ જેવી હોવી જોઇએ, તેથી ખુજશતેએ તે સાંભલવાની પોતાની ખાહેશ જતલાવી, અને પોપટે તે આગલ ચલાવી.

[ દાસતાન સાતમું. ]

## રાજા વીકરમ અને એક દુરવેશ.

એસાંનનાં એક રાજાને એક એવીતો ખુબસુરત બેટી હતી કે ગોયા ખોદાતાલાએ આ જેહાંનનાં કારખાંનાંમાં તેવો એકજ નકશ ચીતારી કાહાડયો હતો. એક દીવસે એતેફાક એવો બનયો કે આ છોકરી પોતાના જરૂખા ઉપર બેઠી હતી તેવાંમાં તે રસને થઇને એક દુરવેશ ફકીર જતો હતો તેની નજર તે છોકરી ઉપર પડી. લાગલોજ તે દુરવેશ મરદ તેની ઉપર મોહી પડયો; અને હમણા સુધી ફકત તેને જે રોટી મેલવવાનીજ ફીકર હતી તેને બદલે હવે રોટી સાથે પેની છોકરી મેલવવાની પણ તેને ફીકર આવી પડી. જો કે તેની અકલ તેને મને કરતી હતી કે દુરવેશ ફકીરને પાદશાહી ચીજનો ખેયાલ કેવો હોય, તોપણ મોહોબતનો જુસ્સો તેને ફુમસાવતો હતો કે પયારના મહજબમાં અને દોસતીની રાહામાં પાદશાહી અને ફકીરીનો કશો તાલુકો નથી. આ વીચારથી તેણે એટલાં સુધી બેહયાઇ ચલાવી કે તે રાજાની ઉપર તેણે પેલી છોકરીનો હાથ શાદીનાં એકરારથી બાંધવાનો પેગાંમ મોકલાવયો! ફકીરની આએ બેહયાઇ ઉપર રાજાને એટલો તો ધુસ્સો આવયો કે તેજ વખતે તે ફકીરનુ શીર તનથી જુદુ કરે, લેકીન વજીરે તેને પાછો વાલયો અને સમજાવયું કે "એક ફકીરના લોહીથી પાદશાહાની સમશેરને આલુદા કરવી હીચકારાપણાનું કાંમ છે, માટે એ ફકીરને હર તરેહથી દુર કરવો જોઇએ." એમ કહી વજીર પોતે પેલા દુરવેશ આગલ ગયો અને તેને સમજાવયું કે "એ બેહુદા ફકીર, તુને કાંઈ અકલ છે કે એકદમ તું પાદશાહાની બેટીને તાહારા નેકામાં લેવાને તઇયાર થયો? જો કોઇબી સખશ એ છોકરીનો હાથ મેલવવા ચાહાતો હોય તો પેહેલાં તેણે એક હાથીની પીઠ ઉપર તે હાથીની બરોબર સોણુ લાધીને લાવવું જોઇએ. વાસ્તે જો તાહારાંમાં એટલી તાકાત હોય તો તે છોક-

શી તુને મલે—પછી તું ફકીર છે તો શું થયું." આ વાત સાં-
ભલવાથી ફકીરને હવે દોલત મેલવવાની ત્રીજી ફીકર વધી. આ
ખમર શેહેરમાં ફેલાવાથી લોકોમાં ભારે અફવાઓ ચાલુ થઇ,
પણ બીજી બાજુએ ફકીર ફીકર કરતો તવાતો ચાલયો. તેની
હાલત દયા ઉપજાવનારી થઈ પડી, જેથી કેટલાક લોકોએ તેને
એવી સલાહ આપી કે "જો ખરેખરજ તુને એ છોકરી સાથે
શાદી કરવી હોય તો બેહેતર છે કે તું રાજા વીર વીકરમ-
અજીતની આગલ જા, અને તાહારા હેવાલથી તેને વાકેફ કર;
તે દુ:ખભંજન તાહરૂં દુ:ખ ટાલશે." આએ વાત સાંભલી ખુશી
થતો તે ઉજન શેહેર તરફ ચાલયો, અને વીકરમ રાજા આગલ
જઇ તેણે પોતાનો સઘલો હેવાલ ખોલી કહયો. રાજા વીકરમનો તો
એજ ધરમ હતો કે કોઇનું પણ દુ:ખ હોય તે નીવારણ કરવું,
તેથી તેણે તુરત એક હાથી તઇયાર કરાવી તે ઉપર જોઇતુ સોણું
લાદીને પેલા ફકીરને હવાલે કીધું. આએ સોણુ લઇ તે ફકીર
જયારે પેલા બેમાનના રાજાની દરબારમાં આવી પોંહોચયો,
તયારે રાજા વજીરને કેહેવા લાગયો કે "તેં તદબીર બનાવી તો
ખરી, પણ તે કંઇ કામ લાગી નહીં; સોણુ તો એ લઇ આવયો.
પણ મહને લાગે છે કે એ કામ પેલા પરદુ:ખભંજન રાજા
વીકરમનું છે; તે શીવાય બીજી રીતે આ દુરવેશને એટલું બધુ
સોણુ મલે નહીં. પણ હવે તો કંઇ બીજી તદબીર સોધી
કાહાડવી જોઇએ." વજીર એવી તદબીરમાં બહુ લાહેર હતો,
તેથી તેણે પેલા દુરવેશને કહયું કે "એ દુરવેશ, જો તાહારે
એક રાજાનીજ બેટીનો હાથ મેલવવો હોય તો તે કંઈ એક
સુઠીભર સોણુ અને એક હાથી જેવા હેવાન જાનવરને આપીને
તું મેલવી શકનાર નથી. એ બેટીને વાસતે તો એવો કરાર છે કે
જે કોઇ સખશ રાજાઓના રાજા વીકરમનુ શીર કાપી લાવે
એવો કોઇ બાહાદુર હોય તેને મલે!" પેલો દુરવેશ નાઉમેદ
થતો વળી પાછો રાજા વીકરમ પાસે ગયો અને તેને ઉપલી
હકીકતથી વાકેફ કીધો. વીકરમે પેહેલાં તો તેને દીલાસો આ-

પયો, અને પછી કહયું કે "તું પોતાની ખાતર જમે રાખ કે એ કાંમ કાંઈ ઘણું મુશકેલ નથી. ઘણાં વરશ થયાં હું માહારાં શીરને ખાંધ ઉપર લઇને ફરયા કરૂં છુ તોપણ આજ સુધ્રી કોઇએ મહને એમ નથી કહયુ કે 'તાહારૂં શીર મહને કાંમ લાગે છે.' પણ આજે હું જાંણીને ખુશી થયો છઉં કે તે તાહારા કાંમમાં આવનાર છે. તું કાંઈ અંદેશો મો કર. પણ જો એવુ નહીં થાય કે તે રાજા માહારૂં શીર કાપેલું જોઇને ફરીથી કઇ બીજું બાહાનું સોધી કાહાડી તાહારૂં કાંમ સરંજામ નહીં પોંહોંચાડે. કારણ કે જયાં સુધી હું જીવતો છઉ તયાં સુધ્રી તો કોઈ પણ માણસની ગમે તેવી ખાહેસ પુરી પાડવાને મહને તે પરવરદગારે શકતીવાંન કીધેલો છે, પણ માહારા મુવા પઠી કોઇબી માણસ આ જગતમાં એવો નથી કે તે તાહારી મુરાદ બર લાવી શકે. માટે બેહેતર તો એ છે કે તુ માહારા ગલામાં એક રસી (દોરી) નાખ અને મહને તે રાજાની નજદીક લઇ જઇને તેન કેહે કે તેણે જે માણસના શીરની ખાહેસ કીધી હતી તે હાજર છે. પણ તે પછી તે જો કાંઇ બીજી તદબીર સોધ્રી કાહાડે તો તાહારે પણ શરત કરવી કે તું પણ કાંઇ બીજુ બાંહાંણુ સોધી કાહાડે." પેલો દુરવેશ રાજા વીકરમના ફરમાવયા મુજબ કરવાને તઇયાર થયો, અને વીકરમની ગરદનમાં એક રસી ભેરવીને તેને બેસાંનનાં રાજા હજુર લાવી ઉભો કીધો. આ દેખાવ જોઈ બેસાનનો રાજા ઘણો પસેમાન થયો, અને રાજાઓના રાજા વીર વીકરમનુ આવુ ઉદાર દીલ જોઇને તે તુરત ઉઠીને વીકરમને પગે પડયો, અને કેહવા લાગો કે "તમામ આલમમાં આવું દલેરી ભરેલું સખાવતે બાહાદુર દીલ મે આજ સુધી કોઇનું જોયુ તો નથીજ, પણ સાંભલયુબી નથી. એક કંગાલ દુરવેશની ખાતરદારીને વાસતે એક રાજાઓનો રાજા પોતાનુ શીર આ મીસાલે કપાવાને તઇયાર થાય!" તેણે તુરત પોતાની બેટીને બોલાવી મંગાવી રાજા વીકરમને હવાલે કીધી, અને કહયુ કે "અએ રાજાઓના

રાજા ! માહારી બેટી તાહારી એક લોંડીની મીસાલે છે, અને તાહારી ખીદમત કરનાર એક ગોલામડી છે. હવે તાહારે ચાહે તેને તું એને હવાલે કર."

---

જયારે પોપટ આએ ગ્નાન કરી રહયો તયારે ખુજશતેને વીચાર આવયો કે રાજા વીકરમની બીજી અનેક પરકારની વાતો છે અને તે પોપટને ખબર હોવી જોઇએ; તેથી તેણીએ પોપટની આગલ પોતાની એવી ખાહેસ બતાવી કે રાજા વીકરમનીજ કાંઈ ઉપર મુજબની એક બીજી વાત તે ચલાવે. પોપટે જોયું કે રાત પણ હજી થોડી બાકી છે, તેથી તેને કોઇ પણ વાત લંબાવવી તો હતીજ, અને તેમ કરવાને તે એવી તદબીર વાપરતો હતો કે ખુજશતે પોતેજ તે વાતો કરવાની એલતેમાસ કરે;—અને વલી પોતે તેણીનાં ઠપકામાંથી દુરને દુર રહેતો હતો. તે ઉલટો ખુજશતેને ઠપકો આપતો હતો કે એમ કરવાથી તેણી પોતાનું કાંમ ચુકશે, પણ ખુજશતે વાતો સાંભલવાને વધારે ઈતેજારી બતાવતી હતી, જેથી પોપટે રાજા વીકરમની એક બીજી વાત ચલાવા માંડી.

[ દાસતાન આઠમું. ]

## રાજા વીકરમ અને એક પરીજાદી.

રાજાઓનાં રાજા વીકરમની દરબારમાં એક બગહમણ હતો તે એટલો તો જુગારી હતો કે જુગારમાં પોતાની મતની માલ મુંડી ખોયા પછી પણ જયારે તે હારી આવતો તયારે હારેલો જર તે રાજા વીકરમની પાસે અપાવતો હતો. પણ આ મુજબ મુફલેસ અને કંગાલ હાલતમાં પોતાનાં કુટુંબીઓનાં તાંનાંજનીમાં અને રાજા વીકરમની શરમ તલે નહીં રેહેવાઈ શકાયાથી તેણે એક દીવસે પોતાની ઓરતને સાથે લઈ શેહર છોડી પરદેશનો રસતો પકડયો. કેટલીક મંજલ કાપયા પછી એક દીવસે તે એવી જગોએ આવી લાગયો કે જયાં કેટલાક

જુગારીઓ જુગાર રમતા હતા. જો કે તેણે આટલુ બધુ ખમી દરશવટો લીધો તે છતાં, અને તેની ઓરતે તેને કાલાવાલા કરી મના કરવા છતાં, તેનુ મન પાછું જુગાર રમવા પર લલચાયું, અને તેથી તે પેલા લોકો સાથે જુગાર રમવામાં મશગુલ થયો. જીત અને હારનાં કેટલાક દાવ ચાલયા પછી આસતે આસતે તે એક હજાર દીરમ હારી ગયો, કે જે દાલત તેની પાસે હતીબી નહીં. જયારે પેલા જુગારીઓએ તેની ઉપર તે રકમનો દાવો કીધો, તયારે તેને કંઈ ઉપાય સુઝયો નહીં, જેથી તેણે પોતાની ઓરત જે તેની આધેન હતી તેણીને ગીરો દાખલ તેઓને હવાલે કીધી! વલી તેણે અહીઆં એવી શરત કીધી કે બીજી બાંમદાદ સુધીમાં જો તે મજકુર રકમ નહીં લાવી આપે તો તે ઓરત તેઓની થાય! આએ રીતની શરત કરીને તે પાછો રાજા વીકરમની દરબાર તરફ ફરયો, કારણકે તે રકમ વીકરમની પાસેથી લીધા શીવાય બીજો કંઈ ઉપાય નહીં હતો. પણ રસતામાં તે થાક અને સોસથી ઘણો તરસો થઈ ગયો, જેથી ચાહયું કે તયાં એક કુવો હતો તેમાંથી તે પાંણી કાહાડી પોતાની તરસ મટાડે. જેવો તે કુવામાંથી પાણી કાહડવા જાય છે કે તેની નજર તે કુવામાં એક ખુબસુરત ચેહેરાની ઓરત એક તખત ઉપર બેઠેલી હતી તે ઉપર પડી! આ ઓરતની પાસે એક મોટા રોશન આતશની ઉપર એક ત્રાંબાની દેગ ચહડેલી હતી, અને તેની પાસે એક જઈફ મરદ બેઠેલો દીસતો હતો. બરાહમણોનો તો પેશોજ છે કે હરકોઈ ઉપર દુવાનાં સખુનો બોલવા, તેથી તે કંઈ પણ બીજો વીચાર લાવયા વગર પેલી ઓરત ઉપર કેટલીક દુવા કરવા લાગો; જેથી પેલી ઓરત ખુશી થઈ ગઈ અને પોતાના હાથમાં એક જવાહેરનું કંગન પેહેરેલું હતું તે કાહડીને તે બરાહમણને આપી દીધું. પણ ધરમગુરૂઓનો કુદરતી ખવાસ અસંતોશી અને લોભી હોવાથી આ બરાહમણને લોભ વધયો તેથી તે અંદેશો કરવા લાગો, જેથી પેલી ઓરતે પોતાનાં બીજા હાથમાંનું બીજુ કંગન કાહડીને તે પણ તેને આપી દીધું. આ કંગનો

એવતિ ખુબી ભરેલાં હતાં કે તેના જોડે સારી જેહાંનમાં મલવી મુશકીલ થઇ પડે, એટલુંજ નહીં, પણ ગમે એવી ભલી દયાનતની ઓરત તો શું પણ મરદબી જો જોય તો તે મેલવવાની લાલચમાં ગીરફતાર થાય ! હવે તેની પાસે સાધન છે તે છતાં રાજા વીકરમને કંટાલો આપવો એ ઠીક નહીં, એવું વીચારી આએ બરાહમણ એક કંગન લઈ એક ઝવેરીની દુકાને તે વેચવા ગયો. લાલચમાં નાખનાર કંગને પેલા ઝવેરીની નજર બગાડી. તેણે તે કંગન જોઇને પેહેલાં તો જરા વાર વીચાર કીધો, પછી પેલા બરાહમણને તેણે એક દમ એક લપડાક ખેંચી કાહાડી ! તે તેને ગળે પડવા લાગો કે એ તો તે ચોરી કરીને લાવયો છે. એમ કહી બરાહમણને રાજા પાસે ઘસડી જવામાં આવયો, અને તયાં સઘલી ખોટી હકીકત જણાવી પેલા ઝવેરીએ પેલું કંગન હાજર કીધું. વીકરમ પણ તે જોઇને હેરત રહયો, અને બરાહમણને પુછવા લાગો કે તે આએ નાદર નમુનો કયાંથી લાવયો ? બરાહમણે પેલું બીજું કંગન હજી પોતાની પાસેજ છુપાવેલું હતું, તે કાહડી રાજાની આગલ હાજર કીધું, અને જવાબ દીધો કે "ઓ રાજાજી, હમણાં તો તું મને એક હજાર દીનાર આપવાનો હોકમ કર કે માહરી ઓરત જે જુગારીઓને હાથ સપડાઈ છે તેને હું પેહેલાં છોડવી લાવું, નહી તો બામદાદ થતાં તે જુગારીઓ તેણીનાં ધણી થશે. પછી હું તુને એ વાતથી રોશન કરીશ." રાજાએ તુરત તેને માંગેલી રકમ અપાવી, જે લઇ તે પેલાં જંગલમાં જઇ પોતાની ઓરતને છોડવી લાવયો, અને રાજાની આગલ આવી પેલા કુવા વીશેની સઘલી હકીકત તેને કહી સંભળાવી. બીજી રાત્રે રાજા વીકરમ પોતે પેલા કુવામનો ચમતકાર જોવા બાહાર પડયો, અને તયાં આવીને જોય શું કે જે પેલા બરાહમણે કહયું હતું તે તેણે તયાં આબેહુબ જોયું. વીકરમનું પુછપરછ કરનારું ખટપટીયું મન આ દેખાવ જોઈ કંઇ ચુપ રેહે નહીં, તેથી તે પેલા કુવામાં ઉતરયો અને પેલી ખુબસુરત ઓરતને નમનતાઇ સાથે પુછવા લાગો કે તેણી કોણ છે,

તે કુવામાં શા સબબથી રેહે છે, પેલી ત્રાંબાની દેગ શાને માટે ઉકલનવા મુકેલી છે, અને પેયો જઈફ મરદ કોણ છે? પેલી તખત નશીન ઓરતે જવાબ દીધો કે " હું પરીઓના પાદશાહાની બેટી છઉં અને આ બુઢો મરદ આજે હેંસી વરશ થયાં માહેરી ઉપર આશક પડેલો છે. એણે પોતાની આખી જુવાંની માહારા એશકમાં બરબાદ કીધી છે, લેકીન અફસોસ કે એ એની મોહોબતનું મીઠું ફળ ચાખવાને આજ સુધી કમનસીબ રહી ગયો છે. કારણકે એની ઓલાદ શીહા છે અને માહરૂ ખમીર નુરાંનીથી પેદા થયલું છે, અને આદમ સાથ પરીની મુલાકાત કદી બને નહીં. આએ ઉકલતી દેગ એટલાજ માટે છે કે એ દેગમાં જે કોઇ આદમી ઉતરી તેમાંથી સલામત પાછો આવે તેનાં અમો ફરમાબરદાર થઈ રહીએ; તેમજ આએ મરદ પણ જો એ દેગમાં ઉતરી એકવાર પાછો આવે તો હું એની તાબેદાર થવાને તઇયાર છઉં, પણ એ તો નાહેક બલાપો કરી પોતાનું તન બાળી નાખે છે, કંઈ મુદત થઇ એ દેગ ઉકલે છે, પણ આ મરદમાં એટલી તાકાત નથી કે તે એમાં ઉતરી ખાલેસ શોણુંની મીસાલે સાફ થઈ પાછો બાહાર આવે. હું પોતે પણ માહરા કુમનસીબેથી કુદરતરાજ પડી એની ઉપર ફીદા હોવાથી એની સાથ આએ કુવામાં મુદત થઇ રહું છું, તોપણ માહારૂં દીલ નથી ચાલતુ કે માહારા બુજુરગવારોની આગલી રાહ રસમ તોડીને હું એની સાથ એખલાસ કરૂં. તેમજ હેંસી વરશની એની દોસતી તોડવાને પણ માહરૂં દીલ ના પાડે છે." વીકરમ પોતાની પાસે આબે-હયાત રાખનો હતો, જે તેણે તેજ વખતે પોતાના અંગ ઉપર લગાડયું અને પેલી ઉકલતી દેગમાં પડયો જગ વારમાં તે જરાબી ઈજા થયા વગર પાછો સલામત નીકલી આવ્યો, જેથી પેલી ઓરત તેની ઘણજ તારીફ અને તાબેદારી કરવા લાગી, અને બોલી કે આ પીર મરદ તો પોતાની આખી જીંદગી આળસુપણામાં બેસીને બલાપામાં ગુજારી અને તેથી પોતાની ઉમેદને હાંસલ કરી શકયો નહીં, પણ વીકરમ

એક ઘડીમાં તે મેલવવાને ફતેહમંદ થયો છે. વીકરમની મનસુબ જુદીજ હતી. તેણે તે ઓરતને જણાવ્યું કે "જયારે તેં તાહરો મુલક અને તાહારાં હમનસીનો ફકત આ, બુજુરગ મરદને માટેજ તજી દીધાં, તો તુનેબી ઘટે છે કે હવે વધારે વાર એનું ઈતેજાર દીલ તું ના તલપાવ. તુ એમ ના સમજતી કે એ બુઢો થયો તેથી જુવાંનીની સરવે કુદરત અને જુવાંનીમાં મોહોબતને ચાખવાનાં સુખનાં ફલ એનાંમાથી ગુમ થઇ ગયાં છે. મોહોબત જુવાંનીમાં તેમજ બુઢાપામાં એક સરખીજ છે." એમ કહી વીકરમે પેલું બાકી રહેલું આગે—હયાત પેલા બુઢા મરદને આગે લગાડી તેને પેલી દેગમાં નાંખયો; અને જયારે તે પાછો બાહાર નીકલયો તયારે જોઈ લેઓ—એક અઢાર વરશનો જુવાંન! પરોપકારી રાજા વીકરમે નજદીક એક આખા જમાનાં સુધી મોહોબતની જુદાઈની આગમાં બલતાં આવાં એક જોડાંને સાંધી આપી તેઓને ઠેકાંણે પાડયાં, અને પોતે પણ પોતાને ઠેકાંણે ગયો.

---

આએ બે દાસતાંનો કહી રહયા પછી પોપટે ખુજશતેને સમજાવી કે "જો બેશક અને દોસતીને વાસતે ખુદ રાજા વીકરમે પોતે આએ રીતની દીલસોજીથી બીજાનાં કામો બજાવી આપયાં હતાં, તો હું તો એક તાહારો નોકર છઉં, અને માહારાથી આએ કાંમમાં તુને મદદ કરવાને સેતાબી થઈ શકતી નથી તેથી હું ઘણો શરમીંદો છઉં. પણ હવે તું ઉઠ, અને જલદીથી તાહારી મોરાદનાં મુરગને જગાડી તેની સાથ તાહારી ઉમેદ બર લાવ." ખુજશતે જેવી ઉઠીને ઉંબર બાહાર પગ કાહાડવા જાય છે, તેવાંમાં તે શું જોય! હંમેશ કરતાં આફતાબ આસમાંન ઉપર એક પોહોર વધારે ચહડી ચુકો હતો, અને આ દુનીયાંનાં નાટક તખતા ઉપર દરેક ખેલાડી પોતાનો નેમી આપેલો ભાગ બજાવાને બાહાર પડી ચુકો હતો, તેથી ખુજશતેને પોતાની બુરી મોરાદ બર લાવવાનાં કાંમમાં વલી પાછી એક દીવસની ઢોલ થઇ.

---

## રાત આઠમી.

જ્યારે ચોકીબાંન આફતાબ મગરેબનાં મેહેલમાં ગુરબ થયો, અને માહાતાબનાં માનવતા કાસદે આસમાનનાં તકતાને રૂપેરી રોશણીથી શણગારયો, તયારે ખુજશતે એક બીમાર આદમીની મીસાલે કુંજરાયલે ચેહેરે અને ધુંધરયલી આંખે પોપટની આગલ ગઈ, અને કેહેવા લાગી કે "અએ માહારા ભેદ જાણનાર પોપટ! હવે તો મહને એમ થાયછે કે જાણે આ માહારી બેઉ આંખોમાં આંગલાં ભોકી તેને ફોડી નાંખુ, કારણ કે માહારા આએ સરવે હાદેશાનું મુખ કારણ એજ છે જો એ આંખોએ મેં માહારા આશકને નહીં દીઠો હતે તો માહારી ઉપર આ-એ રીતની મુશીબત અને દુઃખ નહી પડતે, અને આએ મુજબ આજે હું રંજ અને મુશીબતમાં ગોજરનાર નહી થત. આશકની જુદાઈનાં જખમથી માહારો સીનો ફાટી જાય છે; મારી આંખોમાથી હર પલે લોહીનાં કતરા વેહે છે; અને મગજમાં તે ને તેજ ખીચારો ચાલુ રેહેવાથી હું દેવાંની બની છઉ." શેયાણા પોપટે જવાબ દીધો કે "અએ ખુજશતે! તાહારૂં દીલ બલાપામાંથી છુટક પાંમતુ નથી. બલાપાનો આતશ અને બલાપાનો એશક એ સરવે તાહારી આંખોનાં સબબથી ઉશકેરાય છે એ સઘલુ ખરૂં છે, લેકીન જેમ એક મરદ શરાબથી ચકચુર બની ઘોડાપર બેસવાથી પડી જાય અને પોતાને જખમી કરે તો તે કાંઈ ઘોડાપર બેઠાથી પડીને જખમી થયો એમ કેહેવાય નહીં, પણ શરાબથી—શરાબ પીધા વગર તે જો બેઠો હોય તો કદી પડી જતો નથી—તેમજ તું પણ તાહારી નજર તાહારી પોતાનીજ તરફ રાખને તો આજે જે ફરીયાદ તું કરે છે તે ફરીયાદ કરવાની તુને જરૂરખીં નહી પડતે." તયારે ખુજશતેએ પોપટને પુછયું કે "એ અકલમંદ હકીમ, જયારે એમજ છે તયારે હું જો કદાચ દોસતનાં ઘરની તરફ જાંઉ તો મહને માહારી નજર કઈ બાજુ ઉપર રાખવી જોઇએ?" પોપટે જવાબ દીધો કે

ઉસતાદોની એક મીજલસ બોલાવી અને તેઓ આગલ તે શાહાજાદા વીશે તમામ હકીકત કહી સંભલાવી. આ મીજલસમાં એક કામેલ દાનાવ હતો તેણે કહ્યું કે "માણસનુ ખમીર આતશ, પવન, પાંણી, અને ખાકનું બનેલું છે, અને ચોકસ કારણને લીધે એ શાહાજાદો આજ સુધી કોઇબી જાતનુ ગ્નાંન સંપાદન કરવાને ઠોઠ રહી ગયો છે, પણ તેને જો માહારા હાથ તલે પાદશાહ સોંપી આપે તો જે એલમ એ બાર વરશમાં મેલવી શક્યો નથી તે હું એને છ મહીનામાં શીખવુ." પાદશાહને વલી આવો સરસ ઉસતાદ બીજો કયાં મલનાર હતો? તેણે પોતાનાં બેટાને તે ઉસતાદને સોંપી આપયો, જેને લઇને તે ઉસતાદ પોતાને ઘેર આવયો તેણે પેહેલાં તો પોતાના ઘરની નજદીક એક પાદશાહી લાયક બીજુ મકતબનું મુકાંમ બંધાવયું અને તેની અંદરની બાજુથી દેવાલોને તમામ આઇનાની મીસાલે ચલકતી બનાવી તે દરેકની ઉપર એકેકો એલમ ચીતારયો. એક દેવાલ ઉપર આસમાનનાં સેતારાઓ અને ઘરેહોની ચાલ અને જોતાશ; બીજી ઉપર દીનના હુકમો અને બંદગીઓ તથા તે કેમ કરવી તેની રીત; ત્રીજી ઉપર એક પાદશાહે પોતાનાં ખેમીઓ, અમીર-ઉમરાવો, અને રઇયત સાથે કેમ ચાલવુ તેની તાલીમ તવાજે; અને ચોથી દેવાલ ઉપર હકીમાંનો હુન્નર અને હુશીયારી ચીતરી કાહાડયાં. પેલો શાહાજાદો આએ મકતબમાં દાખલ થતાં વાર આ ચીતારો તરફ ઘણુંજ ધયાંન આપી જોવા લાગો, અને એવી રીતે જોવામાં તેણે કેટલાક દીવસ પસાર કીધા; જે પછી કુદરતી રીતે તેનુ મન ખીલતુ થયુ અને તે દરેક ચીતારની બીના પેલા ઉસતાદથી પુછીને તે વાકેફ થતો હતો, જે ઉસતાદ તેને તેનુ વીસતારીને બયાંન કેહેતો હતો. આ મુજબ છ માસની અંદર આ જુવાંન શાહાજાદો ફકત એકજ જાતનાં નહીં, પણ એક પાદશાહને લાયકના દરેક એલમમાં કામેલ થઈ ગયો; જેથી પેલા ઉસતાદે તેને જણાવયુ કે "હવે આવતી કાલે તુને હું પાદશાહની હજુર લઈ જાઉં કે તે

ખુશી હતો તેથી તે કબુલ થયો, અને પેલી દાસી તે શાહાજા-
દાને પોતાને ઘર લઈ ગઇ. તે કદાચ એમ સમજતી હશે કે
મોહોબતની વાતો મુગાંને બોલતાં કરે છે, આંધલાંને દેખતાં ક-
રે છે, બેહેરાંને સાંભળતાં કરે છે, અને લંગડાંને ચાલતાં કરે છે. તેથી
તે શાહાજાદાને પોતાને ઘર લાવીને પયારની મીઠી મોઠી વાતો
તેની આગલ કરવા લાગી. તે બોલી કે "એક મુદ્દત થાઈ
માહારૂ દીલ તાહારી ઉપર લાગી રહેલું છે, અને માહારો જીવ
તાહારા બાલથી બાંધેલો છે. તુને જોયા વગર માહારી ચશમો
જખમી બની રહી હતી, અને કોઇ તક એવી નહીં મલતી
હતી કે હુ માહારા દીલનો ભેદ તાહારી આગલ ખોલો કરૂ.
પણ હમણાં હવે મહને નસીબે જયારે યારી આપી છે તયારે હુ
માહારા પયારની વાત તાહારી આગલ ખોલી કરૂ છું કે મા-
હારી પેયાસ તાહારી મોહોબતના બેમુલ પાંણીથી છીભાવ"——
તે વધારે બોલવા શું જાર! જેવા આટલા અખુનો તેણીનાં મો-
હોડાંમાંથી બાહાર પડયા કે શાહાજાદાની આંખો શીહની માફક
ગુસ્સાથી ચલકવા લાગી. તે લોન્ડીની ઉપર મુગો ધીકાર બ-
તાવી એકદમ સેતાબ તયાંથી તે બાહાર જતો રહયો. તેના જતા
રેહેવાથી પેલી લોન્ડી હવે ખુબ ગભરાવા લાગી. તે વીચારવા
લાગી કે "અરર! માહારાથી આએ શુ સેતાનીયત થઈ ગઇ!
માહારી છુપી વાત એની આગલ માહારાથી જાહેર થઈ તે રખે
એ કોઈની આગલ કહી દે! અરર! હવે માહારા શા હાલ
થશે! અરે પણ સમર! એ શાહાજાદો કોઈની આગલ કહે
તે પેહેલાં હુંજ કંઇ મકર અને ફેલ રમુ તો કેહેવું? માહારો
ગુનાહ શાહાજાદાનીજ ગરદન ઉપર નાખુ તો કેમ!" તેણી-
એ તેજ વખતે પોતાના આંગ પરનાં કપડાં ચાક કીધાં અને
પોતાનું મોહોડું પોતાનેજ હાથે જખમી કીધું. ફરીયાદ અને
જારી કરતી તે પાદશાહની આગલ જઇ કેહેવા લાગી કે
"અખે દાદનાં આપનાર અદલ પાદશાહ! હું તાહારી જુની ગોલા-
મડી જેવી તાહારી દરબારમાંથી શાહાજાદાને લઇને માહારે ઘર

ગઈ તેની મેં જોયું કે મેં એ છોકરાને એક માહારાં પોતાના ફરજંદ તરીકે પાલેલો છે તેથી હું એક માદર તરીકે એને કંઈ નશીયત કરૂં. પણ અફસોસ! એ ફરજંદ તાહારે પેટે તાહારા ખાંનદાનને ડીનુ લગાડનારૂ પેદા થયુછે. માહારી નશીયત સાંભલવાને બદલે તે માહારી ઉપરનાં પોતાનાં પયારની વાતો કરવા લાગો, અને જ્યારે એ બુરાં કાંમથી મેં એને વાલ્યો ત્યારે એ માહારા આંગ ઉપર જબરી કરવા લાગો, અને તેજ વખતે જો મે બુમ અને સોહોર નહીં કીધો હતે તો જરૂર એણે માહારી પાક દામાનને બગાડી હતે. માટે ઓ આદેલ પાદશાહ, તાહારી દરબારમાં ઇનસાફ છે, અને તે ઇનસાફ ચાહાવાને હું આજે અહીંયાં હાજર થઇ છું." જ્યારે પાદશાહે તે લાડીને મોહોડેથી આએ રીતના સખુનો સાંભલયા તયારે તે પોતના દીલમાં બેશુમાર આજુરદે થયો, અને ફીકરમંદ થઈ અરજો કરવા લાગો કે "મહને ફરજંદ નહીં હતું, તે પાક પરવરદેગારે જ્યારે બખશયુ ત્યારે તે માહારાં તખતને લાયકનું નથી. અગર એ માહારૂં ફરજંદ છે તો શું થયું, પણ તે પાદશાહીને ખવેશ પોંહાચે એવુ નહીં જોઇએ. પાદશાહોને જેરે દેનાર તો ઇનસાફ છે, તેથી બીજુ કઈ જયાદે નથી. વલી આજ સુધી મહને જ્યારે માહારા ઇનસાફને માટેજ ફકત આ દેવુ માન મલે છે તો આટલી જીંદગી સુધી મેળવેલું તે માન આજની એક ઘડીને માટે શું કાંમ બરબાદ કીધુ જોઇએ! પછી મગર ઇનસાફમાં માહારો પોતાનો બેટો છે તો શું થયું." આએ રીતનો વીચાર કરી તે દેશના તે વખતના કાયદા મુજબ તેણે પોતાના બેટાને કતલ કરવાનો હુકમ કીધો! આ વખતે તે પાદશાહના માન વધારો જે તયાં બેઠેલા હતા, તેઓમાંનો એક ઉઠયો અને જલાદને જઈને જણાવયુ કે શાહાજાદાને મારવાના કાંમથી ઢીલ કરે, કારણ કે તે હમારા કંઇ વખતમાં આવેનો જણાય છે. તેણે પાદશાહાની આગલ આવી તેને નમીને અરજ કીધી કે "પાદશાહા, જે કાંમ ઉતાવલો

धुस्सामां आवी करी दइए ते आखरे घणुं जबुन साबेत थाय छे, माटे एवां कांममां उतावल करवी सजावर नथी. एक ओरतना केहेवा उपर मरदांनगी करवी पादशाहने लायक नथी, कारण के ओरतोना बोलवा अने चालवामां घणीवार तेओना एकेका शब्द अने एकेकां कदममां फंद अने मक्र भरेलां होय छे. ओ इनसाफना खां, तुए पेला रंगरेजनी वात सांभली नहीं होय?" पादशाहे ते वात जाणवा मांगी, जेथी ते वजीरे नीचे मुजब ते वात कही संभलावी.

[ दासतान दसमुं. ]

पेहेला वजीरे कीधेली एक रंगरेजनी वात.

आगला वखतमां एक रंगरेज हतो तेने एक ओरत साथे दोसती थइ. तेओ जेम जेने तक मलती हती तेम एक बीजांने घर आव जाव करतां हतां. आ रंगरेजनो एक चेलो हतो जे जुवांन होवाथी तेनां मोहोडां उपर जुवांनीनो आफताब पुर जोसथी परकाशतो हतो. एक दीवसे ते रंगरेजे पोताना चेलाने पेली ओरतने बोलावा तेणीने घर मोकलयो. तयां जतांने वार पेली ओरते तेने घणोज खुबसुरत अने नोजुवांन जोई तेने पोताना मीठा बोलोथी फसावीने तेनी साथ हमबीसतर थइ. रंगरेजे जोयुं के चेलो घणो वखत थयो हजी पाछो फरयो नथी, तेथी एक तलवार साथ हथीयारबंध थई कीना भरयो ते पोते पेली ओरतना मुकांम तरफ दोडयो. ओरते दुरथी तेने आवतां जोइ पेला चेलाने एक खुनामां छुपावी दीधो, अने पोते दरवाजा आगल आवी उभी थइ. रंगरेज आवी केहेवा लागो के "ए माशुक, में तुने सहवारनो बोलावा मोकली हती ने हजी सुधी तें तो तइयार थवाने ताहारा पगमां जोरा वटीक पेहेरया नथी. अगर तुने आववानो वखत नहीं मलयो तो महने तुरत केहेवाडयुं कांय नहीं?" पेली ओरते जवाब दीधो के "अमे माहारा दो-

સન, તુને મહુને બોલાવવી હતી તો કોઈ ઓરતને બોલાવા મોકલતે તે એવા સખશને બોલાવા મોકલયો કે જે ફક્ત દરવાજામાંથીજ ઉભો રહી સલામ પોકારી ચાલી ગયો, અને મે તેને ઘણોખી અંદર બોલાવયો પણ હરગેજ તે અંદર આવ યો નહીં, માટે એવા એક બોલાવનારના કેહેવાથી હુ કેમ આવુ તેનો તુજ દરીઆફત કર." તેઓ બધે જણ એવી ગોફતેગો કરતાં હતાં તેવામાં એનેકાક એવો બનયો કે પેલી ઓરતનો ખાવીંદ તથાં દુરથી આવતાં જણાયો. આ જોઈ પેલા રંગરે- જના હોસ ઉડી ગયા અને તે ફીકો પડી ઘબરાઇને પેલી ઓ રત પાસ કઇ ઉપાય માંગવા લાગો પેલી ઓરતે જણાવયુ કે "તાહારી પાસે તલવારનો છે, જે તું મેયાંનથી બાહાર કાહાડી ઘરનાં જા, અને અંદરથી એકદમ છાકટા માણસની મીસાલે સોહોર અને પોકાર કરતો બાહાર નીકલીને નાહાસી જા; પછી હુ છઉ અને માહારો ખાવીંદછે- અમો જોઉ લઇશુ." રંગરેજે તે ઓરતના ફરમાવયા મુજબ કીધુ. તે જેવો પોકાર કરતો બાહાર નીકલયો કે પેલો ઘરધણી આવી પોહોચયો અને પો તાની ઓરતને પુછવા લાગો કે એ સો સબબ છે?—ઓરતના ફેન આગલ દુનીયાં બાતલછે તેણીએ જવાબ દીધો કે "એ પયારા ખાવીંદ, તુ જો આ વખતે નહીં આવી પોહોચતે તો આજે માહારા શાહાન ઘને તે હું સમજી શકતી નથી આજ દીને હું ઘરનાં એકલી હતી તેવામાં એક જુવાન છોકરો રાકતો રાકતો આવયો, અને રડીને કેહેવા લાગો કે 'એ નેક રખાન બાઈ, એક છાકટો અને દેવાનો મરદ માહારી પાછલ લાગેલા છે અને નાગી તલવાર સાથ તે મહુને મારવા ચાહેછ, વા અને તુ મહુને તાહારાં ઘરમા છુપાવશે તો માહારી જીંદગી બચાવાથી હુ હમેશ લગી તાહારો હરગીજ અહેસાનમંદ રહી જાઈશ' આ મુજબ તે છોકરો બોલવા લાગો તેથી તેની ઉપર મહુને દયા આવી અને મે તેને આપણા ઘરમાં છુપાવયો છે તે દેવાનો મરદ આપણાં ઘરમાં ગયો અને તે છોકરો હાથ નહીં લાગે

તેથી વધારે ધુસ્સામાં આવી માહારી ઉપર ધસતો હતો, પણ સારૂં થયું કે તું આવી લાગો. નહીં તો તું જો જલદી આવી નહીં પોંહાચ તે હતે તો ખોદા માલુમ પેલો દેવાંનો મરદ મને શું કરતે!" પેલો ઘરનો માલેક ઘરમાં ગયો, અને એક ખુનામાંથી પેલા જુવાંનને બાહાર લાવી તેના રૂખશારા ઉપર કેટલાક બોસા દઈ કેહેવા લાગો કે "એ ગરીબ જુવાંન, તું હરગેજ હમણા બાહાર નાં નીકલતો, નહીં તો તે છાકટો મરદ તુને મારી નાખશે. તુ આ ઘરને બેલાશક તાહારૂં પોતાનુ કરીને ગણજે, અને તાહારા મનમાં કસી પાંતીનો અંદેશો રાખતો નાં." આ વગેરે બીજી રીતના મેહેરબાંની ભરેલા સખુનો સાંભલી પેલો ચેલો, જે પોતે પણ મોહોબતનાં કાંમમાં કાચો નહીં હતો, તેણે પેલા ઘરધણીનો ઉપકાર માંની તેના હાથ ઉપર બોસા દઈ તેની ઘણીક આજેજી અને ઓજરખાવાહી કીધી, અને પોતે ઘરમાંથી સલાંમત બાહાર ગયો.



પેલા વજીરે આ મુજબ રાજા આગળ વાત કરીને જણાવ્યુ કે "ઓરત જેમ ઇનસાનને ગીરફતારીમાંથી બચાવવામાં તેમજ ઇનસાનને ગીરફતાર કરવાના કાંમમાં ફેલ અને ફરેબ રમવામાં બાહોસ હોય છે. વાસતે દાનાઓને ઘટે છે કે ઓરતની વાત ઉપર અમલ કરવા પેહેલાં હજાર દફે દરીયાફત કરવો જોઇએ." જયારે રાજાએ વજીરથી આ મુજબની સલાહ સાંભલી તયારે તેનો વીચાર ફરી ગયો, તોપણ ઇનસાફને ખાતર તેણે હાલ તુરત પોતાના બેટાને બધીખાંને કેદ કરવાનો હુકમ કીધો.



જયારે બીજે દીવસે બાંમદાદનો વખત થયો તયારે પેલી લોન્ડી પાછી ઇનસાફની દરબારમાં આવી અને પાદશાહાની આગલ ઇનસાફ માંગવા લાગી. પાદશાહે હુકમ કીધો કે તે છોકરાને બંધીખાંનામાંથી બાહાર કાહાડી કતલ કરવા જલા-

કને સોંક. આએ હુકમ સાંભલી પેલા વજીરમાંનો એક બીજો વજીર ઉઠયો, અને તેણે પણ પેહેલા વજીરની માફકજ તે છોકરાનાં બચાવમાં પાદશાહાને કેટલીક અકલની વાત સહમજાવી. તેણે પોતાનાં બોલવાનાં વજનમાં એક સોદાગર અને તેની ઓરતની વાત કહી સંભલાવી, જે નીચે મુજબ છે!—

## [ દાસતાન અગીઆરમું. ]

બીજા વજીરે કીધેલી એક સોદાગર અને તેની ઓરતની વાત.

એક શેહરની અંદર આગલા જમાનાંમાં એક સોદાગર પોતાના સોદાગરીનાં પેશામાં ઘણોજ વખંણાઈ ગયો હતો, લેકીન તેની ઓરત બદીનાં કામમાં અને બુરા છંદમાં એટલી તો ગોરક્તાર હતી કે તેથી તેનો મરદ પણ ઘણોજ આજેજ થતો હતો. એક દીવસે જયારે પેલો સોદાગર પોતાની સોદાગરીનાં કાંમને વાસ્તે સફર કરવાને બાહાર નીકલયો, તયારે તે સોદાગરની ઓરત ઘણીજ ખુશી થઇ ગઇ, અને પોતાનાં બુરાં કાંમની તરસ મટાડવાને તે હરેક તેહની મંડલીઓમાંથી કોઇને ફસાવાની સોધમાં બાહાર પડી. કેટલાક દીવસો ગુજરી જવા બાદ, પેલો સોદાગર પોતાની મુસાફરીથી પાછો ફરયો, પણ એવુ બનયું કે તે પોતાને ઘેર જવાને બદલે શેહરની બાહારજ તંબુમાં છાવણી નાંખી પડયો. તેણે તે શેહરમાંથી એક દલાલ ઓરતને બોલાવી મંગાવી, અને તેણીને કેટલાક દીનાર આપીને તે કેહેવા લાગો કે "હું એક મુસાફર મરદ છઉં અને આએ શેહરમાં કેટલાક દીવસ સુધી રેહેનાર છઉં, તેથી માહારે વાસ્તે એક ઓરતને બોલાવી લાવ કે હું માહારો દેમાંગ તેનાંથી થંડો કરૂં." આ દલાલ આએજ સોદાગરની ઓરત સાથે ઓલખાંણ હતી, અને તે જાંણતીબી હતી કે તે ઓરત પણ એવાં બુરાં કાંમની અંદર કોઇને ફસાવાની સોધમાંજ છે, તેથી તે પેલી ઓરત પાસે ગઇ અને તેને કેહેવા લાગી કે "સેકાર ઘણો ફરસે હાથ લાગેલો છે. આ શેહરની

બાહાર કોઈ મોટો સોદાગર આવેલો છે અને તે અહીંયાં કેટલાક દીવસ રેહેવાની ખાહેસ રાખે છે, અને વળી તે એક ખુબસુરત ઓરત પણ માંગે છે; વાસ્તે તુ સેતાબ ઉઠ, અને તયાં આવીને તુને જેમ ગમે તેમ તેને ફરેબમાં નાંખ." આએ વાત સાંભળતાંજ પેલી ઓરત ઉઠી અને તે ખુશી દીલની સાથે ચાલી, કે ઘણા દીવસની પોતાની બુરી પેયાસ કોઈ પણ મરદનાં દરદી આખુટી મટાડે પણ તયાં જઈને તે જોય શુ! તે સોદાગર તો તેણીનો પોતાનો ખાવીંદ માલમ પડયો. આ ઉપરથી તે પેહેલાં ઘભરાઈ તો ખરી, પણ તુરતજ હાજર-જવાબથી મન ઠેકાણે રાખી પોતાનો બુરખો કાહાડી નાખી પેલા સોદાગરની દાહડી પકડી તેને માર મારવા લાગી! ને સોહોર અને પોકાર કરી પેલા સોદાગરની ફજેતી કરવા લાગી, અને તયાં જે કોઈ હાજર હતા તેઓ આગળ તે કેહેવા લાગી કે "અરે હુમદીનો, તમો લોકો માહારો ઇનસાફ કરો કે આજે છ છ માસ થયા આએ માહારો ખાવીંદ કોણ જાણે કયાં ભટકતો હતો અને હુ એના કેટલી બધી ઇંતેજારીથી રાહા જોતી હતી; અને એ આજે કેટલા દીવસ થયા અહીંયાં આવયો છે તોબી પોતાને ઘર આવતો નથી અને પોતાના માણસોને વીસારી દીધાં છે. અગર એ જો મહને પસંદ કરતો નહીં હોય તો હું પણ કાજીને ઘર જાઉ અને એનાથી તલાક મેળવુ," જયારે પેલા આગળ ઉભેલા લોકોએ પેલી ઓરતના આ છેલ્લા બોલો સાંભળયા તયારે તેઓ કેહવા લાગા કે "અરે નહીં, નહીં, એ મરદને છેક એટલો હલકો પાડવો નહીં જોઈએ, અને જો બને તો એક દીવસની મેહેતલ આપ કે એને અમો સમજાવીએ." એમ કહી પેલી ઓરત અને મરદને સમજાવી ફરાવી આપી.

---

આ બીજા વજીરની વાત સાંભળવાથી વળી પાછો પાદશાહનો ગુસ્સો નરમ પડયો, અને છોકરાને પાછો બંદીખાને લઈ જઈ કેદ કરવાનો હુકમ કીધો.

હવે જ્યારે ત્રીજો દીવસ આવયો તયારે વલી ફરીથી પેલી લોન્ડી આઇનાનો મીસાલે પોતાનો ચેહેરો રોશન કરીને પાદશાહની હજુર દાદ ચાહવાને આવી. મીજલસ પણ આગલ મુજબ ખીરાજેલી છે, અને શાહાજાદાનેભી આગલ લાવી સરવે અમીર ઉમરાવોની હજુર ઉભો કીધેલો છે. પેલી બેમુરવત દદાની ફરીયાદ સાંભલવાથી વલી પાછો રાજાએ હુકમ કીધો કે શાહજાદાને જબેહ કરવાની જગોએ લઈ જાય. આ હુકમ સાંભલતાં વાર ત્રીજો વજીર ઉઠયો અને પાદશાહને એટલો ઉતાવલો થવાને મના કીધો. તેણે કહ્યું કે ઓરત જાતનાં ફંદ અને મકર એવાં તો જબુન હોય છે કે તે ઉપર જે વીચાર કરયા વગર સેતાબ કાંમ કરવા જાય છે તે ખરાબી જોયા વગર રેહેતો નથી. તેણે ઓરતનાં મકરનો એક બીજો દાખલો કહી બતાવયો જે નીચે મુજબ છે.

### [ દાસતાન બારમું. ]

### ત્રીજા વજીરે કીધેલી એક મકારે ઓરતની વાત.

એક વખતે એક શેહરને દરમયાંન એક ટેહેલ નાંખનાર બરાહમણ રેહેતો હતો, પણ તે પોતાની સાથે એક બુરી ખસલતની મકારે ઓરત રાખતો હતો. આ બરાહમણ એક દીવસે મધરાતે ઉઠી પોતાનાં પેટને વાસતે પાસેનાં ગાંમમાં ટેહેલ નાંખવા ગયો હતો, અને પોતાની પેલી મકારે ઓરતને કહી ગયો હતો કે વખત થાયને તેને માટે સુકો લોટ અને પાંણીનો લોટો તે ગાંમમાં લાવે કે તયાં તે રોટી પકાવીને ખાય. જયારે નેમેલો વખત થયો તયારે પેલી ઓરત એક ટોપલામાં થોડો લોટ બાંધીને એક પાંણીનો લોટો લઇ એક ટોપલામાં મુકી તે પોતાને માથે ચહડાવી પેલાં ગાંમ તરફનો રસતો લીધો. એતેફાક એવો બનયો કે આ રસતે થઇ એક જુવાંન મરદ જતો હતો, તેની નજર પેલી ઓરત ઉપર પડી. તેણે જોયું કે ઓરત ઘણી ખુબસુરત છે, અને રસતા ઉપર

કોઇ ચરંદુ કે પરંદુ બીજુ કોઇ માલમ પણ પરતું નથી, તેથી પોતાની પાસે કઇક નાણું હતું તે આપીને પેલી ઓરતને તેણે લલચાવી. * * * હવે બનાવ એવો બનયો કે આ જુવાંન મરદની પાછલ એક બીજો જુવાંન થોડેક દુર હતો તેની તેને કંઇ ખબર રહી નહીં, તેથી તે તયાં આવી લાગો, અને જોય શું કે રસતા ઉપર પેલા આટાનો ટોપલો અને કલસીઓ પડેલો છે. તે લાગનોજ તયાં કાંમે લાગી ગયો, અને પેલા આટાની અંદર પાંણી નાંખી તેનુ ઝડપથી ખમીર બનાવી તેમાંથી એક આટાનો હાથી બનાવયો; અને તેને પેલા ટોપલામાં મુકી ઉપર પેલુ આટાનું કપડુ હતુ તે ઓઢાવયું, અને પોતે તયાંથી ચાલી ગયો. પેલી ઓરત પોતાનાં બુરાં કાંમથી ફ્રગાગત થયા પછી પાછી આવી, પણ વખત ઘણો નીકલી ગયો હતો, તેથી તેણીનો ખસમ ગુસે થશે એવા વીચારથી ઉતાવલમાં પેલો ટોપલો પોતાને માથે મુકી એમજ ચાલવા માંડયુ. જયારે તેણીએ પેલો ટોપલો પોતાના ખસમની સનમુખ લઇ જઇને ઉતારયો, અને ભુખનો માર્યો જેવો તે ટેહેલીઓ ટોપલો ઉઘાડવા જાય કે તે શું જોય?—એક હાથી! તે ગુસ્સામાં આવી ગયો અને પેલી ઓરતને આ મુજબ તેની મશકરી કરવાનું કારણ પુછયું. તે ઓરત પણ પેહેલાં અજાયબીથી ઘભરાઇ તો ગઇ કે આ લોટનો એકાએક હાથી કેમ બની ગયો. તોપણ તેણે તુરત હાજરજવાબ દીધો કે "ગઇ રાતરે તાહાગ ગયા પછી મે એક એવોતો જબુન ખોવાબ જોયો કે તેની ધાસતીથી માહારી છાતી હજી ધડકતી બંધ પડતી નથી. તે ખોવાબમાં મે એમ જોયું કે એક મસત હાથી તાહારી પીઠ પાછલ દોડે છે અને તુને હલાક કરવાને તાહારો દુબાલો છોડતો નથી. તે ખોવાબ એવો તો ભયંકર હતો કે હું બીદાર થતાં લાગલીજ એક દાનાવ હકીમ પાસ તેનો ભેદ પુછવાને દોડી ગઇ, અને તેણે મહને એમ જણાવયું કે 'તાહારા ખાવીંદ ઉપર એક મોટી આફત આવનાર છે તેથી તેને એક

આટાનો હાથી બનાવી ખવાડ કે તે આફત તમામ હાથીઓ ઉપર ઉતરી જાય,' તેથી હું આએ આટાનો હાથી બનાવી તાહારે માટે લાવી છું." આગો બોલો પેલી મકારે ઓરત એવી તો ધનીરાઇથી બોલી કે પેલો વેહેમી બરાહમણ તે આટાનો પકાવયા વગરનો હાથી કાચોનો કાચો ખાઇ ગયો! એટલુંજ નહીં, પણ પેલી ઓરત પોતાનાં મકર ભરેલાં કારેસતાંન કરી પેલા બરાહમણની આબરૂ અને ઇજત સાથ પોતાને ઠેકાંણે સલાંમત આવી!

---

જયારે ત્રીજા વજીરે પાદશાહાની હજુર આએ વાત કીધી તયારે વલી પાછો તેનો ધુસ્પો પાંણીનો મીસાલે થડો પડયો, અને તેણે હુકમ કીધો કે 'હાલ તુરત શાહાજાદાને લઇ જઇને બંદીખાંનાંનાં કેદ કરે.

---

ચોથે દીવસે જયારે આસમાની આફતાએ પોતાનુ મોહો મશરેકની બારીએથી બાહાર કાહાડયું તયારે પેલી નાપાક લોન્ડી વલી પાછી આવી અને હંમેશ મુજબ પાદશાહા આગલ પોતાની દાદ માંગવા લાગી. પાદશાહે બંદીખાંનેથી શાહાજાદાને બોલાવી મંગાવયો અને વલી તેને કતલ કરવાનો હુકમ કીધો, પણ આએ દીવસે ચોથા વજીરની વારી આવી. તેણે પણ આગલા વજીરોની માફકજ પાદશાહાને નમનતાઇથી શીખામણ દીધા પછી એવું જણાવયું કે ઓરત જાતના મકરની સેંકડો કેતાબો ભરાય પણ તેનાં મકરો પુરાં થાય એમ નથી, અને તેવી રીતે એક મરદ ઓરતોનાં મકરો લખવા માડયાં હતાં, પણ એક મકારે ઓરતે તેને રૂસવા કીધો હતો તે વીશે રાજાએ કાંઈ સાંભલયું નહીં હોય. રાજાએ તે વાત જાણવા માંગી અને વજીરે તે કહી સંભલાવી.

[દાસ્તાન તેરમું.]

## ચોથા વજીરે કીધેલી ઓરતોના મકર લખનારની વાત.

એક વેલાએ એક જુવાંન મરદ કોઈ ઓરતનાં મકરમાં ફસી ગયો હતો, અને તેણે બીજા પોતાના જેવા ઘણાક જુવાનોને ઓરતોનાં ફંદમાં ફસી ગયલા સાંભલ્યા હતા, તેથી તેની એવી ખાહેશ થઈ કે સઘલી મકારે ઓરતોનાં ફંદ અને ફરેબ દુનીયાંમાંથી એકઠાં કરી તેની કાહાંનીઓ કેતાબનાં આકારમાં લખવી, કે જે વાંચયાથી બીજા જુવાનો કોઈ મકારે ઓરતની જાલમાં સપડાઈ નહીં જાય. ઓરતોનાં મકરનો દાખલા એટલા તો મલી આવશે કે તેનો કેતાબો ભરાય, અને વરશોના વરશો તે લખવાને પસાર થઈ જાય, તોપણ તે પુરા થઇ શકે નહીં તેજ મુજબ આ જુવાંને ઘણાક વરશો એવી રીતે લખવામાં ગુજારયાં. પોતાની મેહેનત કદાચ બરબાદ થાઇ જાય તે માટે તે હમેશાં પોતાની કેતાબોથી જુદો પડતો નહી હતો, અને તે કેતાબોને પોતાની સાથેજ લઈને ફરતો હતો આ મુજબ ઓરતોનાં મકર એકઠાં કરવા તે શેહેરે શેહેર ફરતો હતો. એક દીવસે ફરતાં ફરતાં તે એક શેહેરમા જઇ લાગો. આ શેહેરમાં આવતાંને વાર તેને એક તરાહીત મરદ સાથ ઓલખાણ થઇ, જે તેને પોતાને ઘર પહેરોણા તરીકે લઇ ગયો, અને તેની મેહેમાનદારી કરવાને પોતાની ઓરતને તાકીદ કરીને તે પોતે કોઈ કામસર બાહાર ગયો. પેલી ઓરતને જયારે ફુરસદ મલી તયારે તેણીએ પેલા પહેરોણાને પુછયુ કે તેની સાથે જે પેટી છે તેમાં શુ છે? પેલા જુવાંન મરદે જવાબ દીધો કે એમાં કેટલાંક દફતરો છે. ઓરતે ફરીથી પુછયુ કે તે દફતરોમાં શુ લખેલુ છે? જુવાંન મરદે જવાબ દીધો કે તમામ ઓરતોનાં મકર તથા ફરેબની વાતો લખેલી છે. ઓરતે પુછયુ કે એ દફતરોમાંની વાતોમાથી વારૂં કદાચ ઓરતોને કાંમ આવે એવી વાતો મલી શકે કે નહી? જવાબમા આ જુવાંને કહયુ

કે કદાચ મલી શકે ખરી. આટલી વાત થયા પછી—ઃ બોલા જુવાંન!—તે પેલી ઓરતનાં ફાંદામાં ફસી ગયો. તે એક બીછાંનાં ઉપર લઈ જઇ તે ઓરતે બેવાતો ફુસલાવયો તે જુવાંન દુનીયાંને ભુલી ગયો. * * * તયાર પછી ઓરતે તે જુવાંન માટે સુફરો બીછાવી એવાં તો ભાત ભાતનાં ખ નાંનો ખુમચો હાજર કીધો કે તેણે પોતાની જીંદગીમાં તેવું ખાં કદાચજ જોયું હોય. પણ તે ખાય શું! જેવો તે એક નવાલો પોત નાં મોહોડામાં મુકવા જાય કે તુરત તે બેસુધ થઇ પડયો, આંખ ડોલા ઉંચે ચહડાવી દીધા, અને મોહોડામાં ફીન આવ લાગુ. આ જોઇ પેલી ઓરતે ઘરની બાહાર નીકલી સોહે અને પોકાર કીધો, જેથી મોહોલાનાં તમાંમ લોંકો તેનાં ઘરમ દોડી આવયાં, અને પુછવા લાગાં કે શું છે? પેલી ઓરતે જ વામ દીધો કે "માહારા ખાવીંદને એની આદત છે કે દરરોજ તે બાહાર જાય અને કોઈ પણ નવા મેહેમાનને પોતાનાં ઘરમ બોલાવી લાવી તેની મેહેમાંનદારી કરી તેને પાછો રવાંને કરે. પા આજ રોજે આ મેહેમાંનને ઘરમાં લાવી તે કંઇ કામ સર બા હાર ગયો, અને મેં એ મરદની આગલ આ ખાવાનું મુકયું એટલાં તો તેની આએ હાલત થઇ ગઇ તો હવે હું શી રીતે એ બેગાંનાં મરદને હાથ લગાડું? વાસતે મેં તમો લોકોને મદદ બોલાવયાં છે તેથી મારૂં કરજો." તે ઓરત આટલી વાત કર્ રહી, અને લોકો હજી પેલા મરદની કંઈ માવજત કરવા જાય છે, તેટલાં તો તે પાછો હુશીયાર થયો, જેથી મોહોલાનાં લોકો પાછાં પોતાને મકાંને ગયાં. પણ આવી ઘબરાટ ભરેલી હાલત જોઇ પેલા જુવાંને પેલી ઓરતને આ સઘલી બાબદનું કારણ પુછયું; તેના જવાબમાં તેણીએ જણાવયું કે "એ જુવાંન, તાહારાં પુસતકોમાં તું નીગાહ કરીને જોનો ખરો કે આએ ફરેબ જે મેં આજે કરી બતાવયો તે તેમાં તે લખેલો છે! જયારે તું પોતે એટલો બધો હુશીયાર થઇ બીજાં લોકોને ચેતવણી આપવા નીકલયો તયારે તું પોતેજ એક ઓરતને હાથે કેમ

ઠગાયો. ?" પેલા મરદે પોતાનાં સઘલાં પુસતકોનાં એક એક સફા ઉઠલાવીને જોયા, પણ જયારે આવી રીતનો તેને એકબી દાખલો નહીં મલયો, ત્યારે તે પોતાનાં પુસતકોને અધુરાં સમજી ખફા થઇ ગયો, અને તે સઘલાં પુસતકો બાલી નાંખયાં ! એટલુજ નહીં, પણ ફરીથી તેણે ઓરતોના મકરનો અનુભવ મેલવવાનો કસદ નહીં કીધો.

---

આ વાત સાંભલી પાદશાહે પોતાના છોકરાને તે દીવસે કેદ કરવાને ફરમાવયું, પણ પાંચમે દીવસે પેલી લોન્ડી બે પરદે થઇને વલી પાછી પાદશાહાની પાસે પોતાની જુઠી દાદ ચાહવાને આવી, જેથી પાછો પાદશાહે પોતાના બેટાને કતલ કરવાનો હુકમ કીધો, એટલે પાંચમો વજીર ઉઠયો અને પેલા શાહાજાદાને બચાવાને તેણે નીચે મુજબ એક વાત કહી.

[દાસતાન ચઉદમુ.]

પાંચમાં વજીરે કીધેલી એક સસરા અને વહુની વાત.

એક ગાંમડાંની અંદર એક દેહકાની રેહેતો હતો જે ઘણોજ ભોલો અને પહરેજગાર હતો. આ દેહકાંનીને એક છોકરો હતો જેની શાદી તેણે એક જુવાંન અને ખુબસુરત છોકરી સાથ કરી આપી હતી. તેઓ સઘલાં સાથે મલીને રેહતાં હતાં. એક દીવસે પેલી છોકરી પોતાના ઘરની બારી આગલ ઉભેલી હતી તેટલાં તયાં રહી કોઈ જુવાંન બેગાંનો મરદ જતો હતો, તેની નજર પેલી છોકરી ઉપર પડી. આ જુવાનની સબુરીનું પખેરૂ તેના જીગરનાં પીંજરાંમાંથી ઉડી ગયુ, ને બે-સબુર થયો, અને પેલી છોકરી ઉપર મોહી પડયો. પેલી છોકરી તે મરદ કરતાં એવાં કાંમમાં ઘણીજ ખબરદાર હતી તેથી તે સમજી ગઇ કે તે મરદ તેણીની ઉપર મોહી પડયો છે; તેથી તે નીચે આવી અને પોતાના એક કાંન અને ગરદન ઉપર હાથ ફેરવી તે મરદને ઇસારત કરી પાછી મેડી ઉપર ચાલી ગઇ. પેલો બેગાંનો

મરદ આએ કાંમમાં નવોજ હતો તેથી તે કંઇ સમજયો નહીં, માટે તેણે કોઇ કારિસતાંન ભરેલી ઓરતની એ કાંમમાં સલાહ લેવાનો ઠરાવ કીધો, અને તેવોજ એક બુઢીઆં ઓરત આગલ જઇ તેણે પોતાનો ભેદ ખુલો કીધો. પેલી બુઢીઆંએ તેને સહુમ-જ આપી કે પેલી છોકરી આગલ એક ઓરતને મોકલવી જોઇએ. આ ઉપરથી તે જુવાને એક કુટણી ઓરતને પેલી છોકરીની પાસે મોકલી, જેણે તે કુટણીને મોહોડે કાલી શાહી ચોપડી એક ગરનારાંને રસતે કંઇ પણ જવાબ દીધા વગર પાછી મો-કલી. પોતાનો આ બનાવ બનેલો જોઇ તે કુટણી તો બહુજ ચીરડાઇને પેલા જુવાંન આગલ આવીને તેને ઠપકો આપવા લાગી, જેણે પોતે બેગુનાહ છે એવું જણાવી પેલી જે ઓરતે તેને એવી સહુમજ આપી હતી તેની પાસે લઇ ગયો. તેણે તેઓ બંનેને ધીરજ આપી જણાવયું કે "એજ તે છોકરીનો જવાબ છે. આ શાહી ચોપડી તેનુ સમજવું એ કે જયારે શીહા રાતનો વખત થાય તયારે જે ગરનારાંને રસતેથી એ કુટણીને બાહાર કાહાડી તેજ રસતેથી તાહારે તેની પાસ જવું." આએ જ-વાબ સાંભલી જયારે રાતનો વખત થયો તયારે ખુશી થતો તે જુવાંન પેલી છોકરી આગલ ગયો, અને તેણીએ કરી રાખેલી ગોઠવણ મુજબ તેઓ પાપમાં ગીરફતાર થયાં. વલી મોહોબતની મીઠી લંપટ સાથ રાતની ઠંડી લેહેકી મલી જવાથી તેઓ ખાવા-બની મસતીમા એવાંતો ચકચુર બનયાં કે તેઓને કંઇ સુધ રહી નહીં. તેઓ બેઉ જાણુ ભર ઉંઘમાં છે, તેવાંમાં તે છોક-રીનો સસરો, પેલો દહકાંની, ખેતરમાં જવા માટે મધરાતે ઉઠયો, અને જોય છે તો તેણે ઉપર મુજબનો દેખાવ પોતાનાં ઘરમાં જોયો. તે પેહેલાં તો કંઇ બોલયો નહીં, પણ પેલી છોકરીનાં પગમાં જે ઝાંજર હતાં તે આમતેથી તેણે ઉતારી લીધાં, જયારે પેલી ખેતરમાં આવશે તયારે તેણીને તે વાતની યાદ આ પીને નીશાંણી બતાવી પાછાં આપશે એવું વીચારી તે ઝાંજર પોતાની સાથે તે ખેતરમાં લઇ ગયો. આ વખતે તે નાદાન છોકરી

જાગી ઉઠી, પણ તુરત કંઈ બોલશે તો ફેસતો થશે એવા વીચારથી તે તે વખતે તો મુગીજ રહી. હવે જ્યારે પાછલી રાત થઇ તયારે તેણે પેલા જુવાનને ઉઠાડી તેની સાથે બીજી રાતે કેમ મલવુ તે વીશેની ગોઠવણ કરી તેને રવાંને કીધો, અને તે પોતાનાં ખોવીંદ પાસે સુવા ગઈ. પણ પગમાં ઝાંજર નહી હોવાથી તે ચોંકી અને લાગલીજ તેણીએ એક તાવ સોધી કાહાડી. પોતાનાં ભોલા ખાવીંદને ઉઠાડી તેણીએ એવુ સમજાવયું કે ઘરમાં ગરમી ઘણી પડે છે માટે બાહાર નીકલી હવામાં સુવુ જોઇએ. પેલો બીચારો બોલો છોકરો બાહાર સુતો, પણ બામદાદમાં તેને પેલીએ ઉઠાડયો, અને તે છોકરી તેની આગલ ફરીયાદ કરવા લાગી કે "તાહેરો બાપ કેવો ખરાબ છે કે આપણે બેઉ જણ રાત્રે બાહાર સુતાં હતાં તેની જરાબી શરમ કીધા વગર તે માહારા પગમાંનાં ઝાંજર કાહાડી લઇ ગયો. તેની શુ તાકાત કે એટલી બધી બેહયાઇ કરી આપણી ખાંનગી જગામાં તે આવીને એવુ કામ કરે?" આ સખુનો સાંભલી પેલો છોકરો બહુ ધુસ્સે થઇ ગયો, અને પોતાનાં બાપ ઉપર ખોફ ઉતારવાની રાહા જોતો ઉભો રહયો. હવે પેલો દહકાંની ગતની વાતની તેહકીકને માટે તે દીવસે જલદી ઘેર આવયો, ને વીચાર કીધો કે તે પોતાનાં બેટા આગલ તેની બેવફા વહુની ફરીયાદ કરી તેની ખીશાણીમાં પેલુ ઝાંજર બતાવે, અને તેણીને સજા કરાવે તેણે પોતાના છોકરા આગલ અધલી ખરેખરી વાત કીધી, પણ તેની વાત સાંભલી વીચાર કરવાને બદલે તે નાદાન છોકરાએ પોતાની બઇરીનાં બીરમાવયાથી પોતાનાં બાપનેજ ચોરમાં ખપાવયો, અને પોતાની બેવફા ઓરતને વફાદાર ગણી બોસા દવા લાગો!

ઇતબાર રાખી તુને છોડી મેલવાની અરથી મેહેરબાંની કીધી તો તુને લાજમ છે કે તું તેનો બદલો કોઇ બીજી તરેહથી વાલી આપે." પોપટનેમો તે વાત વાજબી લાગી, પણ તે ઉપકારનો બદલો શી રીને વાલવો તેના વીચારમાં તે પડયો. તેવામાં તે પક્ષી—રાજાએ કહયું કે "તાહારી મરજી જો તેના ઉપકારનો બદલો વાલી આપવાની હોય તો અહીયાંથી થોડીક મંજલ ઉપર આબે હયાતનો ચસમો છે, તેની વચે એક ઝાડ ઉપર એક જાતનાં ફળ થાય છે, કે જે ખાવાથી માણસની જીંદગી અમર બને છે." એ વાત સાંભલી પોપટે કેટલીક મુસીબતે પોતાની ચાંચમાં પેલાં ઝાડ ઉપરથી એક ફળ લાવીને પેલા શામનાં રાજા આગળ લઈ જઇ મુકયું. પોપટે જણાવયું કે "હું જઇફ અને નાતવાંન પક્ષી જાત તાહારાં હેરાનનો બદલો કોઈ બીજી રીતે વાલી શકતો નથી, માટે આએ એક નજીવી ચીજ છે કે જે ખાવાથી માણસનું જીવવું અમર થાય છે, તે તું કબુલ રાખશે. હું એમ ચાહુ છું કે તું પણ એ ફળ ખાય ને તાહારી જીંદગી અમર થાય, અને તું કયામત સુધી જીવતો રહે." શામનાં પાદશાહે પેલુ ફળ લીધુ ખરૂં, પણ તે ખાધા આગમચ તે વીચારમાં પડયો. પોપટે જયારે તેને આંનાકાંની કરવાનું કારણ પુછયું તયારે પાદશાહે જણાવયું કે "હજરત સુલેમાને આબે-હયાતનું પયાલું પાછું વાલયુ હતું તેનું કારણ જયાં સુધી હું જાણું નહીં તયાં સુધી હું આએ ફળ ખાઉં નહીં; કારણ કે તેના જેવો બુજુરગ અને દાનાવ અને અકલમંદ મરદ જયારે એક આબે-હયાત જેવી ચીજ પીવાને ના પાડે તો હું એક કમીના માણસ આ ફળ શી રવેશે ખાઉ ?" પોપટે ઘંભીરાઇથી જવાબ દીધો કે "સાંભલ. જયારે હજરત સુલેમાનની આગલ આબે-હયાતનુ પયાલું લઇ જવામાં આવયુ હતું તયારે તેણે ખારપોશ નામનાં એક જાનવરની સલાહ લીધી હતી. તેમાં તે જાનવરે જણાવયુ હતું કે જો સુલેમાંનને પોતાની એખલાની જીંદગી અમર કરવી હોય, અને પોતાના ખેસીઓ મુવા પછી પોતે એખલો

જીવવાનો હોય, તો તે પયાલું પીવાને કશી અડચણ નહીં હતી. મગર હજરત સુલેમાનને તે વાત પસંદ નહીં આવી તેથી તે પયાલું તેણે પીધુ નહીં. હવે તે પયાલુ તો એકજ હતું જેથી એકથી બીજુ માણસ તેમાનું પાણી પી શકે એમ નહી હતું. અગર તેવીજ રીતે તાહારી મરજી એખઠ્ઠા વધારે વખત જીવવાની નહીં હોય તો બેહેતર કે આએ ફલન તું તાહારા બાગમાં રોપ, અને તેનુ ઝાડ ઉગી તે ઉપર જયારે બીજાં ફલો ઉગે તયારે તે તુ ગમે એટલા માણસોને પોહોચાડી અને જીવાડી શકશે." આએ વાત થયા પછી પાદશાહે પેલુ ફળ પોતાનાં બાગમાં રોપાવયુ, અને તેની ઉપર આવજાત અને ચોકી કરવાને એક ખબરદાર માલી રાખયો. ત્રણ હફતામાં પેલાં ઝાડની ઉપર ઘણાંજ ખુબસુરત ફળ લાગાં. હવે એવો બનાવ બનયો કે જયારે આએ ફળો પાક ઉપર અહડયાં તયારે એક દીવસે તે માલી રાતે ભર ઉંઘમાં સુતેલો હતો, તેવાંમાં એક ફળ પોતાની મેળે પાકીને જમીન ઉપર પડયુ તેની માલીને કઇ ખબર પડી નહી. આએ ફળ પડયું તે વખતે એક ઝેરી અજદહા તયા ફરતો હતો તેણે પેલાં ફળને પોતાનાં ઝેરી દખ મારયા, જેથી તેનું ઝેર પેલાં ફળમાં ઉતરયુ. હવે બામદાદની વખતે જેવો પેલો માલી ઉઠયો તેવી તેની નજર પેલાં જમીન ઉપર પડેલાં ફળ ઉપર પડી, અને લાગતાજ તે ખુશી થતો પેલુ ફળ લઇ રાજાની દરબારમાં ચાલયો. જયારે રાજાએ તે ફળ પોતાનાં હાથમાં લીધું તયારે તેને વીચાર આવયો કે ગમે તે હોય પણ અજાણ્યુ ફળ એકાએક ખાવું જોઇએ નહી. એવા વીચારથી તેણે પેહેલાં તે ફળને અજમાવી જોવાને એક બુઢા મરદને ખવાડયું, કે જેને પેલા અજદહાનું ઝેર લાગવાથી તુરતજ તે બેજાન થઇ જમીન ઉપર પડયો! આ ઉપરથી પાદશાહ પેલા પોપટ ઉપર ઘણો ગુસ્સે થઇ ગયો, અને પોતે વીચારવા લાગો કે "સારૂં થયુ કે એ ફળ પેહેલાં મે નહીં ખાધુ." પોતે ખોદાતાલાની શુકર ગુ-

જારી કરવા લાગો, અને પોતાની અકલ ઉપર પોતેજ આફ્રીન કરવા લાગો. પાદશાહનો હુકમ થયો કે પેલા પોપટને મારીને તેની બોટી બોટી કરે, કારણકે એ જાનવર મક્કારબાજ છે. પાદશાહનો આએ હુકમ સાંભલી પોપટ ઘણોજ હેરત થયા લાગો. તે બોલયો કે "ઓ પાદશાહ, છેલાં માહારી એક વાત સાંભલ. તું મહને હમણાં બંધ કરાવ, અને તું એક બીજી અજમાએસ કર. તું પોતે તે બાગમાં જા અને તાહારે હાથે તે ઝાડ ઉપરથી એક ફળ ઉતારીને એક બીજાં માણુસ ઉપર તે તું અજમાવી જો. અને પછી જો તે માણુસબી મરી જાય તો માહરી ઉપર તાહારે ચાહે તેવો આજાબ અને આફત ગુજારજે." પોપટની આએ વાત ઉપર રાજી થઈને પાદશાહે તેને કેદ રાખયો અને બીજે દીવસે બામદાદની વખતે પાદશાહ પોતે તે બાગમાં ગયો. આ વખતે તેણે પોતાને હાથે પેલાં ઝાડ ઉપરથી એક ફળ ઉતારીને એક મોહોતનાં બીછાનામાં પડેલી મરણતોલ બુઢીઆં ઓરતને તે ફળ ખવાડયું. તે જોય શું કે થોડા વખતમાં તે ઓરત નોજુવાંન બની ગઈ. તેણીનાં બદનનો રંગ બદલાઇ ગયો, અને તેણીનો દેખાવ ગોયા એક અઢાર વરશની પુતલીનાં જેવો બની ગયો! પોપટની અને રાજાની, તેમજ તયાં જે કોઇ હાજર હતાં તેઓની ખુશાલીનો પાર રહયો નહીં, અને પાદશાહ આ પછી તે પોપટની ઉપર બહુજ મેહેરબાની રાખવા લાગો.

---

ઉપલી વાત કરી રહયા પછી પોપટે ખુજસ્તેને જણાવ્યુ કે "ઓ મેહેરબાન બાવીંદની, આએ વાતની ઉપરથી તેં જોઇ લીધું હશે કે પાછલથી પેલા શામના પાદશાહે પોપટ ઉપર મેહેરબાંની બતાવી, તોપણ પેહલાં પોપટને તેનાથી કેટલું ખમવું પડયું. વાસ્તે જો કદાચ માહારી વાતોથી તાહારી ઉપર પણ કોઇ આફત આવી પડે, તો તું એમ ના સમજતી કે તેમાં માહરી જરાબી તકસીર છે: હું તો હંમેશનો

તાહરો વફાદાર નોકર છઉં, અને તું ગમે તેમ ધારતી હોય, તોપણ આખરે હું તેવોજ વફાદાર સાબેત થઇશ કે જેવો પેલો પોપટ શાંમના રાજાને પાછલથી થઇ પડયો. પણ હવે તાહારી ઢીલને લીધે માહારૂં તન બલી ખાખ થાય છે, અને મહને જરાએ ચેન પડતું નથી, કે રખે તાહારો ખાવીંદ આવી લાગે. જો તું તાહારી અસકયાંમત અને માલ મતાની ફીકર રાખતી હોય તો બાંમદાદ સુધી તેની ખરદાસત અને ચોકસી હું રાખીશ, પણ તું હવે ઢીલ ના કર." આ બોલો સાંભલી જેવી ખુજસતે બાહાર નીકલી કે તેણીએ આફતાબની સુનેરી થાલ દીવસનાં ફરેસતાને વધાઈ આપવાને બાહાર નીકલેલી જોઈ.

---

## રાત દસમી.

આથમણુ તરફનાં આસમાંનના આતશીઆ ગોલો જયારે હફતેકેશવર જમીનનાં તકતા ઉપર શીહા અંધકાર ફેંકી ગુરૂબ થયો તયારે ખુજસતે જોસ ભરયાં જીગરે અને આંસુ ભરી આંખે ફરીયાદ કરતી પોપટની આગલ રજા માંગવા ગઇ. તે બોલી કે—

"ઓ દીલાસાનાં દેનાર શયાંણાં વજીર,
શા માટે કરેચ તું રંજીદા હેજી !
સબુરીની ઢાલને તે નાંખીચ ભાંજી;
અકલ અને હોંસ તે નાંખીચ આંજી.
સેતાબીથી આપ હવે મહને રોખસદ,
કે રોશન થાય માહારી મોરાદનુ બખત."

પોપટે કહયું કે-"એ ખુજસતે, તાહારી બેઅખતયારીની ઉપરથી મહને એવો વીચાર આવેછે કે અગરજો આએ વખતે ઓજર હતે તો તાહરી બેકરારી આગલ વાંમકને માશુક નહીં કરતે, અને યુસુફ જો જીવતો હતે તો તેના કીસ્સો જુલીખાંની સાથ

બનવાને બદલે તાહારી સાથ બનને; યાને એવો તાહારો પયાર છે કે તેઓ તુને મેલીને વાંમક અને જુદીખાંને નહીં પકડતે. વાસતે હવે તુંને માહારી તરફથી રજા આપુંછું કે આજે તું જરૂર તાહારા ખસંમની પાસે જા, અને તાહારૂં દેમાંગ તર કર. પણ તે આગમચ આટલું યાદ રાખજે કે જ્યારે તું તેને ઘર જઈ પોહોચે તયારે વફાદારીની શરતે તું તેની ખીદમત બજાવજે. તોપણ ગમે તે થાય તોબી તાહારા છુપા ભેદની ખબર તેને મેં આપતી; નહીં તો પેલા વજીરનાં છોકરાથી એક સોદાગરને જોવું પડયું તેવા હાલ તાહારા થશે." ખુજસતે-એ કહયું કે "તયારેતો તેનાં હાલ કેવા અને કેમ થયા. તે મહને જાંણવુ જોઈએ, કારણ કે આએ અકલ પણ કાંમનીજ છે." પોપટે બોલવાનું શીરૂ કીધું.

[દાસતાન સતરમું.]

## એક સોદાગર અને વજીરજાદો.

આગલ ગુજરેલા જમાનામાં એક શેહેરમાં એક સોદાગર રેહેતો હતો. આ સોદાગરને તે શેહેરનાં વજીરનાં છોકરા સાથે ભારે દોસતી હતી. એક વખતે તે સોદાગરને પોતાની સોદાગરીનાં પેશાને વાસતે કોઈ બીજા શેહેર તરફ મુસાફરીએ જવું પડયું. પોતાનું કાંમ નકી કીધા પછી પાછો ફરતી વખતે તેણે વીચાર કીધો કે તે પોતાના દોસતને માટે કોઈ ઉમદા ચીજ પેશકશ લઈ જાય. ખબર કાહાડતાં તો તેને માલમ પડયું કે તે શેહેરમાં એક સુંથાર રેહછે, જે પોતાનાં કાંમમાં નામીચો કારીગર હોવાથી તેણે પોતાના હુન્નરથી એક લાકડાંનો એવો તો પોપટ બનાવેલો છે કે તે પોપટ માણસની મીસલ બોલે છે! સોદાગરે જોયું કે લાકડાંનો પોપટ માણસની મીસાલે બોલે એનાં કરતાં બીજી વધારે અજાયબ કેવી ચીજ તે શી હોય. તે પેલા સોદાગરને ઘર ગયો અને એક ચોકસ રકમ ખરચીને તેણે પેલો પોપટ ખરીદ કીધો. જયારે તે સોદાગર પો-

તાના શેહેરમાં આવી લાગો તયારે તેણે બીજે દીવસે પોતાને ઘેર એક મીજલસ સમારીને પેલા પોતાના દોસ્ત (વજીરના છોકરા) ને મેહમાન બોલાવયો. જયારે સરવે મેહમાનો ખાઇ પીને શરાબની મસતીથી ચકચુર બનયા તયારે વજીરના છોકરાએ સોદાગરને કહયુ કે "એ અજીજ દોસત, તુ પોતે સફર ગયો હતો ખરો, પણ તયાંથી માહરે વાસતે શું તોફો હદીયો લાવયો?" સોદાગરે જવાબ દીધો કે "એ ભલા વજીરજાદા, માહરી મુસાફરીમાંથી તાહરે માટે હું એવો તો એક નાદર હદીયો લાવયો છઉ કે તેવો હદીઓ કોઇ દોસત પોતાની દોસતને માટે લાવયોબી નહીં હશે અમે લાવશે પણ નહીં." વજીરજાદાએ પુછયુ કે "એવી તે શું નાદર ચીજ છે કે કોઇ લાવયોબી નહીં હશે અને લાવશેબી નહીં.?" સોદાગરે જવામ દીધો કે "હું એક શેહેરમાં ગયો હતો તયાંથી એક નામીચા સુંથાર પાસથી એક અજાયબ જાતનો લાકડાંનો પોપટ લાવયો છું, ને માણુસની મીસાલે બોલેછે!" આ ઉપરથી વજીરજાદાએ તે પોપટ લેવાની પોતાની ખાહેસ જણાવી, પણ સોદાગરે જણાવયું કે તે બીજે દીવસે તેને ઘેર લાવશે.

હવે બનાવ એવો બનયો કે આએ સોદાગરની ઓરત પેલા વજીરના છોકરા ઉપર મોહોબતમાં પડેલી હતી તેથી તેઓ બન્ને જાણને અરસપરસ છુપી રીતે વેહેવાર હતો. વજીરજાદાએ કોઇ નહીં જાણે તેમ ઉઠતી વખતે પેલી ઓરત ઉપર એક પાગુમ મોકલયું અને કેહવાડયું કે "તાહરો ખાવીંદ તો માહરી સાથ શરાબની મસતીમા પડેલો છે, માટે તે પોતાની મુસાફરીથી જે લાકડાંનો બોલતો પોપટ લાવયો છે તે મોકલ, કારણકે તે જોવાનો હુ ઘણોજ ઇંતેજાર થઇ રહયો છું. હુ જોઇને તે સેતામ પાછો મોકલી દવસ." આ પેગાંમથી પેલી ઓરતે તે પોપટ સેતાબ મોકલયો, જે જોઇને તે વજીરજાદો તો બેહદ ખુશી થઇ ગયો. પણ તે હવે કેવી નીમકહરાંમી કરે તે જુઓ. તેણે તુરત એક ચંચલ સુથારને બોલાવી મંગાવી તેની

પાસે આએ પોપટને મલતોજ હુબેહુબ બીજો એક પોપટ બનાવી મંગાવાનો સેતાબ હુકમ કીધો; જે તે સુથાર તુરત બનાવી લાવયો, પણ તે કાંઇ પેલા અસલ પોપટ માફક બોલતો નહીં હતો—ફક્ત દેખાવમાંજ તેને હુબેહુબ મલતો હતો. વજીર જાદાએ પેલો બોલતો પોપટ પોતાની પાસે રાખી પેલો નવો બનાવેલો પોપટ પેલા સોદાગરની ઓરત ઉપર પાછો મોકલયો. બીજે દાહડે પણ આગલા દીવસની માફકજ એક મીજલસ સમારવામાં આવી, અને પેલો વજીરજાદો પણ પોતાની ઓરતને આગમચથી સઘલી વાતે વાકેફ કરીને તે મીજલસમાં આવી બેઠો. વાત ઉપર વાત નીકલતાં પેલા વજીરજાદાએ સોદાગરને જણાવયું કે "યાર, તું પોપટ લાવયો તે મહને નહીં લાગતું કે બોલતો હોય; લાકડાંનો પોપટ તે શી રવેસે બોલતો હશે? એ વાત માહારી ખાતરમાં આવતીજ નથી." આ ઉપરથી સોદાગરને એટલી તો શરમ લાગી કે પોતાની સાચવટ ખરી કરવાને તે એકદમ ગરમ થઇ ગયો અને બોલયો કે "અગર જો હું એક એવો પોપટ તુને આપું તો તાહરી ઓરત અને ફરજંદ તથા તાહરો માલ—ખજાંનો સરવે માહરૂં થાય, અને જો તેવો પોપટ હું નહીં લાઉં તો એજ મુજબ તું માહરી અશરફીમત તથા ઓરત અને ફરજંદનો માલેક થાય." પોતે દગલબાજી કીધેલી તેથી વજીરજાદાની તો ખાત્રીજ હતી, તેથી તેણે કબુલ કીધું અને બેઉ જણે કોલકરાર કીધા. સોદાગર મીજલસમાંથી ઉઠીને પોતાના ઘરમાં ગયો, અને પેલા પોપટ આગલ જઈ બોલવા લાગો કે "એ યારીના દેનાર મદદગાર દાનાવ હકીમ પોપટ, તાહરા નાજુક સખુન બોલવા ઉપર આજે મેં સરત બકી છે, માટે તુને ઘટે છે કે આવતી બામદાર જેવો હું તુને મીજલસમાં લઇ જાઉં તેવો તે વજીરજાદાની સનમુખ બોલીને મીઠા આવાજથી તેના સવાલનાં જવાબો આપે." સોદાગર આ મુજબ પોપટને તરેહવાર આગમચથી શીખામણ આપતો હતો; પણ દેશુની આગલ ! તે તો

એક લાકડાંનો તુકડો હતો ! જ્યારે તેણે જોયું કે પોપટ તો કંઇ જવાબ આપતો નથી તયારે તે એકદમ ગુસ્સામાં આવી ગયો, અને પોતાના તન ઉપરનાં કપડાં ચાક કરવા લાગો, પોતાના માથા ઉપરનાં બાલ વીખેરી જારી કરવા લાગો, અને કેહવા લાગો કે તે પોપટના બોલવા ઉપર તો તેણે મોટી રકમ ખરચી હતી, અને વલી હુમણાં શરત બકી હતી. હવે તેનો માલ ખજાનોજ ફકત નહીં, પણ ઓરત, છોકરાં, સરવે તે હારી જવાનો, અને તેઓનો માલેક બીજોજ મરદ થવાનો. તે વીચાર કરવા લાગો કે "અફસોસ! એ શી ભુલ હતી કે તે માહારાથી થઈ અને એવી તે શું ગફલત માહારાથી થઇ ! હું કેવો મુરખ હતો કે માહરાથી તુરત શરત બોલી દેવાઇ. પણ હવે મહને કઇ જુદોજ વીચાર આવે છે. આ પોપટનો બનાવનાર સુથાર કોઇ મોટો જાદુગર હોવો જોઇએ. તેણે આ લાકડાંના કટકાને જાદુઇથી પેહલાં બોલાવયો હશે, પણ પછી હવે તેણે પોતાની જાદુઇ કદાચ બધ કીધી હશે. આએ કાંમ મે બેઅકલીનુ કીધું છે. તેથી આ માહરે પોતાને વાંકે હુ આજે બદબખ્તીમાં આવી પડયો છઉ." સોદાગરે જોયુ કે હવે સચાઇને વફાદારીથી ચાલવાથી કઈ વલવાનુ નથી: કઇ તાલ સોધી કાહાડી આ ફાંદામાંથી છુટવું તો જોઇએ. તે શેહેરમાં એક સેવડો રેહેતો હતો તે પહરેજગારી અને પાકીજગીનું એટલું તો ડોલ ઘાલતો હતો કે તે શેહેરનાં લોકોનો તેની ઉપર પુર એતબાર બેસી ગયો હતો. જ્યારેબી તે લોકો ઉપર કઈ આફત આવી પડતી ત્યારે તેઓ તેની સલાહ લેવા જત હતા. પણ તે સેવડો પોતે જેમ દેખાવમાં એક દેવની મીસાલનો દેવ હતો, તેમ પોતાના કરતુકનાં કામમાં સેતાને એબલીશની મીસોલનો હતો. જેમ તે દુરઅંદેશ અને ચાલાક હતો તેમ કાગડાની માફક લુચાઈ અને પાખડ વીદયામાં પુરવીણ હતો. પેલો સોદાગર પણ પોતાની ઉપરની મુશકેલીયત ટાલવાને આ સેવડાની સલાહ લેવા આવયો. તેણે પેલા લાકડાંનાં

પોપટને સેવડા આગળ હાજર કરી પોતાની ઉપર વીતેલી અવલથી તે આખર સુધી સઘલી વાત કહી સંભલાવી. પછી તે બોલયો કે "એ બુજરગ સેવડા માહારાજ, તું એ પોપટ ઉપર કંઇ મંત્ર ફુક કે જેથી એ બોલતો થઇ જાય." જ્યારે તે સેવડાએ સોદાગરને મોહાડેથી સઘલો હેવાલ સાંભલયો તયારે તે પાંમી ગયો કે આ કાંમ બીજા કોઇનું નહીં પણ વછેર-જાદાનું પોતાનુજ છે. તેથી તેણે સોદાગરને જણાવયું કે તે દીવસે તે પોપટ ત્યાં રેહેવા દવો અને તેને તે પોતાની વીદ્યાનાં મંત્રથી બીજે દીવસે બોલતો કરશે. પણ જો પોપટ બોલતો થાય ને પછી સોદાગર જો વછેરજાદાની સરવે ચીજો છોડીતે તો તેમાંથી તે સેવડા માહારાજને શું આપશે? એવો સવાલ જ્યારે સેવડાએ કીધો ત્યારે સોદાગરે જવાબ દીધો કે "તે તમામ ચીજ તુનેજ બક્ષું—હું કંઇ રાખું નહીં." સેવડાએ જણાવયું કે "તમામ ચીજની મહને કંઈ હાજત નથી, મગર તું તે વછેરજાદાની ઓરતજ માહારે હવાલે કરજે." સોદાગર આ સઘલો બંદોબસત કબુલ કરીને પાછો પોતાને ઘેર આવયો. હવે પેલો સેવડો પોતાજ વછેરજાદાની ઓરત સાથે લાગેલો હતો, તેથી તેણે તે ઓરત ઉપર એક પેગાંમ મોકલયો કે તેણીનો ખાવીંદ એક લાકડાંનો બોલતો પોપટ ઘરમાં લાવયો છે તે હમણાંને હમણાં જો મોકલે તો જોઇને તુરત પાછો મોકલી દેવામાં આવશે. પેલી ઓરતે પેગાંમ સાંભલતાં વાર પેલો પોપટ સેવડા માહારાજ ઉપર મોકલી આપયો, જેણે તે બોલતો પોપટ પોતાની પાસે રાખી પેલો લાકડાંનો પોપટ પાછો વછેરજાદાને ઘેર મોકલાવયો. જ્યારે બામદાદનો વખત થયો ત્યારે સોદાગર પોતાના બીછાંનાં ઉપરથી ધાસતીનો મારયો ફાહાર ખાઇને ઉઠયો કે હવે તેની ઓરત અને છોકરાંઓનું શું થશે. એવા વીચારમાં ને પેલા સેવડાના ઘર તરફ ગયો અને પોતાની ધાસતી અને ફીકર તેને કહી સંભલાવી. સેવડાએ તેને ધીરજ આપી અને મકરથી જણાવયું

કે સેવડાઓની વીદયાનાં મંત્રથી પોપટ બોલતો થયો છે. જયારે સોદાગરે પોપટને સવાલ કીધો અને પોપટે તેનો જવાબ બરોબર આપયો ત્યારે તેની ખાતરજમે થઇ કે હવે કંઇ ધાસતી નથી. તેણે સેવડા ઉપર ઘણીક દુવા કીધી અને પછી પેલા પોપટને પોતાની બાંહેમાં છુપાવી તે પેલા વછીરજાદાના ઘર તરફ ચાલતો થયો. તે જયારે ત્યાં જઇ લાગો ત્યારે વછીરજાદાએ પેલી મીજલસમાં બેઠેલા સરવે દાનાવો સનમુખ પોતાની દગલબાજીથી બદલેલા પોપટના બરોશા ઉપર ફરીથી પેલી શરત તાજી કીધી; પણ તેને થોડીજ ખબર હતી કે તેની ચોરી ઉપર બીજા ચોર ફરી વલેલા છે. શરતના કોલકરારો બીજી મરતબે તાજા થયા કે તુરત પેલા સોદાગરે પોતાની બાંહેમાંથી પેલો બોલતો પોપટ બાહાર કાહાડી મુકયો, અને વછીરજાદાને કહયું કે "હવે પુછ તાહારી મરજી ચાહે તે સવાલ એ પોપટને." આ પોપટે બાહાર નીકલતાંજ વછીરજાદાની ઘણી તારીફ કીધી, અને જયારે તે એક સવાલ પુછતો ત્યારે તેના તે દસ જવાબ દેતો હતો. આ ઉપરથી વછીરજાદો અજાયબ થયો અને મનમાં વમાસવા લાગો કે પોપટ તો મેં જે લાકડાંનો બનાવી સોદાગરને ઘેર મોકલયો હતો તેજ છે, પણ ખોદા માયમ એના ઘેરની ખાશીયતજ એવી હશે કે લાકડાંનુ જાનવર ત્યાં જાય તો બોલતું થાય. તે મીજલસમાંથી ઉઠીને પોતાના ઘરમાં ગયો અને પેલા પોપટને બોલાવા ગયો; પણ તે જયારે બોલયો નહીં ત્યારે તેણે જાણયું કે તેના પોતાના ઘેરમાં એ જાનવરો નકામાં છે. પણ જે કાવતરૂ અને દગલબાજી થઇ તે વીશે તે તદન અજાણો હતો તેથી તે પોતાની શરત હારયો. પોતાની પાસે જે કાંઈ માલ-મતા, જર જવાહેર, ખજાનો, અને ઓરત તથા ફરજંદ વગીરે હતુ તે લાવીને તેણે મીજલસમાં હાજર કીધું, જે લઇ પેલો સોદાગર પોતાને ઘેર આવયો. આવતાં વાર તેણે વછીરના છોકરાની ઓરત, છોકરો, અને કેટલોક ખજાનો પણ પેલા સેવડા ઉપર મોકલાવી આપયો.

જ્યારે સોદાગર પોતાને ઘેર આવ્યો ત્યારે તેણે પેલા પોપટને પેહેલાં મુંગા રેહેવાનુ કારણ પુછયું. પોપટે અવલથી આખર સુધી બનેલી સઘલી હકીકત જ્યારે સોદાગરને કહી સંભલાવી, અને તેમાં તેની પોતાની ઓરતની બેવફાઇ જ્યારે જાહેર થઈ, ત્યારે સોદાગર ઘણોજ પસેમાંન થઇ પોતાના હાથનાં આગલાં કરડવા લાગો. તેજ વખતે તે પેલા વજીરજાદા આગલ ગયો અને તેને જણાવયું કે જેમ તે તેની સાથે દગો રમયો તેમ કોઇ બીજો મરદ તેની પોતાની સાથે દગો રમયો છે, અને અવલથી આખર સુધી આએ વાત બની છે. જ્યારે વજીરજાદો આએ હેવાલથી વાકેફ થયો ત્યારે તેઓ બધે પાછા દોસ્ત થયા અને પેલા સેવડા આગલ જઇ ઉભા રહયા. આ જોઈ સેવડાને એટલી તો ખેજાલત લાગી કે શરમીંદગીથી તેનાથી નીચેથી ઉચું જોવાયું નહીં, અને પેલી ઓરતને પાછી આપવાને તઇયાર થયો. પણ પાછલથી તેઓની નાફરમાની અને બેવફાઇને માટે તે બેઉ ઓરતોને ભર બજારમાં ઉભી રાખી તે દેશનાં રેવાજ મુજબ પથરનો માર મારી તેઓની જીંદગી આખેર કરવામાં આવી, અને પેલા બેઉ દોસતો અને સેવડાએ ફરીથી ઓરત જાતનુ નામ નહીં લીધું.

---

પોપટે જણાવ્યું કે " ઓ ખુજસતે, તેં જોયું કે સોદાગરે પેલા પોપટનો ભેદ આગમચથી જાહેર નહીં કીધો હતે તો તેને અને વજીરજાદાને આટલું ખમલું નહીં પડતે. વાસતે તુને પણ ઘટે છે કે તું તાહરૂં મોહોડું બંધ રાખે અને તાહરો છુપો ભેદ કોઇની આગલ નહીં કેહે. નહીં તો તાહરા પણ એવાજ હાલ થશે. વાસતે હવે ઉઠ, અને મેતાબ કર. જા તાહારા દોસતના ઘર તરફ, અને છીપાવ તાહરી મોહોબતની ગરમ તરસ તેના મેલાપનાં શરબતથી." ખુજસતે જેવી ઉઠીને બાહર નીકલવા જાય છે કે બાહારથી આદમીઓનો સોરોર સાહાર સંભલાયો, અને બામદાદ પોતાનો નુરાંની ચેહરો ખોલ્યો.

## રાત અગીઆરમી.

જ્યારે પસચીમ તરફનો સુનાનો સુરજ (આફતાબ) મગરેબના ખેલવતખાનામાં ગયો, અને આ દુનીયાંએ પોતાના રંગબેરંગી બદન ઉપર તદન શીહા ચાદર ઓઢી, તયારે ખુજશતે પોતાની ચશમોમાંથી દરીયાઇ ખજાનાં કરતાં પણ બેમુલ મોતી ટપકાવતી પોપટની પાસે રજા માંગવાને આવી. તે બોલી કે "ઓ છુપા ભેદના જાણનાર, આજ રોજે માહરા પગનુ કઉવત તમામ જતુ રહ્યું છે. તાહરી વાતો સાંભલવાથી માહરો મોરાદમાં ફાવવાથી હુ બેનસીબ રહું છું, અને પયારનાં કાંમથી મને કરવાથી શોકની ગીરફતારીએ માહરા પાંઉ આગલ આલવાને હવે તદન ના પાડે છે. જોકે માહરૂં દીલ તમામ તે શાહજાદા ઉપર લાગેલુ છે, તોપણ તાહરી વાતોએ મહને દેવાની બનાવી છે, અને તેથી કરીને આજની રાતે હું તાહરો દાનાઈ ભરેલી મસલત લેવા એકવાર પાછી આવી છઉ. પણ, ઓ દાનાવ હકીમ, હવે મહને મોહોબતના મીઠાં પાંણીથી વધારે વાર તરસી મેં રાખ; અને જોકે મોહોબત અને સબુરી એક બીજાનાં દુશમન છે, તોપણ તું જો મરજી ચાહે તો મહને તેમ કહે કે હુ માહરાં પાંઉ સબુરીની દામનમાં ખેચું"

પોપટે જવાબ દીધો કે "ઓ ખુજશતે, તું દરરોજ માહરી આગલ મસલત પુછવા આવે છે તેથી તુને હરગેજ કદી કોઇ જાતનો ગેરફાયદો તો થનાર નથીજ, કારણ કે જે કોઇ પોતાનાં કાંમની મસલત બીજાને પુછે છે તેના જેવુ અકલવાંન બીજુ કોઇ નથી. તેમજ જેને મસલત પુછવામાં આવે છે તેની ફરજ છે કે તે પુછનારને બરોબર મસલત આપે. આગલા વખતમાં એમજ જો એક બરાહમણે પોતાના છોકરાઓની મસલત નહીં લીધી હોત તો પછી પાછલથી તેને જે ફાયદો થયો તે કદી થતે નહીં." ખુજશતેને કુદરતી રીતે આએ વાત જાણવાની ખાહેસ થઈ, અને પોપટે તે વાત કરી બતાવી.

[દાસતાન અઢારમું.]

## વીકરમ કુંવરના લગન.

ઉજન શેહેરમાં વીકરમ રાજાએ પોતાના કુંવરના લગન કરવાને ચાહયું, પણ તે વખતે તેને એવો વીચાર આવયો કે જેમ તેનું નામ ચોખંડ પરૂથવી ઉપર આશકારા અને વખાંન પાંમેલુ છે તેમજ આએ લગનનો મહીમા પણ તેના નામ પ્રમાણે એવો વધારી દેવો જોઇએ કે તે બનાવ પણ દુનીયાંમાં તેના નામ સાથે અમર રહી જાય. આગલ કદી કોઈ જમાનામાં થયાંબી નહીં હોય અને થાયબી નહીં એવાં લગન બનાવાને તે એટલો તો ઈતેજાર હતો કે તેને ઘડી ભર ચેનમી પડતુ નહીં હતું. તેણે ઘણાંક દીવસ સુધી પોતાનાં બેટાના લગનની ખુશાલીમાં રંગમંડપ ખોહલો રાખયો, અને જેબી કોઈ જંગલ કે શેહેરમાં વસનારાં માણસો હોય તેને પોતાનુ ખાંનું તે રંગમડપમાં ખાઈ જવાની પુરતી છુટ આપી. ખેર અને ખેરાત, નજરાંણાં અને બક્ષેશોનો તો શુમારજ નહીં હતો, અને ધાંમધુમ તો એટલી થતી હતી કે ખરેખર ત્યાંનાં લોકો સરવે પોતાનાં દુખો તે વખતે ભુલી ગયાં હતાં. આવી ખુશાલી અને રંગરાગના દરમયાંનમાં રાજા વીકરમના વજીરોએ જણાવયું કે "ખેર ખેરાત અને બક્ષીશ નવાજેસમાં તથા આલમના દુઃખ દર્દ કરવામાં તો તાહારૂ નામ આલમમાં મશહુર થયલુંછે કે તું પોતે દરીયાવની મીસાલનો મોટો બુજુરગ છે. પણ જયારે તું પોતે દરીયાવના જેવુ દીલ ધરાવે છે અને દરીયાવની બરોબરી કરે છે તો તુને લાયક છે કે આએ વખતે માહાસાગરને પણ તું આ મીજલસમાં બોલાવે" આએ વાત સાંભલી વીકરમે એક કાબેલ બરાહમણને બોલાવી મગાવ્યો, અને તેને જણાવયું કે માહાસાગરની નજદીક જાઇને તેને ગમે તેમ કરીને આ લગનની મીજલસમાં ત્રણ દીવસની અંદર બોલાવી લાવવો, કે તેના આવ્વાથી મીજલસને ઘણીજ મોટી આબરૂ અને સોભા

મળે. વલી આ બરાહમણને બીજી એ ધાસતી આપી કે જો ત્રણ દીવસની અંદર તે માહાસાગરને લીધા વગર પાછો ફ્રરશે તો તેનું શીર તનથી જુદુ કરવામાં આવશે. રાજાનો આએ હુકમ સાંભલતાં વાર બરાહમણ થરથર કાંપવા લાગો, અને પોતાના દીલમાં વમાસવા લાગો કે "એ રાજા શું કંઈ દવાનો થયો છે કે માહાસાગર જે ફકત પાંગીના પાહાડી મોજા શીવાએ બીજું કંઇ નથી તેને પોતાને ઘેર બોલાવા માંગે છે? તે શી રીતે અહીંયાં આવશે? શું તે કોઇને ઘર મેહેમાન ગયો છે કે આ રાજાને ઘેર આવશે? આએ કંઇજ નહીં પણ રાજાએ સરતાપા મહને મારી નાખવાનું બાંહાનું સોધી કાહાડેલું દેખાય છે; કારણ કે તેની સાએતીમાં વલી એવું માલમ પડે છે કે જે માહાસાગર તરફ જવાને એક માસનો રસતો છે તે પસાર કરીને માહાસાગરને સાથે લઇ પાછો ફ્રરવાને મહને ફકત ત્રણ દીવસની મેહેતલ આપવામાં આવી છે! પણ હું પોતે તો બેગુનાહ છઉં તેથી જો રાજા મહને મારવાજ ચાહતો હશે તો માહરૂં ખુન તેની ગરદન પર રેહેશે, લેકીન જો માહરામાં સત હશે તો હું એ કાંમ આસાનીથી બજાવી શકશ." પણ એટલાંમાં મગરબનો પવન નીકલયો અને ગેબી રીતે પેલો બરાહમણ પોતાને એક પલવારમાં દરીયાવનાં કીનારા ઉપર ઉભેલો જોય છે! તે પોતે અજાયબ થયો, અને પોતાના કાંમમાં ફતેહમદ થવાનુ આએ સુભ મુહુરત સમજી તેણે પોતાની હાલત તે દરીયાવની માહીને પોંહોંચાડી; જેણે લઇ આ બરાહમણની ફરીયાદ મહાસાગરને કહી. મહસાગરે જોયું કે નાહેકને માટે જો આએ બરાહમણ મારયો જશે તો તેનું ખુન તેને માથે ચોંટશે, તેથી તેણે પોતાને તાબેના જુદી જુદી જાતનાં સાતસો જાનવરોને બોલાવ્યાં, અને તેઓનાં સરદાર દરીયાઇ અજદાહને જણાવ્યું કે "રાજા વીકરમને ત્યાંથી એક બરાહમણ મહને બોલાવા આવ્યો છે, અને તે અહીં આવી શકતો નથી તેથી કીનારા ઉપરજ ઉભેલો છે. માટે તું તેની નજદીક જા અને તેને કેહે કે

તેનું બોલવું મેં કબુલ રાખ્યું છે, પણ તે જો બેફીકર અહીં આવે તો તેની સાથે રાજાને માટે કાંઇ તોફ઼ા હદીઓ લઇ આપણે રાજાની દરબારમાં સાથે જઇએ." અજદાહે જવાબ દીધો કે "ઓ માહાસાગર, હું પોતે તાહારા હુકમનો ફરમાબરદાર છઉં, મગર હું પોતે રાક્ષશી પેદાયસનું ડરામણું જાનવર છઉ, અને માહરી શીકલ જોઇ તે બેહોસ થઇ પડી જશે, માટે તે બરાહમણની નજદીક હું તાહરો પેગામ શી રીતે લઈ જાઉં તેનો તુંજ દરીયાફ્ત કર." જયારે મહાસાગરે તે અજદાહને પુછયું કે તયારે તે બરાહમણની નજદીક જાય એવું કોણ છે, ત્યારે અજદાહે જવાબ દીધો કે એ કાંમને લાયક તો માહી છે કે જેની પેદાસ ઘણી દાનાવ અને સુરતે પાક છે. જેની ખસલત નેક અને ચાલ સેતાબી ભરેલી છે, અને જેનું બદન ખુશ અને જોવા લાયક છે. જયારે માહસાગરે માહીને આ કાંમ સોંપ્યું ત્યારે તેણે જવાબ દીધો કે અજદાહે કહયું તે વાત તમાંમ દરૂસત છે, પણ તે બરાહમણની નજદીક કેમ જઉં અને કેવી રીતે બોલવું તે વીશે તેનામાં માહીતગારી નથી. નથી તેનાં પગ કે નથી તેને જુબાંન અથવા વાચા. વલી પાંણી વગર જમીન ઉપર જવાને તેનીથી કદી બને નહીં. તેણે આએ કાંમ કરવા લાયક કાચબાને જણાવ્યો કે જે પાંણીની બાહાર નીકલવાની શકતી ધરાવે છે અને ખુશકી ઉપર ચરે છે તથા ઉસતવારીથી રહી શકે છે, અને વલી તે સબુરીવાલો છે. આ ઉપરથી જયારે કાચબાને તે બરાહમણની આગલ પેગાંમ પોહોંચાડવાને જણાવવામાં આવયું, તયારે કાચબાએ જણાવ્યું કે માહીની વાત ખરી છે, પણ એ કાંમની ખુબીને લાયક તો તે પોતે નથી, કારણ કે તેની ચાલ ધીમી છે અને તેને પણ બોલવાની શકતી નથી. તેણે કરચલાની ખુબી ગાઈ કે તેના પાંઉ ઘણા તેજદાર છે અને બીજી રીતે તે એ કાંમને લાયક છે. જયારે તેને પુછવામાં આવ્યું તયારે તેણે પોતાની ખાંપણો જણાવી કે તે ઘણો મશકેરો છે, તેની બેઉ આંખો ખભાં ઉપર

છે, મોહોડું સીનાની નીચે છે, અને આઠ પાંઉ.છતાં વાંકી ચાલનો છે. તેણે એ કાંમને લાયક મગરમછને જણાવ્યો અને તેની તારીફ ગાઈ બતાવી કે તે સેતાબી ચાલનો, મોટી જુમાંનનો, અને પોહોલા મોહોડાંનો છે. પણ મગરમછે પોતાની ખાંમીમાં એ જણાવ્યું કે તે ઘણો ધુસ્સા ભરેલો છે અને તે સાથે વલી મક્રર અને ફંદથી ભરપુર છે, કે જે ચીજોનુ તો તયાં બીલકુલ કાંમજ નથી. તેણે એ કાંમને લાયક દેડકાને જણાવ્યો અને તેની તારીફમાં માહાસાગરને જણાવયું કે દેડકો ઘણો સબુરીવાલો, તેજ જુમાંનનો, દરીયાવ તેમજ ખુશકી ઉપર રેહેનારો, ગોલ માથાંનો, જરદ આંખનો, અને નજદીક સરવે વાતે તેનુ બદન માણસનાં બદનને આબેહુબ મલતું આવે છે. તે અદબથી બેસે છે, તેના હાથની બાજુઓ ખુલ્લીછે, તે કોઈનો ડર રાખતો નથી, અને દાનાઈએ પણ તે પુર છે. જયારે માહાસાગરે મગરમછને મોહોડેથી દેડકાની આટલી બધી તારીફ સાંભલી, ત્યારે તેણે દેડકાને આગલ બોલાવી નરમાસથી પુછયું. દેડકો જવાને કબુલ થયો ખરો, પણ તે વખતે મહાસાગરને વીચાર આવ્યો કે "એ દેડકો જાયતો ખરો, પણ તે એટલું નહાનું જાનવર છે કે જયારે માહારાં પેટાંમાં મગર અને બીજાં ભયકર જાનવરો હોવા છતાં આ દેડકાને માહારી તરફથી પેલો બરાંહમણ જોસે ત્યારે તે દેડકા ઉપર ઈતબાર કેમ લાવશે ? તે કઈ એમ સહમજવાનો નથી કે દેડકાને મેં મોકલ્યો છે. તે દેડકાનાં કેહેવાથી કંઈ માહારી તરફ આવે નહી. વલી ત્રણ દીવસની મેહેતલમાં મહને ત્યાં જવું જોઈએ; નહીં તો નાહેક બીચારો બરાહમણ મારયો જશે તો તેનુ પાપ માહારી ગરદન ઉપર રેહેશે. વાસતે બેહેતરતો એ છે કે એ કાંમ માહરે પોતાનેજ બજાવવું જોઈએ." એવું વીચારી મહાસાગરે પોતે આદમીની સુરત પકડી, અને પેલા બરાહમણની નજદીક ગયો. તેણે જઈને બરાહમણને કહયું કે તે પોને તેજ સક્ષ છે કે જેને બોલાવા માટે વીકરમે તેને અહીઆં મોક[illegible] જયારે તેના [illegible] પ ઉ થી [illegible] કે

ખરેખર આએ મહા-પુરૂશ તે તે મહાસાગરજ હોવા જોઈએ એમાં કંઈ શક નથી, ત્યારે તેણે મહાસાગરને પ્રણાંમ કીધા અને કહેવા લાગો કે "અએ મહાસાગર, તેં માહારી કદર પીછાંની માહારી ઉપર દયા ખાઇને તસદી લીધી તેથી માહરી ઉપર તાહરી મોટી મેહેરબાંની થઈ છે. હવે મહારી એજ ઉમેદ છે કે આપણે વીકરમ રાજાને તર્યાં જઈએ." તેઓ બોલ બોલતાં જયારે રાજાનાં રંગમંડપની નજદીક જઇ લાગા, ત્યારે ઉજન શેહેરમાં એકઠી મલેલી દુનીયાંનાં લોકોની અજાયબીનો શો પાર ? બરાહમણ પેહેલાં જયારે રાજાને જઇ મલયો તયારે રાજાએ તેને પુછયું કે "ત્રણ દીવસ થઈ ગયા અને તુને સેહેલું કાંમ તું બજા લાવ્યો ? કયાં છે તુને બોલાવા મોકલેલો તે મહાસાગર?" બરાહમણે કહયું કે તેઓ મંડપ બાહાર ઉભા રહી વીકરમ રાજાની વાટ જુએ છે. આ બોલો સાંભલતાંજ વીકરમ ઘાબરો બની ગયો અને રાહતો તેને એસતેકબાલ લેવા ગયો. વીકરમ નમસકાર કરી ઓજરખો-વાહીથી મહાસાગરને કેહેવા લાગો કે "ઓ બુજરગ મહાસાગર, તે મહને ઘણોજ શરમીદો કીધો છે. તું એટલી તો સેતાબીથી મહારે દરવાજે આવ્યો છે કે તાહારે લાયકની મેહેમાનદારી કર-વાને મહને બીલકુલ વખત મલ્યો નથી. એટલી બધી સેતાબી તાહરે નહીં કરવી જોઈતી હતી." મહાસાગરે કહયું કે "એ વીકરમ, તું શું બોલે છે તેનો તુ પોતે દરીયાફત કરતો નથી એવું તાહારી વાત ઉપરથીજ સાફ માલમ પડે છે. તેં તાહરા બરા-હમણને મોટો ધુસ્સો કરી મહને બોલાવા મોકલયો, અને વલી જે રસ્તો ફકત જવાનેજ એક મહીનાનો તેને માટે તેં ફકત તેને ત્રણ દીવસની મેહેલત આપી, કે સેટલા વખતમાં વલી પાછું ફરવું ! પવને આ ખબર મહને પોહોંચાડી અને તેનીજ મદદથી આ કાંમ મેં સરનજાંમ પોહોંચાડયું છે." રાજા ઘણો શરમીંદો થયો, અને પોતાના ખયાલમાં જણાવ્યું કે જો તે બરાહમણને એટલી આપતી ધમકી નહીં આપતે તો તે એટલી ફીકર અને આતુરતાથી એ કાંમ નહીં બજાવતે. પછી

મહાસાગરે જણાવ્યુ કે તે વીકરમના પોતાના વકિ એટલી સેતા બીથી આવ્યો છે અને તેને લીધે ઉતાવલમાં તે બોલી હાપે આવ્યો છે તેથી તેને ઘણી શરમ લાગે છે. વીકરમે જેટલી બની આવી એટલી ખાતરદારીથી મહાસાગરની મેહેમાંનદારી કીધી, ને પછી મહાસાગર પાછા રવાંને થયા. થોડા વખતમાં દરીયાઈ ખજાંનો અને બેશુમાર તોફા હદીઓ મહાસાગરે વીકરમને માટે મોકલ્યો, પણ વીકરમે તે મોટાં માંન સાથ પાછો ફેરવ્યો, અને જણાવ્યું કે "ફકત હું તાહારી મુલાકાતનો મોહોતાજમંદ હતો, તે કરતાં આ હદીયો કાંઇ વધારે જયાદા નથી." મહાસાગર વીકરમની આએ ચાલથી દલગીર થયો, પણ તેને ખુશી કરવાને વાસતે વીકરમે તેમાંથી ચાર ચીજ્ઞ કબુલ રાખી— સુનું, જવાહેર, એક ઘોડો, અને સીરપાવ (કપડાં). હવે બરાહમણની મેહેનતને માટે રાજાએ જયારે તેને જણાવ્યુ કે આએ ચાર ચીજમાંથી પસંદ કરીને એક ચીજ તે લઇ જાય, ત્યારે બરાહમણે રાજા પાસ એક રાતની ફેરસત માંગી કે તે રાતે તે વીચાર કરીને બીજે દીવસે તેને શું જોઇએ તે માંગી લેશે. બરાહમણ પોતાને ઘેર ગયો અને તેના ચાર છોકરા હતા તેઓને પાસે બોલાવી તેણે તેઓની મસલત લીધી. વડો છોકરાએ પોતાનો એવો અભીપ્રાય આપ્યો કે "આ દુનીયાંનો પાયો જરથી છે—તે વગર કોઇ પણ ચીજ બની શકતી નથી. માટે આપણે જર લેવો જોઇએ." બીજાએ જણાવ્યું કે "આપણને જવાહેર લીધું જોઇએ, કારણ કે જવાહેર હશે તો જેટલો જર જોઇશે એટલો મલશે" ત્રીજાએ જણાવ્યું કે "આપણને કપડાં લેવાં જોઈએ—કપડાં વગરનું માણસ નાગુ અને નકામુ છે." ચોથા છોકરાએ જણાવ્યું કે "આપણને ઘોડો લેવો જોઇએ, કારણ કે ઘોડો હશે તો મેહેનત કરી આપણે સરવે ચીજો મેલવશું" બરાહમણ આએ ચાર છોકરાઓના ચાર જાતના વીચાર સાંભલી ગુંચવાડામાં આવી પડયો અને વીચાર કીધો કે હવે તો વીકરમ રાજા પોતે જે આપે તેજ લેવું. તેણે

વીકરમને જાઇને કહયું કે "હું ચાર બેટાનો બાપ છું. તેઓની મસલત લેવાના ઇરાદાથી હું તેઓનો વીચાર પુછવા ગયો તો મારે છોકરાઓ જુદી જુદી ચીજો માંગવા લાગા: એકે જર કબુલ કીધો, બીજાએ જવાહેર,ત્રીજાએ કપડાં, અને ચોથાએ ઘોડો. માટે હવે તો રાજા જે ચાહે તે ખરૂં." આએ વાત સાંભલી રાજાને હસવું આવ્યું, તે સમજયો કે ધરમગુરૂઓની જાત લોભી હોય છે, તેઓને ગમે એટલોખી ખજાનો આપયો હોય તો તેઓ પોતાની લાલચ અને લોભ છોડતા નથી. તેથી આએ બરાહમણની નજર ચારે ચીજ પર થઈ, અને તેથી તેણે આએ તાલ સોધી કાહાડેલી દેખાય છે, તોપણ રાજા ભોજ જેવું નામ. સખાવતને બક્ષેશનો ઉછલતો જે ફુવારો તેને એક બરાહમણ, જેણે માહાસાગર જેવા સાથ મુલાકાત કરાવી આપી, તેની ઉપર દયા આવી, અને પોતાનાં અસલ ઉદાર દીલથી તે બરાહમણને પેલી ચારે ચીજો આપી દીધી.

---

આએ વાત કરી રહયા પછી પોપટે ખુજસ્તેને ફરીથી જણાવ્યું કે "જો પેલો બરાહમણ પોતાના બેટાઓની મસલત લેવા નહીં ગયો હતે તો તેને આએ ચારે ચીજો મલતે નહીં, પણ એકજ ચીજ પસંદ કરવી પડતે. વાસ્તે હવે તુને સદુમજવું જોઇએ કે કોઇબી બાબદમાં બીજાની મસલત લેવાથી કંઈ ગેરફાયદો થતો નથી; અને તુબી જો માહરી મસલત લેશે તો જમાના સુધી તુને તાહરા કામમાં કંઈ ખલલ નહીં પોહોંચશે, લેકીન ઓર તું કંઇ ફાયદોજ હાંસલ કરશે. વાસ્તે હવે તું ઉઠ, એ ખુજસ્તે, અને તાહરા અંધારા દીલને તાહરી મોરાદના જેવાપથી રોશન કર, અને આજની ગતને ગનીમત સમજ." તે ઉઠી અને ચાહયું કે બાહાર જાય, પણ બાંગદાદનાં બુલબુલે આફતાબના ઉગવાને મુબારકબાદી આપી, અને ખુજસ્તેનું બુરા કામમાં ફસવાનું કામ એક દીવસ વધારે મોકુફ થયું.

---

## રાત બારમી.

જ્યારે રોશન રોજનું મોતી મગરેબના દાબડામાં બંધ થયું, યાને આફતાબ મગરેબની તરફ છુપાયો, અને માહાતાબે મશરેકની ખીણમાંથી આ હફતકેસવર જમીન ઉપર પોતાની રૂપેરી રોશણી પાથરી, ત્યારે ખુજશતે પોપટની પાસે પોતાના બુરાં કરતુકની રજા માગવા ગઈ. તે બોલી, "ઓ ગુલજાર બાગના બુલબુલ અને દાનાઈ ભરેલી વાતોનાં ભંડાર પોપટ, જો કે માહરૂં દીલ માહરા યારની જુદાઇથી બલીને ખાક થાય છે, તે છતાં તાહરી સફાઇદાર વાતો અને વફાદારી ભરેલી ચાલથી માહરૂં દીલ તાહરી તરફથી જરાબી ખીસતું નથી. તેજ કારણને લીધે આજે હું ફરીથી તાહરી પાસે આવી છઉં કે તું મહને તે રાત હાથ કરી આપે કે જે રાતે હું માહરી નાઉમેદી તોડીને માહરા ઇંતેજાર દીલદારની ગોદમાં જઇ આએ જીગરમાં બલતા ધકધકતા સોહલાને થંડો કરૂં." પોપટે કહયું કે "ઓ ખુજશતે, તાહરો પયાર જ્યારે તાહરા યાર તરફ એટલો બધો દોડે છે તો આજે તેની હું ખાતરી કરવા માગુચ કે કોઇ વખને તુને એવો વીચારબી આવયો હતો કે જે મરદ ઉપર તું આટલી બધી દેવાની થઇ છે તે કોણ બુનીયાદનો છે અને તે કોયા માબાપનું ફરજંદ છે?" ખુજશતેએ જણાવ્યું કે "એ પોપટ, તાહરી એવી દાનાઇ હું આજ સુધી જાણતી હતી નહીં, પણ હમણા તો હું તુને એક કરાંમતનો ખાવીંદ જોઉં છઉં. જ્યારે માહરા મનનો ભેદ પણ તું જાણે છે ત્યારે તો તાહરી સાથે મહને કોઇબી વાત છુપી રાખવાની શી મકશદ છે? હા, કોઇ વાર માહરા મનમાં એ અંદેશો આવે છે કે જે જુવાંન સાથે મેં દોસતી બાંધી તે કોઇ સરદારીની બુજુરગ બુનીયાદનો છે યાને કોઇ કમીની નીચી બુનીયાદનો છે." પોપટે જણાવ્યું કે "ઓ ખુજશતે, જેને ખરો પયાર છે તેને નામ અને બુનીયાદ સાથે કંઇ કાંમ નથી, અને શરમ તેને હોયજ નહીં.

તે તેની બરોબરીની ખુનીયાદનો છે યા નહીં તેની તેને શી પરવા છે!" ખુજસ્તાને પોપટની એ રીતની અકલ જોઇને વધારે અને વધારે હેરત રહી. તેણીએ પોપટની દાનાઇ ઉપર આફ્રીન કીધી, પણ જણાવ્યું કે "માહરી ગેરહાજરીથી રખેને માહરૂ ગોહેર કોઇ બીજા મુફલીસને હાથ પડે. એ કારણને લીધે હું ફકત એટલું જાણવા માગતી હતી કે કોઈ આવીને મહને કહેકે તે કેવું માણસ છે: માહરી ગેરહાજરીમાં તે પયારની જુદાઇનું દુઃખ ધીરજથી ખમે એવો છે યા ઉતાવળમાં કોઇ મુફલીસના પયારમાં પડશે?" પોપટે કહ્યું કે "નહીં, તે ગમે તેમબી હોય——પણ હવે તું ઉઠ, અને સેતાબ જા તાહરા યારના ઘર તરફ; અને આદમીને પીછાંનવું એ કઇ મોટો હુન્નર નથી, માટે તેની હીલ ચાલ તરફ નીગાહ કરી અને તેના બોલવાના સખુન ઉપરથી તેને તું પોતેજ અજમાવાની કોશેશ કર; અને જેમ રાજા ભોજની બેટી પોતાની અકલથી પેલા ચાર મરદના ભેદથી વાકેફ થઇ હતી, તેમ તું તાહરી પોતાની અકલથી તેની ચાલ ચલણથી ખબરદાર થા." ખુજસ્તેએ કહ્યું કે "ત્યારે તો એ કાંમમાં રાજા ભોજની બેટીએ જે અકલ વાપરી તે અકકલ શીખવાની મોટી જરૂર છે, માટે તે વાત તું માહરી આગળ કર કે હુંબી તે અકલ શીખું." પોપટે કહ્યું કે—

[દાસતાન ઓગણીસમું.]

## ભોજ રાજાની બેટી.

એક શેહેરમાં એક ફુલપીપો મરદ રેહેતો હતો, ને પોતાની કારીગીરીથી ખાડમાંથી શોનું બાહાર લાવતો હતો, અને એવા પોતાનું ગુજરાન ખાડમાંથી રોજ પેદા કરીને ચલાવતો હતો. એક દીવસે આવે ફુલપીપાને ખાડમાંથી એક ગોહેર મળ્યું, ને ચલકાટમાં આફતાબની મીસાલે હતું અને કીમતમાં કોઇબી ઝવેરી તેની કીમત કરી શકે નહીં એવું હતું. ને

કોઇ ઝવેરીને ત્યાં તે ગોહેરને લઇ જતો તે એમજ કેહેતો હતો કે એની કીમત કરવાને તેનામાં શકતી નથી. એમ છ રતાં તે ધુવધોયાને એક ઝવેરીએ જણાવ્યુ કે "એની કીમત તુને કોઇથી નહીં મલશે, પણ રાજા ભોજથી મલશે. તે તુને એના બદલામાં એટલો તો ખજાણો આપશે કે જેથી તાહરી મુફલેસી અને ફકીરી પણ દુર થઇ જશે, અને ઉલટો તુ તવ ગર બની જશે" આએ વાત સાંભલી તે ધુવધોયો પેલુ ગોહેર લઇ રાજા ભોજની તરફ જવા નીકલયો, પણ રાહાના દરમયાનમાં તેને ચાર મરદો મલયા, અને તેઓએ પણ પોતાનો ઇરાદો ભોજ રાજાનાજ શેહેર તરફ જવાનો જણાવી તેની સાથે મુસાફરી કરવા માંડી. મુસાફરીમા એક દીવસે એવુ બનયુ કે રસતાની મંજલની થાકથી ધુવધોયો એક ઝાડની નીચે ઉંઘમાં પડયો, જીથી પેલા ચાર જણમાનાં એક જણે તેનુ ગોહેર ચોરયુ. હવે જયારે પેલો ધુવધોયો પોતાની ઉંઘથી બીદાર થયો, અને તેને માલમ પડયું કે તેનું ગોહેર ચોરાયુ, ત્યારે તેણે વીચાર કીધો કે આ વખતે તે જો તે વીશે કઇ પણ ગડબડ કરશે તો પેલા ચારે બેગાના મરદો નાહાસી જશે, તેનુ કઇ વળશે નહીં, અને નાહકમાં તે પોતાનું ગોહેર ખોઇ બેસશે. આ ઉપરથી તેણે પેહલાં તો ચુપકીદી એખતીયાર કીધી અને જાણે કઇ જાણતોજ નહીં હોય તેમ દખાયો, પણ ભોજ રાજાના શેહેરમાં દાખલ થતાજ તેઓની આગલથી કોઇ ચોકસ બાહાને છુટો પડી તે રાજા આગલ ગયો, અને તેની આગલ અવલથી તે આખર સુધી પોતાની ઉપર વીતેલી તમામ વાત કહી સંભળાવી. રાજાએ આએ ફરીઆદ સાંભલી પેલા ચારે જણોને પકડાવી મગાવ્યા અને ઘણીએ તપાસ કીધી, પણ ફોકટ. તેઓમાંથી જયારે કોઇએ પણ પેલા ગોહેરની ચોરી માની નહીં, ત્યારે રાજા ઘણો અજાયબ થયો. આએ વાતની ખબર મેહેલમાં ભોજ રાજાની બેટીને પોહોંચી, જે જાતે ઘણીજ ચાલાક, અકલમંદ, અને હુશીયાર હતી. તેણીએ પોતાના બાપને જણા

વ્યું કે આ ચારે મરદાન, તેણીની પાસે જો મોકલે તો તે પોતાના હોકમથી એ ગોહેરની, ચોરીનો પતો સોધી કાહાડે. રાજા ભોજ પોતાની બેટીને પોતાની બરોબરની હુશીયાર સમજતો હતો, તેથી પેલા ચારે મરદાને તેણીની આગલ મોકલ્યા. પેહલાં તો શાહાજાદીએ આ ચારે મરદાને તેઓની બીહીક ઓછી કરવા ઇનામ તથા ખાસ પોશાક આપયા, અને થોડાક દીવસ જવા દઇને જયારે તેણીએ જોયું કે હવે તેઓની બીહીક તમાંમ દુર થઇ છે, ત્યારે તેણીએ તેઓને પોતાની પાસે બોલાવીને પેહલાં તો દીલાસો આપયો. તે બોલી કે "તમો લોકો ઘણા દાનાવ અને અકલમંદ દેખાવો છો, અને તમારા ચેહેરા ઉપરથી તો તમો કોઇ મોટા બુજુરગ લોકો દેખાવો છો. તેથી મહને આશા છે કે આજ કેટલાક દીવસ થયા માહરા મગજમાં એક મુશકીલ વાતનો ભેદ ભરાયો છે તેનો ખોલાસો તમો લોકો કરી આપશો." તે શો ભેદ છે તે પેલા ચારે મરદોએ જાણવા માંગયો, જેથી તે શાહાજાદીએ તે નીચે મુજબ કહી સંભલાવયો :—

"માજંદરાનની અંદર એક સોદાગર રેહેતો હતો, તેની છોકરી એટલી તો પાક મનશાનીની. અને નેક ખસલતની હતી કે ગોયા તેની ચાલને આપણે ફરેસતાઓની સાથે સરખાવીએ તો ચાલે. વસંત રૂતુની મોહોસમના બાહાર ઉપર જયારે તમાંમ ફુલો ખીલેલાં હતાં, ત્યારે એક વાર કેટલીક સાહેલીઓને લઇને આએ છોકરી એક બાગનો ગુલજાર અને કુદરતી તમાશો જોવા સેહેલ કરતી હતી. તેવામાં તેણીની નજર એક કાંટા વગરના તેણીના ચેહેરાની મીસાલના સફાઇદાર અને દીલ લલચાવનાર ફુલ ઉપર પડી. આ જોઇ કુદરતથીજ તે લેવાનું મન થવાથી તેણીએ બાગબાન પાસે તે માંગયું. બાગબાન જાતે ઘણોજ નીચ અને બુરા ખયાલનો હતો, તેથી તેણે તે ફુલના બદલામાં એવી ચીજ માંગી કે આ નાજનીનનો થં. પણ કોઇબી બેગાની જુવાન છોકરી અથવા ઓરતથી તે

આપી શકાય એમ નહીં હતું ; અને તેમાં આ સોદાગરજાદીનાં જેવા ખવાસની છોકરી પાસે તો તે વીશે એક સખુન કાહાડવો એજ મોટા ગુનાહનું કાંમ હતું. આ માંગણી શું હશે તે આએ છોકરી સમજી નહીં તેથી તેણીએ પેહલાંતો પેલા માલીને વચન આપયો—કારણ કે કોઇ પણ રીતે પેલુ ફુલ લેવું એજ તેણીની ખાહેશ હતી—પણ જયારે તે પોતાની શાદીને લાયકની થઇ, ત્યારે તેણીએ પેલા માલીને વચન આપયો હતો તે વીશે પસતાવો કરવા લાગી. થોડા વખતમાં તેણીની શાદી એક સોદાગરના બેટા સાથે થઈ. પેહલેજ દીવસે જયારે પેલી છોકરી પોતાના ખાવીંદ પાસે ગઇ, ત્યારે તેણીએ પોતાના ખાવીંદને જણાવ્યું કે શાદી પછીની પેહેલી રાત તેણીએ બાગબાંન સાથે ગુજારવાનો કોલ આપયો છે માટે મેહેરબાંની કરીને તે કોલ પાલવા દેવો. કોલ પાલવાની ખુબી ઉપર કેટલાક સખુનોથી પોતાના ખાવીંદનું દીલ રીજવી તેની રજા મેલવવામાં તે છોકરી ફતેહ પાંમી, અને તેજ રાતની વખતે તે પેલા બાગ તરફ જવા નીકલી. રસતામાં તેણીને એક વરૂ મલયુ અને તે વરૂએ તેણીને ફાડી ખાવાનો કસદ કીધો, લેકીન તેણીએ તે વરૂને કેટલીક ચાલાકીથી પાછુ ફેરવયું. આગલ ચાલતાં વલી તેણીને એક ચોર મલયો, જેણે તેણીના આંગ ઉપરના જરીયાંન અને કપડાં ચોરવાના ઇરાદાથી તલવાર ઉઠાવી, પણ પોતે કેવી હાલતમાં છે તે જણાવી પેલા ચોરને કહયું કે 'જયારે એક કોલ બજાવાને ખાતર માહારા પોતાના ખાવીંદ વગર અડચણે રજા આપીછે, તે છતાં જો તુ મહને મારશે 'તો હું માહારા કોલથી બેવચન થઇશ, અને તે વચન તોડવાનો ગુનાહ તાહરી ગરદન ઉપર રેહેશે. ચોરે પણ આએ વાત સાંભલી પોતાનો હાથ પાછો ખેચયો, અને તેણીને છોડીને પોતાને રસતે ચાલતો થયો. એમ કરતાં તે પેલા બાગમાં આવી પોહોંચી, અને પેલા બાગબાન આગલ પોતે આપેલા કોલની યાદ દેવડાવ્યા પછી પોતે પોતાના ખાવીંદ પાસેથી કેમ રજા મેલવી અને રસતામાં પેલાં વરૂ

અને ચોરથી તેણીએ પોતાનો છુટકારો કેમ મેળવયો, તે સઘ કહી સમભાવ્યું. હવે જે દીવસથી આ છોકરી પેલું ફુલ લે ગઈ હતી તે દીવસથી હમણાં સુધીમાં તે બાગબાને પોતાન ચાલ એવી તો સુધારી નાખી હતી કે તે ગોયા એક પહરેજ ગાર મરદ થઇ ગયો હતો. તેથી તેણે તોબાહ કરીને અને પસેમાન થઇને કહ્યું કે "ઓ બેટી, તું તો તાહરો કોલ પુરો પાડવાને વાસતે શીહા રાતની વખતે આટલી બધી મુશીબતો-માંથી છુટકારો મેલવી અહીંઆં સુધી ચાલી આવી, પણ હવે તું એમ જાણજે કે જે મરદ હું આગલ હતો તે હું આજે નથી. તે વખતે હું જુવાંનીની બદ રાહામાં ગીરફતાર હતો: આજે હું પેલી જેહાંનની મંજલ ઉપર કુચ કરવાની ફીકરમાં છું.' આએ અને બીજી કેટલીક વાતથી તે બાગબાંને પેલી છોકરીને, જે પાક અને ફરેસતાઇ હાલતમાં તે આવી હતી, તેજ હાલતે પાછી મોકલી.*"

રાજા ભોજની બેટીએ આએ વાત કીધા પછી પેલા ચારે મરદોને પુછ્યુ કે એની અંદર હવે સઉથી વખાણવા લાયક કોણ છે—પેલી છોકરી, વરૂ, ચોર, કે બાંગબાન? તેઓમાના એક જણે જવાબ દીધો કે "તે છોકરીનો ખાવીંદ નામરદ હશે, કારણ કે ત્યાં શીવાય તે પોતાની ઓરતને સરવેથી સરસ હક જવા દઇને બીજાની પાસે જવાની રજા આપે નહીં." બીજાએ જણાવયું કે "એક ફાડી ખાનારૂ જાનવર આવો બેહેજતદાર ખોરાક તેના હાથથી જવા નહીં દે, શીવાય કે તે દાંત અને નખ વગરનુ હોય—યાતો તેને ખોદાએ સંતોષ અને રેહેમ બુધી હોય." ત્રીજાએ કહ્યું કે "પેલા ચોરમા ચોરી કરવાની અકકલ નહીં હશે: તે કાચો ચોર હોવો જોઇએ. ચોરને બીજાં માણસના કોલ અને વાયદા સાથે શું લાગેવળગેય?" ચોથાએ પેલા માલીને વખોડયો કે "જે એક વાર ખરાબ દર્યા-

* આએ વાત આબર ભરેલા બાબોમાં ફેહેરફેરી નાખીછે.
સુધારનાર.

નતનો હતો તે છતાં, પાછલથી જ્યારેં તેને વખ્તત મલ્યો તયારે એક આબેહયાતના ચસમાના પાણીથી પોતાની તરસ નહીં મટાડી નામરદખની ફ્કત ખોદાનાજ રસતા ઉપર પોતાનુ દીલ ધરી મશગુલ રહયો." આએ બોફ્તેગો થયા પછી ભોજ રાજાની બેટી પોતાના બાપ આગલ ગઈ, અને તેને સરવે વાતે વાકેફ કીધો. તેણીએ જણાવયું કે આ સઘલામાં જેણે પેલા ચોરને વગોવયો તેજ ખરેખરો ચોર હોવો જોઇએ. આ ઉપરથી ભોજ રાજાએ પેહેલા સખશને પોતાના જનાનખાનાના દરવાજા ઉપર ચોકી કરવા રાખયો, કારણ કે તેણે પેલા સોદાગરના છોકરાની મરદાંનગી ઉપર શક બતાવ્યો હતો; બીજો જેણે વરૂ ઉપર ગુસ્સો કીધો હતો તેને નયામત બક્ષી; ત્રીજો, જેણે ચોર ઉપર ખરાબ સખુનો કહયા, તેની પાસેથી પેલુ ચોરેલુ ઝોહેર બાહાર કહડાવયું અને તેને ઘટતી સજા કીધી; અને ચોથો, જેણે પેલા બાગબાંનને નામરદ કહયો હતો, તેને ચાર લોંડીઓ સોંફી આપી, જેનું ગુજરાન કરવુ તેને એટલુંતો ભારી પડયું કે પોતાના મનમાં તે આ એક આફ્ત સહમજવા લાગો, ને તેને ગોયા ઘટતી સજા થઈ હોય એમ થઈ પડયું.

---

પોપટે ખુજસ્તાને આગલ અહીંયા સુધી વાત કીધી અને કહયું કે "એ ખુજસ્તા, તું જો કે ભોજ રાજાની બેટીએ પેલા ધુલધોયાનું ઝોહેર કેમ સોધી આપ્યું. તેણીએ જે મીસાલે પેલા ચોરની પરીક્ષા કીધી તેજ મીસાલે તાહારા ખસમની ઓલાદ તું જાણવાની હોય તો તે કામ પણ કંઇ મોહું ભારી નથી. માટે તું હમણાંજ ઉઠ, અને જો તાહરી મરજીજછે તેની ઓલાદ જાણવાની, તો તે હમણાંજ જઇને જાંણી લે." ખુજસ્તાએ જોયું કે બામદાદનો પોકાર બાહાર પડી રહયો છે, આસમાંન ઉપરના સેતારા ઝાંખા પડી આફ્તાબ તલુ થવાની તઇયારીમાં છે, રાહાદારીઓ રાહમાં પડી ચુકા છે, અને રાતની શીહા ચાદરનો પરદો એ દુનીયાં ઉપરથી ઊંચકાઈ તે ઉપર પાકીજગી ભરેલી રોશણી જાબજા પથરાઇ રહી છે.

અને ચોરથી તેણીએ પોતાનો છુટકારો કેમ મેળવ્યો, તે સઘ. ળી સમજાવ્યું. હવે જે દીવસથી આ છોકરી પેલું ફુલ લેવ ગઈ હતી તે દીવસથી હમણાં સુધીમાં તે બાગબાને પોતાન ચાલ એવી તો સુધારી નાખી હતી કે તે ગોયા એક પરહેઝ- ગાર મરદ થઇ ગયો હતો. તેથી તેણે તોબાહ કરીને અને પસેમાન થઇને કહ્યું કે 'ઓ બેટી, તું તો તાહરો કોલ પુરો પાડવાને વાસતે શીહા રાતની વખતે આટલી બધી મુશીબતો- માંથી છુટકારો મેળવી અહીંઆં સુધી ચાલી આવી, પણ હવે તું એમ જાણજે કે જે મરદ હું આગલ હતો તે હું આજે નથી. તે વખતે હું જુવાંનીની બદ રાહામાં ગીરફતાર હતો: આજે હું પેલી જેહાંનની મંજલ ઉપર કુચ કરવાની ફીકરમાં છું.' આએ અને બીજી કેટલીક વાતથી તે બાગબાંને પેલી છોકરીને, જે પાક અને ફરેસતાઈ હાલતમાં તે આવી હતી, તેજ હાલતે પાછી મોકલી.*"

રાજા ભોજની બેટીએ આએ વાત કીધા પછી પેલા ચારે મરદોને પુછ્યું કે એની અંદર હવે સઉથી વખાણવા લાયક કોણ છે—પેલી છોકરી, વરૂ, ચોર, કે બાગબાન? તેઓમાના એક જણે જવાબ દીધો કે "તે છોકરીનો ખાવીંદ નામરદ હશે, કારણ કે ત્યાં શીવાય તે પોતાની ઓરતને સરવેથી સરસ તક જવા દઇને બીજાની પાસે જવાની રજા આપે નહીં." બીજાએ જણાવ્યું કે "એક ફાડી ખાનારૂ જાનવર આવો લેહેજતદાર ખોરાક તેના હાથથી જવા નહીં દે, શીવાય કે તે દાંત અને નખ વગરનુ હોય—યાનો તેને ખોદાએ સંતોસ અને રેહેમ મુકી હોય." ત્રીજાએ કહ્યું કે "પેલા ચોરમા ચોરી કરવાની અક્કલ નહીં હશે: તે કાચો ચોર હોવો જોઇએ. ચોરને બીજાં માણસના કોલ અને વાયદા સાથે શું લાગેય વલગેય!" ચોથાએ પેલા માળીને વખોડયો કે "જો એક વાર ખગાબ કર્યા-

* આએ વાત આગર બરેલ્લ ભાસામાં સેહેજ ફેરવી નાખીછે.
સુધારનાર.

[દાસતાન વીસમું.]

## જેપાંનનો શાહજાદો.

આંગલા જમાનાંમાં જેપાંન દેશમાં એક પાદશાહ રેહેતો હતો, જે તાજ વ તખતનાં સુખથી એવોતો ભરપુર હતો કે તેની રઇયત હંમેશાં આબાદ રેહેતી હતી. મગર જઇફીનાં વખત સુધી આએ પાદશાહને પેટે કોઇ ફરજંદનો ચેરાગ નહીં હતો જેથી તે હરદમ ફીકરમંદ રેહેતો હતો. તે હરદમ પરવરદેગાર આગલ એજ બંદગી ગુજારતો હતો કે તેનાં રાજને ખુશહાલ કરવાને તેને તયાં એક બેટાની વરધી થાય. આ મુજબ જયારે તેની મુરાદ બર આવી, યાને બંદગી કીધાથી તેને તયાં એક ખુશ ચેહેરાના બેટાનું ફરજંદ થયું, તયારે કમનસીબથી પોડાજ વખતમાં તે પાદશાહ આ ફાંની જેહાંનથી પોતાનો અસબાબ ઉઠાવી પેલી હંમેશાની જેહાંનનું સુખ ભોગવવાને ચાલતો થયો. તેના મરણ પછી તેની સરવે પરજા ઘણીજ ગમગીન થઇ અને કેટલાક દીવસો સુધી મોટો શોક પાલયો; પણ પછી તયાંનાં આલમાઓ અને બુજુરગોએ જોયું કે એમ ઘણો વખત સુધી ચાલવું જોઇએ નહીં, અને કોઇને તખતનશીનનો પેહેલાં કરવો જોઇએ, તેથી તેઓએ વીચાર કરીને પેહેલાં એક મોટી દરબાર ભરી, અને તેમાં સરવે દાનાવ અને કાબેલ અને બુજુરગ લોકો એકઠા મલયા. તેઓએ એવો ઠરાવ કીધો કે "મરનાર પાદશાહનો જે બેટો છે તે આગલ જતાં કેહવો નીકલશે તેની આપણને હમણાંથી અજમાયસ કીધી જોઇએ. અગરજો એ શાહાજાદો દાનાવ અને અકલમંદ નીકલે એમ હોય તો આપણે હમણાજ એને તખતનશીન કરી એનાં તાબેદાર થઈ રહીએ. પણ જો એ કમઅકલ અને તાજ વ તખતને લાયકનો નહીં હોય તો બચગીનાં વખતથીજ એ શાહાજાદાને આપણે દુર કરીએ, અને કોઇ બીજા પાદશાહીને લાયકનાં દાનાવ મરદને તખત ઉપર

બેસાડીએ." આ અજમાએસ બચ્ચગીથીજ કેમ કરવી તે વીશે તેઓ મોટા વીચારમાં પડયા. એમ કરતાં તેઓમાંથી ઘણાંજ કાબેલ અને દાનાંઇ હકીમોને ચુંટી કાહાડયા, જેઓની સંખ્યા હેંસીની હતી. તેઓએ એક વીચાર થઇ એવો ઠરાવ કીધો કે એ બાલક શાહજાદાની નજદીક દરેક જાતનાં વજંતરોનો સરોદ કરવો, કે જેથી તે જો પાદશાહીને લાયક નહીં હશે અને ગાફેલ હશે તો હમણાથી ગાફેલ માલમ પડશે, પણ જો પાદશાહીને લાયક અને દાનાવ નીકલવાનો હશે તો તેની નીશાંણી તે હમણાં-થીજ બતાવશે. આ મુજબ એક દીવશ શેહેરમાંની ઉસતાદ રામરા-ગેરો અને ગવઇયાઓને બોલાવી તે શાહાજાદાની નજદીક ગાયનો કરાવયાં. આવી રીતનાં ગાયનથી તે છોકરો જ્યારે પોતાનાં હાથ પાંઉ ઝુરાંડી હસવા અને બોલવા લાગો તયારે તેઓએ જાંણયું કે તે પાદશાહી લાયકનોજ નીકલશે. આ ઉપરથી તેઓ પછી તે બાલક શાહાજાદાને તખત નશીન કરી તેની તાબેદારી કરવા લાગા.

---

પોપટે આએ વાત ટુકમાં પતાવી દીધી, કારણ કે આએ વખતે તે ખુજાદાતેને સાધારણ રીતે કેટલીક શીખામણ દેનાર હતો; લેકીન તેણે જોયું કે હજુ તેમ કરવાથી કદાચ તેનો જાન ધાસતીમાં આવી પડશે, તેથી તેણે આખી રાત ગાયનની ખુબી ઉપર લાંબાં લાંબાં બેયાન કરી પુરી કીધી. જ્યારે બામદાદના મુરગને બાંગ દેવાનો વખત નજદીક આવયો, અને પોપટે જોયું કે હવે ખુજસ્તેને છુટી કરવાને કંઇ અડચણ નથી, તયારે તેણે ખુજસ્તેના મગજ ઉપર એવી તો અસર કરીને મોકલી તે રંગ અને રાગ સાથ નાચતી અને કુંદતી પોતાનાં યારને ઘર જવાનો વીચાર કરીને બાહાર નીકલી, પણ એટલામાં તો નોબતનાં વગાડનાર નગારચીએ જલદીનુ નગારૂ ઠોકયું તેથી " તેનું જવું મોકુફ થયું.

## રાત ચઉદમીઃ

## એ લ મે મુ શા ખ કી

જેયારે આફતાબનુ મુબારક હામાય મગરેબનાં માંવામાં ગયુ અને માહાતાબનુ પેરદુ મશરેકના માંવામાથી બાહાર નીકળ્યુ—એટલે કે પેરી ગતનો વખત થયો—તયારે ખુજશને દેરરોજ કરતા જુદીજ ગતે આરની મીસાલે નાચતી અને હસતી પોપટની આગલે રજા માંગવા આવી આગલી રાતે સાંભલેની ગાયનની ખુબીથી તે હુન્નર જાણવાના ઇરાદાથી તેણીએ પોપટને પુછયું કે "ઓ પર દાઓનાં પાદશાહ, તુ મહેરબાની કરીને કહે કે ગાયનના એનમનો સોદી ફાહાડમાર કોણ છે અને એ નાજુક એલમ ની એમનેહા કેહવી છે ?" પોપટે જવાબ દીધો કે "એ ગાયનનો એનમ ઇરાવની મીસાલે બોહીતો છે ઓ ખુજશતો એ હુન્નર જો તુ જાણે તો ખોદાની સીફતને પણ તુ પીછાનતા શીખે, અને તયારેજ તુને માનમખી પડે કે એ હુન્નર ખોદાઇ છે એજ હુન્નર મોહોબતના એનમની ખબર રાખે છે દરદીને આરામ આપનાર, રડતાને હસાવનાર, રામરાતીને રોશની આપનાર, ગમખારનો ગમ દુર કરનાર, અને પાઉ વગરનાને નચાવનાર એજ ખુદાઇ હુન્નર છે હવે એની પેદાસ વીશે આનમમા તરેહ વાર વીચારો ચાલે છે કેટલાક લોકો એવુ માને છે કે અસલ એક ઝાડ ઉપરથી બીજા ઝાડ ઉપર કુદતાં એક વાંદરાનુ પેટ ફાટી ગયું, અને તેથી તેના આતરડા તે ઝાડની ડાળીએ સાથે વળગી રહયાં હતા આફતાબની તાપથી તે સુકાઇને એવા તંગ થયા કે જયારે પવન આવતો હતો ત્યારે તેમાથી તરેહવાર દીલપસંદ આવાજો નીકલતા હતા, ને એક મુસાફર રાહાનાં દરમયાનમા ચાલતો હતો તેને કાને પડયા તે મુસાફરે તે આતરડા નીચે ઉતારયાં અને એક સોટા ઉપર લપેટી તે તે માથી પોતાની મરજી મુજબ આગલા આવાજો કરતા ઘણા દીલખુશ આવાજો કાહાડવા લાગો, અને તે રાગો ઉપર પોતે

તરેહનાર ગાયન ગાતો હતો. આ ઉપરથી લોકોએ તબોરા અને સારંગી બનાવી. વલી કેટલાક લોકો એવું માનેછે કે હીંદુસ્તાનમાં બતક જેવુ એક પક્ષી છે જેની ચાંચમાં સાત સુરાખો હોય છે. આ જાનવર બાહારની મોસમમાં પોતાની ખુશીમાં આવે ત્યારે ગાયન ગાવા બેસે છે, તે વખતે તેમાંથી સીતેર તરેહનો આવાજ નીકલે છે. આ ઉપરથી હીંદુસતાંનનાં હકીમોએ ગાયનનો આવાજ પેદા કીધો. વલી બીજા કેટલાક લોકો એવો વીચાર ધરાવે છે કે આસમાંન ઉપરનાં પવંન, વાદલ અને બીજાં તતવોની હીલચાલ ઉપરથી ગાયનનો હુન્નર નીકલેલો છે. વલી બીજા કેટલાક લોકો એવું અનુમાંન લઇ જાયછે કે અસલનાં વખતમાં પીથાગોરાસ, જે તમામ હકીમોનો ઉસ્તાદ હતો, તેણે પોતાની તદબીરથી એ રાગનો એલમ સોધી કાહાડયો છે. વલી જુદા જુદા વખતને માફક આવતા રાગો જુદા જુદા હોય છે, અને તેઓનાં નાંમો પણ જુદાં હોય છે. માટે," પોપટે કહયું કે, "હવે, ઓ ખુજસ્તે, તુ ઉઠ, અને તાહારા દોસતનાં ઘર તરફ જઇને તેને ગાયનનાં એલમથી અજમાવી જો કે તે કોણ ખવાસનું માણસછે.' ખુજસ્તેએ પાછુ પુછયુ કે "અગર એ સરવે એલમ તેનામાં નહીં હોય તો માહારી મતલબ હું કેમ હાંસલ કરી શકું?" પોપટે જવાબ દીધો કે "ઓ ખુજસ્તે, જો આએ અજમાએસમાં તું તાહારી મોરાદ નહીં પાંમે તો પછી તેને બીજી રીતે તપાસવાને તું દસ સવાલ પુછજે, અને તે એ કે મરદ જાતમાં દસ સીફતો છે તે કહી છે. જો તે એ વાતનો ખોલાસો કરીને તેનો જવાબ તુને બરોબર વાલે તો તું એમ જાંણજે કે તે મરદ તેહકીક પુરો છે." જયારે ખુજસ્તેએ તે દસ સીફતો શું છે તે જાંણવા માંગી તયારે પોપટે જવાબ દીધો કે "પેહલી, મરદ જો ખુબ સુરત હોય તો તે ઓરતની નજરમાં દબદબો માંગે; બીજી, તેની ખસલત એવીતો ખુબ જોઇએ કે તેની માશુક તેથી પોતાનુ મોહોડું નહીં ફેરવે; ત્રીજી, લખનાર નવીસંદો હોય તો

હુકમ નીકલયો કે જુઆહે તે રેલમાં બચેલાં જાનવરોમાં ? વાઘ હેનો તેની પેશાંની ઉપર હાથ ફેરવવો. જુઆહે તેમ કીધું જેથી તે વાઘને છીંક આવી અને તેનાં નાખનાં ફીફરાંમાંથી બે બીલાડીઓ બાહાર નીકલી પડી! બીલાડીઓ બાહાર નીકલતાં વાર ઉંદરો તરફ દોડી જેથી કીસતીમાંનાં ઉંદરોનું કામ આખર થયું. માટે તું પાદશાહજી જો એ કામ મહને સોંફે તો હું તે સરંજાંમ પોહોચાંડું, કારણ કે માહરી ઓલાદ પણ તાકુ-રાથીજ છે." આ ઉપરથી વાઘે પોતાની દરબારની કોટવાલી તે બીલાડીને સોંફી, જેથી તેને જોઈ વાઘની આંસપાસ જે ઉંદરો ભમયા કરતા હતા તે સરવે નાશી ગયા. આ ઉપરથી વાઘ ખુશી થઈ ગયો અને પોતે એક જંજાલમાંથી નચીંત થયો, તેથી બીલાડી ઉપર આફરીન કરી તેને પોતાની પાસેજ રાખી. હવે આએ બીલાડીએ એવી તદબીર વાપરી હતી કે તે પેલા ઉંદરોને મારી નહીં નાખતી હતી. તે જાંણતી હતી કે અગર જો સઘલા ઉંદરોને તે જડઓખથી ઉપાડી નાખશે તો પછી વાઘને તેનુ કામ પડવાનુ નથી, અને તેથી તે જે આબરૂ અને મરતબો આપે છે તે કંઇ મલવાનો નથી. તે ફક્ત દુરથી ધાક દેખાડી તે ઉંદરોને વીખેરી નાંખતી હતી. પણ એક દીવસે એવું બનયું કે તેને પોતાના [illegible]

ઉદરો એટલો ધાસતી ખાઈ ગયા કે કોઇએ ફરીથી તે તરફ ડોકાવયુ બી નહીં. જ્યારે પેલી બીલાડી પાછી ફરી અને આએ ચ્વેસેનો તમાસો જોયો તયારે તેના ધુસ્સાનો પાર નહીં રહયો. તે પોતાનાં બચાંને તરેહવાર ઠપકો આપવા લાગી કે જેને માટે તે બીહીતી હતી તેજ થયુ. હવે વાઘ પાદશાહની મેહેરબાની તેઓ ઉપરથી કમ થશે, કારણ કે દુનીયામાજ એવો ચાલ છે કે જ્યાં સુધી એકને બીજાનુ કાંમ હોય છે તયાં સુધી તે તેને મરતબો અને બુઝુરગી આપે છે, પણ જ્યારે કાંમ પુરૂ થાય છે અને મકસુદ હાંસલ થાય છે ત્યારે તે માયા અને મેહેરબાની કમતી કરી નાંખે છે. આ મુજબ જ્યારે કેટલાક દીવસ ગુજરી ગયા અને વાઘે જોયું કે ઉદરોની હવે ધાસતી રહી નથી, તેથી ઉંદરને દફે કરવાની બીલાડીને આપેલી કોટવાલી તેણે પાછી લઇ લીધી. ગરીબ બીલાડી! તેણે પોતાના બચાંને કહયુ કે આએ હાદશાનો આતશ તેણે પોતાને હાથે કરીને રોશન કીધો છે, કારણ કે તે જો પેલા ઉદરોને તમામ નાબુદ નહી કરતે તો આ મુજબ નહીં થતે, જેથી તે બધુ પણ પાછળથી પસતાવો કરવા લાગુ"

---

જ્યારે અહીંયાં સુંરી પોપટે પોતાની વાત પુરી કીધી ત્યારે ખુજસતે પોતાનાં દીલદારને ઘેર જવાને તઈયાર થઇ, પણ પોપટે જણાવયુ કે "હુ તુને તાહરાં કામથી ઘણી દુખ પામની જોઉ છઉ, પણ તે છતાં તુ તેને તયાં જવાને એટલી બેદરકાર છે એ જોઇ મહને અજાયબી લાગે છે. મહને એ વીચાર હરદમ છે કે રખે તાહરો ખાવીંદ મુસાફરીએથી પાછો આવી લાગે અને તુને તે બીલાડીનાં બચાંની માફક પસતાવુ પડે" આ વખતે આફતાબે રોશન રોજનો દબદબો જાહેર કીધો, અને ખુજસતે પાછી જવાને તયાં રહી ગઈ.

---

## રાત સોલમી.

જયારે આફતાબની સુનેરી ઢાલ મગરેબના તેમ્બાનામાં ગઈ અને આસમાની મેદાન ઉપર સેતારાઓની હાર લાગી, તયારે ખુજરાને પોતાના દોસતને ઘર જવા પોપટની પાસે રૂખસત માંગવા ગઈ. તે બોલી કે "એ પોપટ, માહરા હાથમાંથી સબુરીની જાંમ ગુમ થઇ ગઈ છે. મહને તો એ ગુમાન હતુ કે તાહરી અકલની ઉસતવારીથી માહરો ગમ દુર થશે અને તું માહરી ફીકર ચીંતા દુર કરશે, પણ તાહરી બેદરકારી ઓર માહરા ગમને વધારે છે. પાછલથી તું મહને ગમે એટલો કાંમ આવનારો થઇ પડે, પણ હમણાં તું મહને કંઈ કાંમ નથી આવનો તે શું કામનું? શાદી અને ખુરશી ખુશાલીને વખતે તો સરવે કોઇ દોસત થવાને આવે, પણ ખરેખરી દોસતી છે તે ગમના દીવસને વાસતે છે કે તે તે વખતે કાંમ આવે." પોપટે જવાબ દીધો કે "તાહરા જીવ ઉપર જયારે મોહોબતનું દુઃખ અને આફત આવી પડી છે તયારે તું તાહરી પોતાની બદનામી માહરે શીર ચોંટાડે છે તે તેના કંઇ કુજાકો નથી. પણ તુને શું ખબર છે કે તાહરા પોતાનાં ભીતરનાં દુઃખને વાસતે જયાં સુધી તેનો ઉપાય નહીં થશે તયાં સુધી મહને પોતાને ઉંઘ આવવાની નથી! હું તો તુને કેટલી વાર કહી ચુકો છઉં કે તું જા અને તે છતાં તું જતી નથી, અને વલી ઉપરથી મહનેજ બદનામ કરે છે, એટલે મહને હવે તાહારી નાદાનીઅતથી વધારે દેહેસત લાગે છે કે તાહરા હાલ રખે પેલા બનારસના ગાડાઆદાની ઓરતનાં હાલ થયા તેવા થાય." ખુજરાનેએ ઘભરાઇને પુછયું કે તે ઓરતનાં કેવા હાલ થયા હતા તેથી પોપટે તે વાત મોટી ખુશીથી કહી બતાવી.

[દાસતાન બાવીસમું.]

## બનારસના શાહાજાદાની ઓરત.

બનારસ શેહેરનાં એક રાજાને એકજ નવાઈનો બેટો હતો, પણ કમનસીબથી તે બદ દીદારનો, બુબખ, ધુમરાઈનો ભરેલો, અને ખરાબ તબેહનો હતો. રાજાએ તેને સુધારવાને માટે ઘણીબી કોશેશ કીધી, પણ ફોકટ. આખરે તેને વીચાર આવયો કે કદાચ એ શાહાજાદો ઓરતની સોબતમાં કાબેલ અને હુશીયાર થશે; તેથી તેણે તે શાહજાદાને માટે એવી તો ખુબસુરત અને ચાલાક ઓરત સોધી કહડાવી કે તેની શાદીથી આ જોડું ગોયા એક પરી અને દેવનુ બનયુ હોય એમ દીસતું હતુ. જયારે તે શાહજાદો બદ દીદારનો, બુબખ, જાહેલી કરનાર અને ઠોઠ હતો, તયારે તેની ઓરત ખુબસુરત, પહરેજગાર, અને અકલમાં તો ગોયા એક તાજુ ફળ હતું. ગાયન અને રાગનાં એલમમાં તે ગોયા કુદરતી બુલબુલ હતુ. તે હમેશાં પરદામાંજ રેહેતી હતી; પણ પોતાનાં બુબખ ખાવીદનાં અદેશામાં ગીરફતાર રેહેવાથી તે હવે ભારે કટાલો ખાવા લાગી, અને પોતાના કમ તાલે ઉપર જારી અને અફસોસ કરવાથી તેની તમામ ખુબસુરતી તવાઈને હવે દીન પર દીન કરમાઈ જવા લાગી. એનેફાક એક રાતે એવો બનયો કે તે પોતાનાં મેહેલમાં સોળે સાણગાર કરી બેહેલી હતી, તેવામાં તેનાં એવાંનની નીચેથી ગેબી રીતે કંઇ ખુશનુમાં ગાયનનો શરોદ નીકલયો, જે એવો તો દીલપજીર હતો કે કોઇ પણ આદમી તે ઉપર ફીદા થયા વગર રેહે નહીં. પણ આ પરીને ચેહેરેની ઓરત, જેની ખુબસુરતી તવાઈ અને કરમાઇ જવા છતાં હજી પોતાનું અસલ તેજ છોડતી નહીં હતી, અને જે પોતે ગાયનના હુન્નરમાં એક ઉસતાદ હતી, તેને આ ગેબી શરોદ સાંભલવાથી એટલી તો અસર થઈ કે તેની સબુરી તેને છોડી ગઇ, અને તે લાગલીજ પેયો આવાજ કયાંથી આવે છે તેની સોધ કરવા દોડી. ગોયા આ

ખુશનુમાં શરોદ ઉપર દેવાની થઈ હોય તેમ પોતાના એવાંનમાંથી નીચે ઉતરીને તે હર તરફ નજર ફેરવવા લાગી, તેવામાં તે જોય શું કે દુરવેશની સુરતનો એક નોજુવાંન મરદ તર્યા ઉભેલો છે. તેને જોઇને તે બોલી, "ઓ જુવાંન, તું કોણ છે? અરે તું ગમે તે હોય, હું તાહારી બરોબરીની નથી અને તું માહરી બરોબરી કરી શકનાર નથી, તોપણ હું માહરા હેમક મરદનાં હાથમાં એક બંધીવાન તરીકે—બલકે એક છવની પીરમાં ગીરફતાર છઉં. એક નાદાન મરદની સોહોબતથી આજેજ અને પરેશાન છઉં, વાસ્તે જો કંઇ તાહરાથી બની આવે તો એવા હેમકનાં બંધમાંથી માહારા છવનો છુટકારો કર; કારણ કે એવા હેમકની સોબત કરતાં કુતરાં અને વાંદરની દોસતી ભલી છે." પેલો દુરવેશ આએ વાતથી ખુશી થઈ પોને તેહની આપે વફાદારીથી ચાલવાની કબુલાત આપી તેણીને સાથે લઇને પેલા મેહેલમાંથી ચાલતો થયો. આ વખતે આ જુવાંન નાજનીન

"હું પોતે તો દુરવેશ છઉં અને એ એક પાદશાહી ખાંનદાનની નાજનીન છે. ફકીરને પાદશાહી નાજનીન સાથે શું કાંમ છે? વલી તે બીજા જુવાંનની ઓરત છે એટલે તે આપણને હલાલ નહીં, અને તેણીના ખાવીંદ કોઇ દાહડે પણ પોતાનો હક જાહેર કરી મહને ગરીબને હલાક કરયા વગર રેહે નહીં. માટે બેહતર તો એજ કે આએ હાથમાં આવેલો હદીઓજ ઘેર લઇ જઈ સુખેથી બાકીના દાહાડા ચમનમાં ગુજારૂં. વલી હું હમણાં તંગીમાંખી છઉં અને વલી નાચારીના વખતમાં જે ચીજ મલી તે મુબારક કહેલી છે." * * * લાંબો વખત સુધી યાને આખી રાત રાહા જોના છતાં જયારે તે પાછો ફરયો નહીં અને આફતાબને પણ બાહર નીકલવાની તઇયારી થઇ, તયારે પેલી ઓરત ઇન્તેજારી સાથે પરેશાન થવા લાગી. તે સમજી કે આએ શું કાંમ તેનાંથી થઈ ગયું. તે કોઇ રાહદારી આવી જાય અને તેની નજર તેણીની ઉપર કદાચ પડે તેની ધાસતીમાં છે, તેટલાંમાં બામદાદ થવાથી એક કોહલી જંગલમાંથી પોતાનાં મોહોડાંમાં એક હાડકાંનો તુકડો લઇને તે નદીનાં કીનારા ઉપર આવી લાગી. તે કોહલીની નજર પાંણીમાં તરતી એક માછલી ઉપર પડવાથી તે પોતાનાં મોહોડામાંનું હાડકુ નીચે પડતું મુકી તે માછલી પકડવા ગઈ. પણ બનાવ એવો બનયો કે માછલી નદીમાં ડુબી ગઇ તો ગઇ, પણ તે કોહલી પેલું હાડકું પાછું લેવા જાય તે પેહેલાં એક ખલીર આવીને તે હાડકું પણ ઉચકી ગયું! કોહલી બીચારી લાજેજ અને નાસીપાસ થઇ પરેશાન થવા લાગી. આ બનાવ પેલી ઓરત જે તયાં કીનારાપર ઉભી રહી સઘલો દેખાવ [illegible]તી હતી તે પેલી કોહલીને ઠપકો આપવા લાગી. તેણે કહ્યું કે એવુ કોણ મુરખ હોય કે વલી તે પોતાનાં મોહોડામાંનું (નગદ) છોડી દઇને જેની આશા નહીં તે (ઉધાર) લેવા જાય! અને તેથી વલી જે પોતાની પાસે હોય તેબી ખોહી દે! કોહલી શરમીંદી થઇ, પણ લાઇલાજ—કરે શું? તેણે પેલી ઓરતને પુછયું કે તે કોણ છે, અને આએ વેરાન જંગલમાં

આએ વખને ઓરત જાતને અહીયાં એખલી બેસવાનું શું કામ છે? તેણીએ જવાબ દીધો કે "ઓ કોહલી, માહરાં દુઃખની હું શી વાત કહું? આ શીહા જમાનાએ મહને સકતીનું પયાલું પાયું છે, જેથી માહરી બદબખતીએ મહને આ જગો ઉપર લાવી મુકી છે. જો સાંભલ. હું નામીચાં ખાનદાનની બેટી છઉં, અને બનારસના શાહજાદાની ઓરત થાઉં છઉં; લેકીન, અફસોસ! તે શાહાજાદો જાતે એવો તો બુબખ, બદસુરત, હેમક, અને જાહેલ છે કે તેની સાથે રેહવાને મહને ફકત શર મજ લાગતી નથી, પણ માહરા દીન હું મુસીબત અને હાદ્‌શામાં કાહડતી હતી. તેના ઘાતકી પંજામાંથી છુટવાને હું હર પલે કંઇ ઇલાજ સોધતી હતી, અને તેમ કરતાં એક ફુરવેશના દેખાવનો મરદ મહને ગઇ રાતેજ માહરા મેહેલની નીચે આવી મલ્યો. તે રાગના એલમમાં ઘણો મશહુર હતો, જેથી તેનાં ગાયને મહને એવી તો દેવાની બનાવી મુકી કે હું તેની ઉપર માહરો પુરતો ભરોસો મુકી તેની સાથે નીકલી આવી. આ નદીને પેલે પાર ઉતરવાને બાંહને તેણે માહરો સઘલો અસબાબ ઉતરાવયો, અને મહને આએ હાલતમાં મુકી તે અસબાબ લઇ અહીયાંથી ગેબ થઇ ગયો તે હજી પાછો ફરયો નથી. હવે હું શું કરૂં? તે ગયો અને તેની સાથે માહરો ખસમબી ગયો; કારણકે હવે આવી હાલતમાં હું પાછી શી રીતે ફરૂં?" આએ વાત સાંભલી કોહલીએ પેલી ઓરતને તાંણો મારયો કે "તાહરો હાલ માહરા હાલથી કંઇ જુદો નથી! જેમ હું માહરી પાસેનો માલ મુકી મછીને લેવા ગઈ અને તેથી હીમત મછીબી નહીં મલી ને ઉલટો માહરો ખોરાકબી જતો થી લઇ તેમજ તું તાહરો પોતાનો ખાવીંદ છોડી દઇને બીજા તરને અમ- અંજાણ્યા સખસ સાથે નીકલી આવી, જેથી તેં તાહરો ખાવીંદ ખોયો એટલુંજ નહીં, પણ તે અંજાણ્યો મરદ પાસ જતો રહયો, અને તે સાથે તાહરો સરવે માલ પણ તું ખોઇને બેઠી. વાસતે આપણી બેઉની હાલત બરોબર છે." જયારે પેલી ઓ-

રીતે કોહલીનાં આએ ગીતના સખુનો સાંભલયા તયારે તે કોહ્‌લીને વધારે અકલવાંન સમજી તે તેની પાસે કઇ ઉપાય માંગવા લાગી કે હવે કોઇ તદબીરથી તે પાછી પોતાના અસલ ખાવીદને ઘર જઈ મને કોહલીએ એવી તદબીર બતાવી કે તે ખલકમા એક બદકાર ઓરત તરીકે નહીં ઠરે, દુશમણોના તાણામાં ગીરફતાર નહી થાય, અને વલી એબનો ડાઘ પણ તેણીને નહી લાગે પણ તે પેહેલા તેણીને જે સજા ઘટે છે તે કુદરતી રીતે થવી જોઇયે; તેથી કોહલીએ કહયુ કે તેણીએ દેવાનાં આદમીની મીસાલે પોતાના તન ઉપર બાકી રહેલા જે થોડા કપડા છે તે ચાક કરવા અને દેવાનાંખણાની સઘલી નીશાણીઓ બતાવી બનારસના મેહેલમા દાખલ થવુ આવી રીતે તેણીને દેવાની સમજી લોકો ઉલટા તેણીની ઉપર દયા કરશે, અને કેહશે કે બીચારી દેવાની થઇ ગઇ છે વલી જે બુરા ઇરાદાથી તેણે ખરાબ કામ કીધુ તેનો કોઇમ વીચારબી આવશે નહી. પણ કોહલીએ તેને આએ વાત ખુબ ધયાનથી યાદ રાખવા કહી કે આવી રીતનાં બાહાનામાથી એકદમ નહી પણ આસને આસને અસલી હાલતપર આવતાં જવુ કોહલીના રુર બતવયા મુજબ પેની ઓરતે પોતાના બાકી રહેલા કપડા ચાક કીધા, એટલુજ નહીં, પણ પોતાના આગ ઉપર કેટલાએક હલકા જખમો કીધા, પોતાના શર ઉપર ખાક છાટી બાન તમામ વીખેરી નાખયા, અને ઘડીકમા રડતી તો ઘડીકમા હસતી, તરેહવાર ચેડા કાહાડતી શેહેરમા દાખલ થઇ તેની આએ હાલત જોઇ લોકો સરને તરાહે તરાહે કરવા લાગા આ મુજબ તેણીએ પોતાને દેવાનાંપણાની થોડુક સુધી જાડી તદબીર તરે પોતાને એક બુરા ડાઘથી મોકલી કીધી.

---

તયાર પછી પોપટે ખુજશ્તેને કહયુ કે "મોહોબતનો શરાબ હમેશા તે પીનારને કેફી અને છાકટ બનાવે છે, અને તેની કેફથી તે દેવાંનાની માફક પોતાની આસપાસની ચીજો

જોવા છતાં દેખતી આંખે આંધલો બની જાય છે. તેમજ તું પણ મોહોબતનાં શરાબની ખુમારીથી દેવાંની બની ગયલી દેખાય છે પણ એ અંધાપાની અંદર તું સપડાઇ નહીં જાય તેને વીશે ખુબ ખબરદાર રેહેજે, કારણ કે તેમાં દેહેસત અને ધાસ્તી હરપલે આદમ જાતની પાછલ ભમયા કરે છે. માટે હવે તું ઉઠ, અને તાહરા દોસતની મીઠી મુલાકાત લેવાને વીલમ ના કર." પણ ખુરશેદનાં નસીબમાં વીસંમથી તેની મોરાદ ઉઘી વલવાની છે, જેથી આફતાબે વગર વીલમ કરવે પોતાનાં સુનેરી કીરણો આએ દુનીયાનાં તક્તા ઉપર પાથરી દીધાં, અને ખુરશેદ નાસીપાસ થઇ પાછી પોતાનાં ઘરનાં કામમાં રોકાઇ.



બોલી કે "તાહરી દોસતી અને સોબત, અને સલાહ અને વાતો ઉપર તો મહને પુરો ભરોસો છે, અને માહરો એતેકાદ તાહરી ઉપર પુરો છે, લેકીન તું ફરેબ રમતો હોયતો તેની સાબે-તીમાં તાહરે સોગંદ લીધા જોઇએ." પોપટે તે પણ કબુલ કીધું અને તેણે ઘણાજ ગંભીર દેખાવથી નીચે મુજબ સોગંદ લીધા:—"જો હું તાહરી સાથે ફરેબ રમતો હોઉં તો મહને કબુતરની પાંખનાં, હાંસનાં કદમનાં, મોરનાં નાચવાનાં, બાજ પક્ષીની દલેરીનાં, મુરગીની સખાવતીનાં, બુલબુલનાં શરોદનાં, સફેદ બતકનાં, શીમુરગની અજમતી તથા બુજુરગીનાં, બુલ-બુલની જારી તથા રડવાના, અને ફાખેત જાનવરનાં ખુશ અવાજનાં સોગંદ છે.—અરે ખુજશતે, તયારે શું તુંને માહરી ઉપર ઇતબાર નહીં આવતો! અફસોસ! જો એમજ હોય કે હું તાહરી સાથે ફરેબ રમતો હોઉં તો માહરા હાલ પેલા વેસ ધારણ કીધેલા જુઠા ખાજે ફરઇના હાલની મીસાલે થઇ જજો!" ખુજશતે બોલી કે વલી ખાજે ફરઇ કોણ છે અને તેનાં હાલ કેહેવા થયા હતા, જે ઉપરથી પોપટે તેનું બયાંન કીધું.

[ દાસતાંન તવીસમું. ]

## મનસુર સોદાગર.

અસલ જમાનામાં હીંદુસતાંનની અંદર એક શેહેરમાં એક મનસુર નામે સોદાગર રેહેતો હતો, જેને કેટલાક લોકો ખાજે ફરઇ કરીને પણ કેહતાં હતા. તે હમેશાં સોદાગરીનાં પેશાને વાસ્તે દરીયાવની સફરમાં પોતાનાં ઘણાખરા દાહડા ગુજારતો હતો તેથી તેણે બેસુમાર દોલત પેદા કીધી હતી. આ સોદા-ગરની ઓરત દેખાવે જેટલી ખુબસુરત હતી તેટલીજ તે એ-કીનદારી અને પરહેજગારીમાં પુર હતી. અદબ આદાબની અંદર તો તે એવી નરમાસ વાલી હતી કે એક રાંણી પણ તેની આગલ શરમમાં પડે; અને બીજી સઘલી રીતે તેની ચાલ એવીતો મહલાજા ભરેલી હતી કે ખરેખરો કોઈ નસીબ-

યાંન હોય તેનેજ એવી ઓરત મલે: તેણીની આએ રીતની ખુબી જયારે આલમમાં આશકારા થઇ, તયારે એક જુઠો, ફ-રેબ દેનાર, અને સરવે વાતે બુરી ઇલતનો શક્ષ હતો તે આએ પાક દામાન ઓરતની દામાન બગાડવાના વીચારથી બાહેર પડયો. જેમ જેમ આ નાપાક મરદ તેણીની તારીફ જયાદે સાંભલતો હતો તેમ તેમ તેણીને બુરા વીચારથી મલવાને તે વધારે ઇન્તેજાર બનતો હતો. તેણે એક તેનાજ જેવા ખવાસની બુરી દદાને બોલાવી તેની પાસે પેલા સોદાગરની ઓરત ઉપર પેગાંમ મોકલયો કે " વખતની લેલી અને આ જમાનાંની શીરીન, તાહારી મોહોબતે માહરા દીદારને તમામ જરદ કીધો છે, માહારૂં દીલ ધુજે છે, અને હરઘડી એજ વીચારમાં મશગુલ છઉં કે બેમબુરીને લીધે તાહરી મોહોબ્બતનાં કીલ્લાની નીચે મકર અને ફરેબનું ખાતર પાડી તે કોટ હાથ કરૂં, પણ પહેરેજગારીનો કોટવાલ મહને તેમાં દાખલ થવા દેતો નથી. લેકીન હવે હું માહરા મનમાં એવું ચાહું છઉં કે તાહરા મનમાં કંઇ મુજ ફીદવી ઉપર રેહેમ ઉતરે અને તું માહારી પાસે આવી માહરા ગમગીન સીનાંને ખુશહાલ કરે." આએ પેગાંમ લઇ પેલી દદા ઓરત પેલા સોદાગરની ઓરત પાસે ગઇ, પણ તે પેગાંમ સાંભળતાં વારજ તે સોદાગરની ઓરતે કહયું કે " એ ફેમાદની ઉડાવનાર નાપાક ઓરત, તુંને લાયક નથી કે આ રવેશના બુરા મજુનો તું માહરી સનમુખ બાહાર કાહાડવાની હીમત ચલાવે. ને મરદ દેવાંનો હશે, અગરજો તેનુ મગજ ઠેકાણે હશે તો તુ એમ જાંણુજે કે માહરી મુલાકાતમાં તે હરગેજ કદી ફતેહમદ ઉતરવાનો નથી. અરશનાં તખતના કંગુરા ઉપર ફાંદા નાખવાનું કાંમ જેટલું મુશકેલ છે, અને આસમાન ઉપર દાદર મુકી ચડવાનું કાંમ જેટલું બીકટ છે, તેટલુંજ મુશકેલ કાંમ તેની અને માહરી મુલાકાતનું છે, એમ ખાતરદારીથી જાંણજે. અફસોસ ! સદહજાર અફસોસ હોજો તે મરદ ઉપર કે જેણે તુંને અહીંયાં મોકલી. વાસતે જા ! અહીં

ઘડીએ તું માહરી આગલથી તાહરૂં કામ કર!" આએ જ- વાબ લઇ પેલી દદા જયારે પેલા નાપાક મરદ આગલ ગઇ, અને તે જયારે પોતાની બુરી મોરાદથી નામોરાદ થયો એવું તેણે જાંણયુ, તયારે તેણે વીચાર કીધો કે આ કામમાં દાવ તનો જરૂર છે વાસતે તે મેલવવી જોઇએ. એવો વીચાર કરી તે મુસાફરીએ નીકલયો, અને શેહેર શેહેર અને જગયે જગયે કેટલાક દીવસ સુધી વગર સહમજવે લટકયા પછી તે એક સેવડાની ચાકરીમાં રહયો. કેટલાક દીવસ સુધી આએ સેવડા- ની ખીદમત ચાકરી કરી તેણે તેના જીવ ખુશી કીધો, પણ તે સેવડાએ એક દીવસે તેને શરભાઇને કહયુ કે " એ મરદ, દુનીયાદારી માહારામાં છે નહીં કે મહને કંઈ દોલતની જરૂર પડે, અને તેથી માહરી પાસે કઇ જર નથી કે તે હું તુને તાહરી ખીદમતનાં બદલામાં આપુ. પણ માહરામાં એક એલમ છે તે તુ જો ચાહતો હોય તો તુને શીખવું. આ એલમને એશામે આન્જેમ કહે છે કે જેથી તુ તાહારા મનમાં કઇ ધારતો હશે તે કામ બજા લાવવામાં તે એલમ ઘણો મદદ કરશે ' આએ વાત સાંભલી પેલો સક્ષ ઘણો ખુશી થયો, અને તે એલમ શીખી તે ઉપર એતેકાદ રાખી તે પોતાને ઘર પાછો ફરયો, આ એલમમાં એવી ખુબી હતી કે તેથી કોઇ પણ પારકાં માણસની શીકલમા જો તે મરદ બદલાવા ચાહે તો તે બની શકતો હતો, તેથી તેણે પોતે પેલા મુસાફર ખાન્જે ફરઇની ગેરહાજરીમાં તેની શીકલ બદલી, એવા વીચારથી કે તે તેની પાકજાત ઓરતનોજ ફકત નહી, પણ તેની અસબેબામત અને માલ ખજાંનાનો પણ ધણી થાય આ મુજબ પોતાની સુરતને બદલીને તે પેલા સોદાગરનાં ઘરમા ગયો જયારે પેલી સહેરેબાર ઓરત અને તેનાં ઘરમાંના બીજા સરવે માણસો એ તેને ઓળખ્યો અને ચીથરે હાલ હાલતમાં પાછો ફરેલો જોયો તયારે તેઓ અજાયબ થયાં પેલી ઓરતે જયારે તેને તેમ થવાનું કારણ પુછયુ તયારે તેણે જવાબ દીધો કે " મુસા-

મનસુરનાં જેવા થજો; પણ તે છતાંબી જો તુને માહારી ઉપર ઇતિબાર નહીં આવતો હોય તો ખેર." ખુજશતે પોપટના બોલવામાં કંઇ ચમતકાર સહમજતી હતી, જેથી તે હવે બેપરવા પોતાના દોસતને ઘર જવાને તઇયાર થઈ, પણ બામદાદ! બામદાદનો પાક વખત તેણીનાં મનથી તેણીનો ખરેખરો દુશમન થઇ લાગો હતો.

## રાત અઢારમી.

જયારે આફતાબ મગરેબની દરગાહના મેહેલમાં ગયો અને માહાતાબ મશરેકનાં તખત ઉપર બેઠો, તયારે ખુજશતે પોપટ આગલ આવી, અને તેને કેહેવા લાગી કે "એ અક્કલના હકીમ, તું જાણે છે કે અકલ જે છે તે ચેરાગની મીસાલે છે અને મોહોબત એક પવન છે. અને હું એક ઓરતની અધુરી અકલનો ચેરાગ મોહોબતનાં પવન આગલ ટકી શકનો નથી; તેથી હું નથી જાણતી કે માહરો હાલ હવે શી તરેહનો થશે. આ ખોફ ભરેલી દુનીયાં કયાં સુધી મહને એમ ગમનાં ઝોકામાં બંધીવાન રાખશે?" પોપટે જવાબ દીધો કે "ઓ ખુજશતે, તાહરો ગમ દફે થાય અને તુને નચીંતાઇ આવે એવો વખત હવે નજદીક આવયો હોય એવું મહને લાગે છે. પણ તેથી જયારે તુ તાહરા દોસતની મુલાકાત કરે તયારે દુરામનાઇ અને બેફરમાનીને તરક કરીને જે દોસતીને હક છે તેજ બજા લાવજે. અસલ જાબલુમતાનના શાહજાદાને પણ ફાલ, ખાલેમ, અને મુખલેસે પોતાની દોસતીમાં એજ મુજબ મદદ કરીને પોતાના હક બજાવયા હતા." ખુજશતે હંમેશાં અક્કલવાન થઇ પોતાનાં દોસતને મલવાની આરજુ રાખતી હતી તેથી એક બીજી અક્કલની વાત પોપટને મોંહોડેથી સાંભલવાનાં ઇરાદાથી તે વાત જાણવા માંગી, જેથી પોપટ બોલયો કે સાંભલ.

[દાસતાન ચોવીસમું.]

## શાહાજાદો યુસુફ.

જામવુસનાંનનાં મુલકમાં એક જઈફ પાદશાહ અમલ ચલાવતો હતો, તેને બે બેટાઓ હતા. જયારે તે પાદશાહનું બદન છત્ર વગરનુ થયુ યાને તે આ ફાંની જેહાંનથી પોતાનો અસબાબ ઉડાવી અજલના ફરેસતાની મુકામેવ કુચ કરી ગયો, તયારે તેનું તખત તેના વડા છોકરાએ લીધુ. પણ તખતે બેઠા પછી ઇસનામ પાદશાહાતમાં, અને તેમાં મુખ્ય કરીને જાબલુસતાનનાં રાજમાં, હંમેશા પાદશાહી ચલાવનારને પોતાના બીજા ભાઇઓ તેને મારી નાખશે એવી ધાસતી રેહતી હતી, તેથી તેઓ પોતાના બાકીના ભાઈઓને કોઇ રીતે દુર કરવા અથવા મારી નખાવાનાં દગા અને કાવત્રાં કરતા હતા*; અને તેમ આ વડા ભાઇએ પોતાના નહાના ભાઇને મારી નખાવાની કોશેશ કરવા માંડી. યુસુફ નહાના ભાઇનુ નામ હતુ. આ વાતની ખબર મલતાંજ તેણે પોતાનુ વાહાલુ વતન, મેહલના સુખ, અને સરવે ચીજો છોડીને જગનનો રસનો પકડયો મજલ દર મજલ રાહા કાપતાં એક દીવસે તે બીઆબાંન જગલમા જઈ લાગો, જયાં તેણે એક દુરવેશને હાથમાં તમૌરો લઇ ગીત ગાતા જોયો યુસુફ આએ દેખાવ જોઇ અજાયબ થયો, અને પેના દુરવેશને પુછવા લાગો કે "એ દુરવેશ, આ વાં બીયાબાન જગલમાં આ મુજબ વજતરના શોરોદ સાથે દીલખુશ ગાયન કરી નાહેક તેની કીંમતને ધુલમાં નાખવાનો શો સબબ છે? નથી કાંઇ જગલના જાનવરો એ તાહરાં ગાયનની ખુબી પીછાંનવાનાં." તે દુરવેશે જવાબ દીધો કે "આ જંગલમાં મહને એક કીમતી ગોહેર હાથ લાગશે એવુ મહને ફાલ જોવા ઉપરથી માલમ પડ્યુ, તેની ખુશાલીમાં હું માહેરા શોખથી ફક્ત એ ગાયન કરૂં છઉ." પેલા શાહજાદાને આએ ફાલ જોવાનો શોખ થયો તેથી તેણે પોતા

* મુસાનાં તારીખ.

ની આંગલીએ એક હીરાની વીટી હતી તે કાહાડીને પેલા ફુરવેશને આપી અને તેની પાસથી પેલી ફાલ માંગી લીધી. આએ ફાલ લઇ તે શાહાજાદો જંગલમાં આગલ ચાલયો, અને કેટલીક મંજલ નીકલી ગયા પછી તેને એક ખુબસુરત ઓરત મલી. આ ઓરતે જણાવયું કે તે એક નેક ફાલ આદમીની સુરતમાં છે અને તેની સાથે તેની ખીદમતમાં આવવાને આરજુમંદ છે, માટે શાહાજાદાએ તેને પણ પોતાની સાથે લીધી, અને આગલ ચાલવા માંડયું. રસનામાં હવે તેઓને એક પાંણીના સુંદર ચસમો મલયો, જેના કીનારા ઉપર તેઓ જોય શું કે એક સાંફ પોતાના મોહડામાં એક દેડકાને લઇને પડેલો છે, અને દેડકાને હર પલે ગલી જવાની તઇયારીમાં છે; પણ દેડકો જે દરદથી પોકાર કરતો હતો તે ઉપરથી શાહાજાદાએ વીચારયું કે "દેડકો માહરી નજદીક ફરીયાદ કરે છે અને સાંફના મોહોડામાંથી છુટવા માટે માહરી દાદ ચાહે છે માટે માહારે આ જાનવર સાફના મોહોડામાંથી એને છોડવવો જોઇએ." તેણે દેડકાને છોડાવયો, જે લાગલોજ પેલા પાંણીનાં ચસમામાં કુદી પડયો, લેકીન સાંફ શાહજાદાની સાંમુ જોવા લાગો. આ ઉપરથી યુસુફ વીચારવા લાગો કે "મેં દેડકાને મોહોતમાંથી ખલાસી આપી ખરી, પણ તે કાંમ કંઈ મે દરૂસત કીધું નથી; કારણ કે દેડકો જે છે તે સાંફનો ખોરાક છે, અને તેને પોતાના ખોરાકથી પાછો રાખવો એ કાંમ કુદરતથી ઉલટું બને છે." આમ વીચારથી તેણે લાગલુ પોતાના બદન ઉપરથી થોડું ગોસત કાપી પેલા સાંફની નજદીક નાંખયું જે લઇ તે સાંફ તયાંથી ચાલતો થયો. સાંફ જયારે તે ટુકડો પોતાના દરમાં તેની માદાની આગલ લઇ જઈ મુકયો તયારે તે તેના સવાદથી ઘણી અજાયબ થઈ, અને સાંફને પુછવા લાગી કે એ ગોસત તે કયાંથી લાવયો છે. સાંફે પેલા શાહજાદા વીશેનો સઘલો હેવાલ કહી સંભલાવયો જે સાંભલી સાંફણ હેરાન રહી, અને કેહેવા લાગી કે "આદમજાત એક દીવસમાં સેકડો દીલને દલગીર કરે છે અને હજારો

ન્તને જખમી કરે છે, તે આદમ જાતમાં આએ રીતનો પરો-
પકાર અને સખાવત કરનાર કોણ છે ? જે મરદ તાહરી સાથે
આએ રીતની જવાંમરદી અને સખાવત કીધી, એટલુંજ નહીં
પણ પોતાનાં ગોસતની તુને મેહેમાંની આપી, તેને માટે હવે
તુંને લાયક છે કે તુંબી તેનો બદલો વાલી આપે." આ વાત આં-
કનાં ધેયાંનમાં ઉતરી, તેથી લાગતોજ તે એક ખુબસુરત જુવાંન
માંણસ બની ગયો, અને તે શાહજાદાની નજદીક આવી કુનસ
બજાવી કેહેવા લાગો કે "એ સખાવતના શાહ અને બુજુરગીનાં
બાપ, મારૂં નાંમ ખાવેરા છે, અને હું તાહારી ખીદમતમાં થોડીક
મુદત સુધી ચાકરીની આરજુ રાખું છઉં. તાહરાં નાંમ અને
કાંમની ખુબી સાંભલી હું તાહારી ખીદમત કરવાને હાજર
થયો છઉં." શાહાજાદાએ તેને હુશોયાર જોઈ પોતાનાં દોસત
તરીકે કબુલ રાખયો.

હવે પેલી બાજુએ પેલો દેડકો સાંકનાં મોહડાંમાંથી છુટા
પછી પાંણીમાં કુદી પડતાં વાર પોતાની માદા આગલ ગયો,
અને પોતાની ઉપર શો તરેહની આફત ગુજરી તે તમાંમ વાત
તેની આગલ ખોલીને કહી. તે માદા પણ દેડકાની આએ વાત
સાંભલી હેરાંન અને અંજાયબ થઈ. જેમ સાંકની માદાએ સાંકને
શીખામણ દીધી તેમ તેણે પણ દેડકાને એવીજ સલાહ આપી.
તેથી તે પણ તેજ વખતે એક જુવાંન આદમીની શીકલનો
બની ગયો અને શાહાજાદાની નજદીક આવી કુનસ બજાવી
કેહેવા લાગો કે "માહરૂં નાંમ મોખ્ખેરા છે, અને હલાલ રો
જીના નોકરોની માફક તાહારી ખીદમત બજાવાને હું ચાહુ છુ
કેટલાક એલમમાં ઉમતાદ હોવાથી કોઈ વાર હું તુંને ઘણો
કામનો થઈ પડશ." આએ મોખ્ખેરાને પણ સુસ્રુફે પોતાના
સોબતી તરીકે કબુલ કીધો, અને તેઓ ચારે જણા હવે આગલ
ચાલયાં.

એમ કરતાં તેઓ એક દીવસે હીંદુસતાંનનાં એક શેહેરમાં
આવી લાગાં. આ શેહેરનો પાદશાહ ઘણોજ દબદબા ભરેલો

હતો અને તેની તારીફની વાતો મુલક મુલક પથરાયલી હતી. ચુમુર્દ આ પાદશાહની ચાકરીમાં રેહેવા માટે તેને અરજ કીધી અને જણાવયું કે "હું પોતે એક મરદનો મરદ છઉં, અને લડાઇમાં જયારે માહારૂં કામ પડે છે તયારે હું એખલો એક આખા લશકરને મારી શકું છઉં. તેમજ વળી જે કામ કોઇ બીજા માંણસથી નહી થાય તેવાં કામ હું પોતે પાર પાડી શકું છઉં. માહારી તોખમ પાદશાહી છે, અને તેથી કરીને મહને એક હજાર દીનારનો પગાર જોઇશે." આએ વાત સાંભલી પાદશાહ અજાયબ થયો, તોપણ તેના ચેહેરા ઉપરથી તેને કોઈ ખરેખર પાદશાહી તોખમનો મરદ સમજી ખુશીથી પોતાની નોકરીમાં રાખયો. પોતાના પગારનાં એક હજાર દીનારમાંથી ચુમુર પોતે એકસો ખરચતો હતો, બસુંરો પોતાના સોબતીઓને વેહેચી આપતો હતો, અને બાકીના પોતે ફકીરોમાં ખેરાત કરતો હતો. આ મુજબ કેટલોક વખત નીકલી ગયો.

એક દીવસે પાદશાહને મછીનો શીકાર કરવાની ખાહેસ થઇ, તેથી તે કેટલોક રેસાલો લઈ એક કીસતી ઉપર સવાર થઇ ઉંડાં પાંણીમાં પોતાના મનને મજાહ આપતો હતો. તેવામાં એવું બનયું કે તેનાં હાથનાં એક આંગલાંમાં એક કીમતી જવાહેરની વીંટી હતી તે પાંણીમાં પડી ગઇ. આ વીંટી શોધવને ખવાસી લોકોને પાંણીમાં ઉતારયા અને તેઓએ ઘણાંએ ફાંફાં મારયાં, પણ ફોકટ. આથી પાદશાહે ચુમુરને કહયું કે તેનો કોલ એવો છે કે જે કામ કોઇથી નહીં બને તે તહેને બજાવવું, તેથી આ વીંટી તેને શોધી આપવી જોઇએ. એટલા ઉપર ચુમુર્દે એક દીવસની મોહોલત માંગી, ને આપવાને વાસ્તે કહી કાંઇ જવાબ ઉચારયો નહીં. જયારે બધો કાફેલો પાછો ફરયો અને ચુમુર પણ પોતાના રેહેવાના મુકામ ઉપર ગયો. ત્યારે પેલી હાર જે મોતનનાં આકારમાં હતા તે પામી ગઈ કે ... ઉપર કંઇ આફત આવી પડેલી દેખાય છે. તેણીએ તે ... એ ... નામથી મશહુરની સુરતે બનેલા કેહેને

કહ્યો, જેથી તે મોખલેશ યુસુફને કેહવા લાગો કે "તું મનમાં કાંઇ અંદેશો મો કર, એ કાંમ માહારૂં છે. તું ખાતરજમે રાખ કે તાહારી ખીદમતમાં જયાં સુધી હું છઉં તયાં સુધી એવાં કાંમ હું સરો ચશમથી બજા લાવશ." મોખલેશ રાતોરાત પેલાં પાંણી આગલ જઇ પાછો પોતાની અસલી સુરતે બનયો અને તેમાંથી ડુબકી મારી પેલી વીટી આમાદ સોધી લાવી શાહાજાદાને આપી. આ જોઇ શાહાજાદાએ તેનું એહેશાંન માંનયું, અને ખુશી યતો તે વીટી પેલા પાદશાહની આગલ લઇ ગયો, જેણે તેને ખુશી થઇને બુજુરગી અને મરતબો આપયો, અને તે દીવસથી તેને ખરેખરો કોઇ મોટો માણસ સમજી તેની ઉપર વધારે પયાર કરવા લાગો.

આ વાતને કેટલાક દીવસ ગુજરી ગયા બાદ એક વાર એવું બનયું કે તે શેહેરનાં પાદશાહની બેટીને એક સાંફ કરડી, જેથી તેની ઉપર ઘણાંખી ઉપાયો કરવા છતાં તે શાહાજાદીની હઇપાતી ઘણી ધાસતી ભરેલી હાલતમાં આવી પડી. પાદસાહે આ કાંમમાં યુસુફ શાહાજાદાની સલાહ માંગી, જે આએ વાત સાંભલતાં વાર ગમગીન અને ફીકરમંદ થવો તોપણ પાદશાહને દીલાસો આપયો. જયારે તે ખબર તેના સોબતી ખાલેશને પોંહોંચી તયારે તેણે શાહાજાદાને દીલાસો આપયો, અને પોતે તે કાંમ હાથ ધરી તેમાં ફતેહમંદ ઉતરવાની તેને આશા આપી. ખાલેસ મેહેલમાં ગયો અને એવી રજા માંગી કે એક ઓરડામાં ફકત શાહાજાદી અને તે બેજ જણને રાખી સઘલાંને બાહાર કાહાડવાં, અને પછી જોવું કે ગેમી પરદામાંથી શું બેદ બાહાર નીકલે. આ શાહાજાદીને મોહોતથી બચાવાને કોઇપણ ઉપાય કરવાને સરવે કોઇ તઇયાર હતાં, તેથી ખાલેસે માંગેલી રજા મુજબ એક ઓરડામાં શાહાજાદીને તથા ખાલેસને બંધ કરવામાં આવયાં, જયાં તે શાહાજદી બેભાંન પડેલી હતી. ખાલેસ પોતાની અસલી સુરતે સાંફ બની ગયો અને તે શાહાજાદીનાં દંખ ઉપરનું જેહેર ચુંસી લીધું, જેથી તે શાહાજદી હુશીયાર થઇ કે લાગલો તે સાંફ

પાછો માંણસની સુરતે બની તયાંથી બાહાર આવયો. ખાલેમની આંએ અજાયબ કરાંમત જોઇ સરવે કોઈ દંગ થઇ ગયાં, અને શાહાજાદા યુસુફે તેનું એહેશાંન માંનયું. યુસુફના આએ રીતનાં હવે રેશાલાને માટે પાદશાહને તેની તોખમ અને ખાંનદાંન વીશે કંઇ પણ શક રહયો નહીં, જેથી તેણે પોતાની બેટીનાં યુસુફ સાથે નેકા કરી આપયા, અને તેને પોતાનો નાયેમ બનાવયો. આ ઉપરથી પેલા ત્રણે સોબતીઓએ જોયું કે હવે એ શાહાજાદો પાછો પોતાની ઉંચી પદવીએ પોંહોચયો એટલે તેઓનું કંઇ કાંમ નથી, તેથી એક દીવસે તેઓએ શાહાજાદા આગલથી રૂખસુદ માંગી. યુસુફે અજાયબ થઈ કહયું કે "માહરી મુશ્કેલીમાં અને બેકરારીમાં તમોએ મહને મદદ કીધી; તમારી મદદથી હુ આજે આએ મોટી પદવીએ પોહોંચયો; માહારી નેકબખતીનો આફતાબ તમારી સોબતમાં ખીલયો; અને હવે તમોને છોડી દેઉં એ મહને ઘટે નહીં." આ ઉપરથી તેઓ ત્રણે જણાએ કહી દીધુ કે તેઓ કોઇ નહીં પણ તેની મુસાફરીમાં તેણે જેઓને ઉપકાર અને એહેશાંનમાં ગરકાવ કીધાં હતાં અને જેઓનાં જાંણ તેણે બચાવયા હતા તેઓ છે. પોતા ઉપર કીધેલા ઉપકારનો બદલો વાલી આપવાને માટે તેઓ ફક્ત તેની સોબતમાં રહયા હતા. આ ઉપરથી પેલો શાહાજાદો હજુતો પોતાની અજાયબી બતાવાને જુબાંન ઉપાડવા જાય, તેટલાં તો તેને વધારે અજાયબીમાં ગરકાવ મુકી તેઓ એકદમ તે શાહજાદાની આંખ આગલથી ગુમ થઇ ગયાં.

---

"માટે, ઓ ખુજશતે, જેમ પેલાં ત્રણે જણાએ પોતાની દાસતીની શરત બજાવી તેમ તું પણ બજા લાવજે, કારણ કે ખરી દાસતી હંમેશાં હરેક દુઃખને વખતેજ કાંમ આવે." એટલુ કહી પોપટે ખુજશતેને તયાંથી સેતાબ તેણીનાં દાસતને તયાં જવાની રજા આપી, અને ખુજશતેએ ચાહયું કે એક કમંદમાંથી છુટેલા તીરની મીસાલે તે તયાં ઉડી જાય, પણ, અરે! રોશન રોજ તેની આગલ એક કદી નહીં વીંધાય એવી દેવાલ હતી, જેથી તે તયાંજ અટકી પડી.

# રાત ઓગણીસમી

જયારે આફતાબે પોતાનાં છેલાં સુનેરી કીરણો મગરેબના ચુકુક યાને કીનારાએ આસમાનમા છુપાવયા અને શીહા અંધકારે આ દુનીયાના તકતા ઉપર પોતાનો શીહા અમલ શરૂ કીધો, તયારે ખુજશતે સૌલે સણગાર કરીને નાજ અને નખરા સાથે પોપટ આગળ રૂખસત માગવાને આવી તે બોલી " ઓ ભેદના જાણનાર, હુ દર ગતે તાહરી આગળ આવી તુને તાહરા ખોવાબમા હરકત કરૂ છઉ, પણ હુ દલગીર છઉ કે માહરો ભેદ હુ કોઇ બીજા આગળ ખોલી શકતી નથી કારણ કે દાનાવ લોકોની એ નશીયત છે કે મસલત એવા માણસની લેની કે જે દુનીયાદારીની લાલચ અને લોભથી અલગ હોય, પણ આ જમાનામા આદમ જાત તો મતલબી હોય છે" પોપટે જવાબ દીધો કે " ઓ માલેકની, તુ જે કહે છે તે ખરેખર કહે છે, અને તુને તાહરા એશકના ગમની ફીકરમાં અને શોકની મેહેનતમા આ જમાનાએ નાખી છે તેથી હુ ખરેખર ઘણોજ દલગીર છઉ, પણ તુ એખનીજ એવી ગતની ગીરફતારીમાં નથી. હજરત આદમનો જીવ વજુદમાં આવયો તયારથીજ આદમ જાત લોભ અને લાલચમા ગીરફતાર હોવાથી તેની ઉપર રંજ અને શકતી પડતી આવેલી છે વાસને માહરી નશીયત તુને એ છે કે તાહરો છુપો ભેદ તુ વગર અજમાએસવાળા માણસ આગળ હરગીજ કહેતી ના વળી જયારે તુ તાહરા દોસતને ઘર જાય તયારે તુ ઘણીજ સાવચેત રેહેજે કે તયા તાહરી આસપાસ કોઈ તાહરો છુપો દુશમન નહીં હોય. અને જો હોય ને તે તાહરી સાથે દુશમનાઇથી ચાલે તો તુને ઘટેચ કે તેમાથી પેલા બરાહમણની ઓરત મીઆને કોઇ તદબીરથી છુટી આવજે." ખુજશતેએ પુછયુ કે ને બગરમણની ઓરતની શુ વાત છે, જેથી પોપટે તે વાત કહેવા માંડી.

[દાસતાન પચીસમું.]

## બનારસનો પાદશાહી મોર.

બનારસ શેહેરમાં મોરૂપંત નામે એક બરાહમણ રેહતો હતો અને તેને પદમાવતી નામે એક ઘણીજ જુવાન અને ખુબસુરત ઓરત હતી; પણ કમનસીબથી તેને પેટે કંઇ ફરજંદ નહીં હતું તેથી તે હરદમ ફીકરમંદ હતો. લોકોનાં વધારે ફરજંદો જોઇ તેઓ તરફ તે અદેખાઇની આંખે જોતો હતો, અને ફરજંદ મેલવવાને તે તરેહવાર વેહેમ ભરેલા ઉપાયો કરતો હતો. દાનાવોની તો નશીયત એ છે કે "દોલત કાંઇ માંગવાથી મલે નહીં; જુવાની કંઇ નેક બખતીથી મલે નહીં, અને મકર કરવાથી કંઇ ફરજંદ મલે નહીં." તેથી તે જ્યારે તેવા વેહેમ ભરેલા ઉપાયો કરવાથી આખરે આજેજ થયો, તયારે બીજા સીધા ઉપાયો લેવા લાગો. તે પાક પરવરદેગારની ખરી જીગરની બંદગી, એ ફરજંદ મેલવવાનો સઉથી મોતેબર ઉપાય છે, જેથી તે રાત અને દીન એક ચીત લગાડી ખોદાની બંદગીમાં મશગુલ થયો. આ મુજબ કેટલાક દીવસ પસાર થયા પછી તે શેહેરમાં એક કામેલ હકીમ આવી લાગો, જે પોતાનાં એલમમાં એવો તો ખબરદાર હતો કે તે હવાનું પાણી અને પાંણીની હવા બનાવી શકતો હતો. આએ તબીબની ખબરદારીની ખબર થતાંજ મોરૂપંત તેની આગલ ગયો અને પોતાની જે મોરાદ હતી તે તેની આગલ કહી સંભલાવી. આ તબીબે મોરૂપંતને એક દવા આપી અને કહયું કે તે દવા મોરના પીત્તામાં મેલવીને તેની ઓરતને ખવાડવાથી તેણીને ફરજંદ થશે. પણ હવે મોરને કયાંથી પેદા કરવો! કારણ કે તે શેહેરમાં ફકત એક પાદશાહના મોર શીવાય બીજો મોર મલી શકે એમ નહીં હતું. તોબી આ બરાહમણ એક ફરજંદ મેલવવાને એટલો તો આરજુમંદ હતો કે કોઇ પણ ઉપાય કરવાને તેણે બાકી રાખયા હતા નહીં, જેથી આએ ઉપાય પણ કામે લગાડવાને તેનાંથી બને તેટલી કોશેશ તે કરતો હતો.

જ્યારે મોર કેમે મલી નહીંજ શકયો તયારે હવે તેણે પોતાની નજર પેલા પાદશાહી મોર ઉપર ફેરવી. તે કોઈ તદબીરથી તેને પકડવાની રાહા જોતો હતો, તેવાંમાં બનાવ એવો બનયો કે એક દીવસે તે મોર શેહેરની રચણા જોતાં જોતો આએ બરાહમણનાં ઘરમાં આવી લાગો. પદમાવંતીએ તેને પકડયો, અને તેનો પીત્તો કાહડીને તેમાં પેલા તબીબનું ઓશડ મેલવીને ખાધું. એક વરશ પુરૂ નહીં થયું તેટલાં તો પેલા તબીબનાં કેહેવા મુજબ આ પદમાવંતીને પેટે એક ખુબ્સુરત બેટાનો જનમ થયો!

હવે જ્યારે બનારસના પાદશાહે ઘણાક દીવસ સુધી પોતાના મોરને નહીં જોયો તયારે તેણે ઘણી સોધ કરાવી, પણ ફોકટ. અંતે તેણે શેહેરમાં ઢંઢેરો પીટાવયો કે જે કોઈ એ મોરને સોધી આપશે અથવા તે વીશે ખબર આપશે તેને તે મોરના વજનનું સોનું આપવામાં આવશે, અને તે શીવાય બીજું ઈનામ પણ મલશે.

આ બરાહમણની એક આશના હતી તે હર વખતે તેણીની આગલ આવજા કરતી હતી. એક દીવસે વાત ઉપરથી વાત નીકલતાં પેલી બરાહમણીથી બોલાઈ ગયુ કે પાદશાહાનાં મોરનાં પીત્તામાં દવા ખાધાથી તેણીને હમેલ રહયા હતા, અને આ ફરજંદ તે તેનીજ કરામત છે. બીજે દીવસે આફતાબ રોશન થતાંજ પેલી બરાહમણીની આશના પેલું સોનું મેલવવાની લાલચે પોતાની આશનાઈ ઉપર નજર નહીં કરતાં, બેમરવતીના મોજાં પેહેરી મકરની ચાદર શીરપર હોઢી પાદશાહા આગલ ગઈ, અને મોર વીશેની સઘલી હકીકત તેને કહી. પણ પાદશાહા અદલ ઈનસાફનો ખાવીંદ અને ઘણો શયાણો હતો, તેથી તેણે આએ ઓરતનાં બોલવા ઉપર કાંઈજ ઈતબાર નાખયો નહીં. તે એવુ સહમજતો હતો કે એક ઓરતના કેહેવા ઉપરથી એક બરાહમણી ઓરતનો જાંન લેવો સજાવાર નથી. તેણે પેલી ઓરતને કહયુ કે "જો તાહરૂં બોલવુ રાસત અને દરૂસત હોય તો

તેની સચાઇમાં તું તાહરી સાથે માહરા બે આદમીઓને લઈ જાં, અને તેઓને એક જગો ઉપર છુપાવી તેઓ સાંભલે તેમ ફરીથી તે બરાહમણી પાસે કાંઈ તદબીરથી કબુલ કરાવ કે તે મોર તેણેજ મારયો છે. જો આ બેઉ માણસો મહને આવીને તે વાતની સચાઇ ખરી કરી આપે તો પછા તેણીને સજા કરવાને માહરો ધનસાફ તઇયાર છે." પાદશાહાનાં હુકમ મુજબ પેલી ઓરતે પેલા બેઉ મરદોને પોતાનાં ઘરમાં લાવી તેઓને બે જુદી જુદી પેટીઓમાં કમજ કીધા, અને પોતે પેલી બરાહમણીને કેટલાક ફરેબથી પોતાને ઘેર બોલાવવામાં ફતેહમંદ થઇ. તે બોલી કે "ઓ બેહેન, થોડાક દીવસ હું કાંઇ કામને વાસતે બાહાર જાઉંછું, પણ આ બે પેટીમાં અનામત છે તેને વાસતે મહને કોઈબીજાં ઉપર વીસવાસ નથી આવતો, તેથી હું ધારૂચ કે હું જયાં સુધી પાછી આવું તયાં સુધી તું તે ઉપર તાહરી નીગાહ રાખશે." એટલું કહીને તેણે પેલી પાદશાહનાં મોરની વાત પાછી કાહાડી અને તે વીશે ફરી ફરીને તેણીને પુછવા લાગી. પણ પાદશાહાનાં ઢંઢેરા પછી પદમાવંતીને હરદમ વધારે ને વધારે ધાસતી હતી, અને તે દીવસે પોતાની આશનાને કહી દેવાથી પણ તે પસતાતી હતી; તેમાં વલી જયારે આ ફરેબબાજ ઓરત તેણીને તે વાત ફરી ફરીને પુછવા લાગી તયારે તો તેણીને પુરોજ શક આરયો, તેથી તેણે આ ફાંદામાંથી છુટવા માટે નીચે મુજબ જવાબ આપયો:—"ઓ બેહેન, તું શું એ વાત ખરી માને છે? એ તો મેં સવપનો જોયો હતો કે ગોયા જાંણે મેં રાજાનો મોર મારો તેના પીત્તામાં દવા મેલવીને ખાધાથી મહને હંમેસ રહયા. શું તું દેવાની થઇ છે? હું, જેને એકખી છવ મારવાની ધરમથી મનાઈ—એક માંખને મારવાની માહરાંમાં શકતી નહીં—તે એક રાજાના મોરને મારૂં?, વલી તે સાથે બરાહમણની જાતથી માંસમનો આહાર કેમ થઇ શકે? એ વાત બનવી અકલથીજ દુર છે." આએ વાત સાંભલી પેલી આશના ફીકરમંદ થઇ. પણ તેણીના કેવા હાલ થયા તે જુઓ

જેથી પેની અરાહમણી બાહાર ગઇ કે પેની પેટીમાથી પેના પ ત્શાહાના અ ત્મીઓ બાહાર નીકળ્યા અને આ ચુગલીખોર ઓરતને પાદશાહ પાસે લઈ જઇને તેઓએ જે સાભળ્યુ તે કહ્યુ, જેથી પા શાહ તે ઓરતની ઉપર ઘણોજ ખફા થયો, અને તેણીને વતનથી બે વતન કીધી

---

આએ વાત સાંભળી ખુજશનેએ પોપટનુ અહેશાન મા નયુ, અને તે બોલી કે "પેની બરાહમણીએ પોતાના છુપી લે પોતાની આશાના આગળ કરવાથી આટલુ બધુ થયુ પણ તોબી પેની ઓરત કેવી તદબીરથી મોહોતના પંજામાથી છુટી ગઈ ' વાસ્તે, ઓ પખેરૂની જાતના દાનાવ હકીમ, મહેરબાની ઘરેચકે મુશીબતની વખતે એજ મીસાલે તદબીરથી છુટી જાઉ અને તે તદબીરો સઘળી હુ તાહરાથી શીખુ છઉ તેથી હુ ખઇ તાહારા થોડા એહેશાનમાં નથી " એટલુ કહી ને ઉઠીને બાહાર જાત શુ—ખામદાદની કુદરત આફતાબના સુનેરી સલ મને આ દનીયાના તકતા ઉપર મુબારકબાદી આપવાને હવ મતી રહી હતી, જેથી ખુજશને પાછી પોતાનો સણગાર ઉતારી જાગતાર આસાએમ લેવાને પોતાનાં દેવાનખાનામા ગઇ

---

## રાત વીસમી.

---

જ્યારે મગરેબનો વખત થયો ત્યારે ખુજશને પોપટ આગળ જઇ કેહેવા લાગી કે "ઓ નચીંતાઇ ભરેલા દુરઅંદેશ પોપટ, તુને માહારી ચીતા અને અંદેશાની કઇજ ખબર નથી માહરા સાંભળવામા એવુ આવેલું છે કે અસલ આએજ શેહેરમા એક મરદ રેહેતો હતો તે પોતાની એક આખ મીચી અને બીજી બંધ રાખતો હતો જ્યારે કોઇ તેનુ કારણ પુછતુ ત્યારે તે એવો જવાબ દેતો હતો કે તેનો એક અજબ દા

સત એક વાર સફર જવા નીકલયો તયારે તેને રૂખસદ કરતી વખતે તેની એક આંખમાંથી જુદાઈનાં આંસુ જારી થયાં, પણ બીજી આંખમાંથી આંસુ નહીં પડયાં, તેથી જે આંખમાંથી આંસુ જારી થયાં હતાં તે આંખ તે ખોલી રાખે છે, અને બીજીને બંધ રાખે છે. જયારે એ બંધ આંખે તેની સાથે મલીને તેના દોસતને રૂખસદ કરતી વખતે જરા ગમખી નહીં બતાવ્યો તેથી તેનેમી ધરેચ કે તેને દુનીયાંની રોશની અને મજાહ નહીં દેખાડે. આ મુજબ તેણે છ વરસ સુધી પોતાની એક આંખ બંધ રાખી હતી. માટે, ઓ પોપટ, જો તુબી માહારી ગમગીનીમાં મહને મદદ નહીં કરશે તો તાહરૂ મોહોડુ મહને પણ જોવાને ઘટે નહીં." પણ પોપટ કંઇ જવાબ દેવામાં કાચો નહીં હતો તેણે જવાબ દીધો કે "ઓ ખુજસ્તે. ખરે પશાર શું છે તેનો એક કતરોબી તાહરા જીગરમાં હું બીલકુલ જોતો નથી. ફકત તું જુઠુ બોહોતાન માહરી ઉપર મુકે છે. જો તાહરામાં ખરેખરી મોહોબતજ હોય તો આજ કેટલીક રાતો થઇ ફકત માહરી વાતો સાંભલવા જે તું આવે છે તે તુ કદી આવતે નહીં. અવલથીજ મે તુને કોઈબી વખતે તાહરી મોગાદનુ ફલ ચાખવાથી કદી અટકાવીજ નથી, અને હજુબી હું તુને જવા માટે ના કેહેતો નથી, પણ હવે માહરી ખાતર જમે થઇ કે તું તાહરી અસલ બુનીયાદ ઉપર જાય છે. તાહરી અસલ બુનીયાદ કોઈ એકીનદારથી હોવી જોઇએ, કારણકે તું પેલા પહેરેજગાર પણ બેઅકલ મરદની બેટીની માફક એક બુરાં કામમાં એકદમ તુટી પડવાથી કરીને ખોદાના સાચા મારગ ઉપર ચાલવાનો કમદ કરે છે." પોપટના આએ એવો સાંભલી ખુજસ્તેનું દીલ ગુમગાહી ભરેલું થયું અને તેણીએ પોપટ આગલ જાંણવા માંગયું કે તેની તોબામ કોણ પહેરેજગાર ખાનવાના મરદના જેવાં ખાનદાનથી છે; જેથી પોપટે બોલવા માંડયું કે

[ દાસતાન છત્રીસમું ]

## પહેરેજગાર મરદની પહેરેજગાર બેટી.

એક શેહેરની અંદર એક પહેરેજગાર મરદ રેહતો હતો તે પાક પરવરદેગારની બંદગીમાં હંમેશાં મશગુલ રેહતો હતો. ધરમ ઉપર તેનુ દીલ એવું તો ચુસત હતુ કે દુનીયાંદારીની બીજી અકલ તેનામાં કોતા થઇ પડી હતી. આ મરદને ખોદાની નવાજેસથી એક બેટો અને એક બેટીનાં ફરજંદ હતાં. એવુ બનયુ કે જયારે પેલી બેટી ઉમરમાં આવી અને તેણીનુ જોબન દાડમની મીસાલે ખીલવા લાગુ, ત્યારે આ પહેરેજગાર મરદે મક્કે હજ કરવા જવાનો કસદ કીધો. પણ તેણે જોયુ કે છોકરીની જાતને લાંબો વખત સુધી એખવી રાખવી નહીં જોઇએ, તેથી પોતે હજ જવાને રૂખશત લેતી વખતે પોતાની ઓરતને અને પોતાના બેટાને એવુ ફરમાવીઉ કે તે હજ કરીને આવે તે આગમચ કોઇ સારા મરદને શોધી કાહડીને તે છોકરીની શાદી કરી આપવી. હજ કરવાનુ કામ એવુ તો બીકટ છે, અને રસતામાં એટલી તો રંજ અને આફતો છે, કે કેટલીક વખતે તયાંથી જીવતાં પાછુ ફરવુ મુશકીલ થઈ પડે છે, અને વલી છોકરીની જાત પોતાના ખસમને ઘર રહેલી ભલી કે નહીં તો તેણીને ગોર ભલી, વાસતે તેઓએ તેના આવવાની રાહા જોવી નહીં, પણ પોતાને મનથી સારૂ ઠેકાણું જોઇ તેણીના નેકા કરી આપવા—એવો સખત હુકમ કરીને તેણે હજનો રસતો પકડયો. મક્કામા હજ કરી પાછો ફરતાં તેને ઘણાક લોકો સાથે દોસતી થઇ, જેમાં એક જુવાંન અને ઘણોજ ખુબસુરત મરદ પણ હતો આ પહેરેજગારે વીચાર કીધો કે તેનો છોકરી શાદીને લાયકનીબી થયલી છે, અને આ મરદબી કોઇ બુનીયાદનુ ફરજંદ માલમ પડે છે, તેથી તે મરદને આએ હાજીએ પોતાની બેટી શાદીમાં આપવાનુ કબુલ કરીને તે મરદને પોતાના દામાદ કરીને લાંબી મુસાફરીની સફર કરાવી તે પોતાની સાથે

પોતાને ઘેર બોલાવી લાવયો.—હવે જેવો આ હાજી પોતાની ઓરત અને બેટાને તેની છોકરીની શાદી કરી આપવા ફરમાવીને હજ કરવા બાહાર પડયો હતો, તેવોજ બીજી તરફથી પેલો છોકરો પણ કોઈ બીજી મુસાફરીએ નીકલયો હતો; અને ત્યાં રસતામાં તેને એક કાબેલ જુવાંન સાથ દોસતી થવાથી તેણે પણ પોતાની બેહેનને તે મરદને સાદીમાં આપવાની કબુલાત આપી તે પોતાની સાથે પોતાને ઘર બોલાવી લાવયો. પણ પેલી હજથી તે છોકરીનો બાપ અને મુસાફરીથી તે છોકરીનો ભાઇ પાછા ફરે તે આગમચ તે છોકરીની માએ પોતાના પહરેજગાર ખાવીંદની' નશીયત મુજબ એક દોલતવાંન મરદ સાથ તે છોકરીનાં નેકા તો કરીબી આપયા હતા. ઘર ધણી પોતાનાં વચન આપેલા દામાદને અને છોકરો પોતાના વચન આપેલા બંધેવીને લઇને જયારે ઘરમાં આવ્યા, અને જયારે તેઓએ જોયું કે છોકરીનો ખાવીંદ તો ઘરમાં એક બીજોજ ધણી છે, ત્યારે તેઓની અજાયબી, તેઓના ઘભરાટ અને તેઓની એકમીજાં ઉપર ખફગીનો કંઈ પાર રહયો નહીં.' હવે ત્રણ જમાઇઓ વચે ફેસાદ ઉડયો: તેઓ એક બીજાની ખુનીયાદી, દોલત અને ચાલાકી વીશે શક બતાવા લાગા, અને તેમાંથી તેઓના ફેસાદ એટલો વધી ગયો કે તે વાત શેહેરનાં સરવે લોકોનાં જાણુવામાં આવી. આ બનાવથી પેલી છોકરીને એટલીતો બેચેની અને અંદેશો પેદા થયો કે ફીકરમાંને ફીકરમાં તે સખત આજારી પડી, અને એક દીવસે તે આવી હાલતમાંજ બેહોંશ લોથ થઈ પડી. તેણીને મરણ પામેલી સમજી કબ્રસતાંનમાં દફનાવામાં આવી, જે વખતે જાહેરમાં તેણીનો બાપ જારજાર રડતો હતો, પણુ બાતેનમાં તે ખુશી થતો હતો, કારણ કે તે હવે એમ સમજતો હતો કે તેણીના મુવાથી તેના ત્રણે જમાઇઓ વચેનો લાંબો વખતનો જઘડો નરંમ પડી જશે, એટલુંજ નહીં, પણ વલી લોકોની શરમ અને ભયથી તેનો છુટકારો થશે.

જ્યારે રાતનો વખત થયો ત્યારે પેલા ત્રણડે જમાઇઓ પોતાની ઓરતની કબર આગલ જઇને માહિતમ અને જારી કરવા લાગા. આ ત્રણની અંદર આ વખતે એક જમાઇને એટલુંતો લાગી આવ્યું કે તેનો વીચાર પેલી છોકરીને એકવાર ફરીથી શેનજદો કરવાનો થયો; જેથી તેણે પેલી કબરને પાછી ખોદી અને તેણીની લાસને બાહાર કાહાડી. આ વખતે તેના બીજા હરીફને શક આવ્યો તેથી તેણે જ્યારે પેલી છોકરીને વધારે તપાસીને જોઈ તયારે તેને માલમ પડયું કે આ છોકરીમાં હજી જીવ છે! ફકત ગમગીનીની અને ભુખથી તેણીની હીલચાલ બંધ થઇ પડી હતી. તેણે તે છોકરીને હોસમાં લાવવાની તદબીર ચલાવવા માંડી, જેમાં તે ફતેહ પાંમયો—તે છોકરી આસતે આસતે હીલચાલ કરવા લાગી, અને જરાવારમાં તેણીને ઉઠીને બેસવાની તાકાત આવી! જ્યારે તેણીને જીવતી થઇ પાછી પોતાનાં ઘરમાં આવેલી જાંણી તયારે તેણીનાં સગાંવાહાલાં અને આખું શેહેર અજાએબીમા ગરકાવ થયું. પણ આએ ખુશાલી પલવારની હતી, કારણ કે પેલા ત્રણડે જમાઇઓ પાછા પોતાનો હક ખરો કરવાનો ફેસાદ મચાવા લાગા. આ જઘડો જ્યારે ઘણોજ લાંબો વધયો તયારે પેલી છોકરી ઘણી હેરાંન થઇ, અને પોતાની હાલત ઉપર અફસોસ કરી કેહેવા લાગી કે "ખોદાએ માહારા નસીબમાં એવુંજ સરજાવેલું હશે કે આદમજાતને જુવાનીનું સરવેમાં સરસથી સરસ સુખ ભોગવયા વગર હું એમજ બેનશીબ રહું. તોપણ ખોદાની ખીદમતમાં જીંદગી ગુજારવા કરતાં બીજુ વધારે ઉમદા કાંમ શું છે?" એટલું કહી તે એબાદતઘામાં ગઇ, પોતાનો સંસારી સાહેઓ ઉતારી ફકીરી સાહેઓ આમેજ કીધો, અને તયાર પછીની તેણીની આખી જીંદગી તેણીએ તે બારેહકતાલાની બંદગીમાં ગુજારી. આ રીતે પેલા ત્રણડે જમાઇઓ પસતાઇને પોત પોતાને રસતે પાછા ગયા, અને એક લાંબા મીનાકેસાનો ટુકમાં અંત આવયો.

---

આએ વાત પુરી થયા પછી ખુજશતેએ ચાહયું કે તે પોતાનું મોહોડું પોતાનાં આશનાવનાં ઘર તરફ ફેરવે, પણ આફતાબ ધંધાદારીઓના પોકાર સાથ બાહાર પડયો, અને ખુજશતેનુ જવું આજે પણ આવતી મગરેબ ઉપર મુલતવી રાખવામાં આવયું.

## રાત એકવીસમી.

---

જ્યારે રાતનો વખત થયો તયારે ખુંજરાતે પોતાના હંમેશના રાખેતા મુજબ પોપટ આગલ પોતાના યાર પાસે જવાની રજા માંગવા આવી. તે બોલી કે "ઓ એલમની પુછ, તાહરી નજીદીક પેદરપે આવવાથી જો કે હું નીરાસ થઇ છઉં તોપણ તુને માહરી ઉપર જરાબી કદર નથી આવતી. અરે! હુ એવું ચાહુંચ કે માહરા જેવી હાલતમાં તુ આવી પડયો હતે તો તુંને માલમ પડતે કે માહારા જીગરમાં આગનાં કેટલા સોહેલા ઉઠે છે. માહરૂ દીલ મોહોબતની બીમારીમાં પડેલુછે અને તું બેફીકર હાલતમાં છે એટલે તું માહારી કદરને શુ જાણે! જો કે હું કેટલા કેટલા દીવસ થયા તાહરી રજા માંગવા આવુંછું તે છતાં તેં એક દીવસેબી માહરી મોરાદમાં મહને ફાવવા દીધી નથી, કે તે કાંમમાં તે મદદ કીધી નથી." પોપટે જવાબ દીધો કે "ઓ ખુનજરશને, તાહારા ગુસ્સા ભરેલા સખુનો મહને તેજ તલવારની મીસાલે જખમી કરે છે. તું જાણતો ખરી કે તલવારનો જખમ એકબારગી રૂજાઈ જાયછે, લેકીન આદમજાતના બુરા સખુનોનો ઘા જનમ સુધી રૂજાતો નથી. તેવા બુરા સખુનો એકવાર મોહોડામાંથી બાહાર પડયા તે પાછા લેવાતા નથી. એજ મુજબ તોહરા સખુનોછે, અને તે જો કે હું મનમાં લાવતો નથી, તોપણ તુને ખબર નથી કે તાહરી મહને કેટલી ફીકર છે, અને માહરા દીદાને તાહરે વાસ્તે હું દર રોજ કેમ રજો કરૂં છઉં. અગરજો તું તાહારા દોસ્તને ઘેર જવાનો ઇરાદો ગખતી હોય તો જા, આએજ વખત ઘણો મુબારક છે. પણ જો, વધારે લોભ કરતી ના—દરેક મઝહબમાં લોભ કરવું મોટા પાપનું કાંમ છે. અને જો કદાચ તેં લોભ કીધો તો એમ ખાતર જમે રાખજે કે તાહરા હાલ પેલા બગદાદના જેવા થશે." ખુનજશનેએ પુછયું કે તે બગદાદના હાલ કેવા થયા હતા? પોપટે જવાબ દીધો કે, સાંભળ.

[દાસતાન સતાવીસમું.]

## લોભી બરાહમણ.

'ગુજરાત પ્રાંતની અંદર અમદાવાદ શેહેરમાં અસલ એક બરાહમણ રેહેનો હતો. તે દોલતમાં પેહેલાં તો ભરપુર હતો, પણ આસમાંનની ગીરદશથી પાછલથી તે એટલો તો બતંગ હાલતમાં આવી લાગો કે તેની ઉપર ખરેખરો ભુખમરો પડવા લાગો, જેથી તે ભીખારી થઇ એક જગાથી બીજી જગાએ એમથી તેમ ભટકવા લાગો. આ બરાહમણ પોતે શેયાંણો હતો તેથી તે સમજતો હતો કે માણસજાત ઉપર જયારે મુફલેસી અને ગીરદશ આવી પડે છે તયારે એકદમ આવી પડે છે, પણ તેથી હારી જવું નહીં જોઇએ. તવંગર હોય તે મુફલેસ થાય છે અને મુફલેસ તવંગર થઇ જાય છે, એવો આ જમાનાંનો દોર છે. આ મુજબ ભટકતાં ભટકતાં એક દીવસે તે એક એવાં તો મોટાં બીઆબાંન જંગલમાં જઇ લાગો કે જયાં હેવાંનો અને પસુ-પક્ષીઓ શીવાય બીજા કોઇ માણસજાતનો વાસો હોય એવું કસું નજરે નહીં આવતું હતુ. ભુખ અને પેઆસે તેની ઉપર મજબુત ગલઓ કીધો હતો, અને વાખાનો મારયો તે કાંઇ ખોરાક નહીં તો પાંણીનો ચસમો હોય તો તેનીબી સોધ કરતો હતો. એમ કરતાં દુરથી તેને એક પાંણીનો ચસમો માલમ પડયો, જેથી ખુશી થતો તે તેની આગલ ચાલયો, પણ જોય શુ કે તે ચસમાંનાં કીનારા આગલ એક પાદશાહી વાઘ બેઠલો છે, અને તેની પાસે તેની ખીદમતમાં તેનાં વજીર તરીકે એક સાંબર અને એક હરણ ઉભેલાં છે. આ દેખાવ જોઇ બરાહમણે હવે પોતાનાં જાનની સલાંમતીની આશા છોડી, કારણ કે તેણે એવું વીચારયું કે "જો હું પાછો ફરૂં તો માહરામાં દોડવાની તાકત નથી કે તે વાઘને પાછલ પાડી હું આગલ નીકલી જાઉં; અને જો તેની આગલ જાઉ, કે અહીંયાં ઉભોબી રહું, તો ગોયા હાથે કરીને મગરનાં મોહડાંમાં જઇ ફસવા બરોબર છે." આએ રીતના વીચારમાં તે ઉભો છે તેવામાં પેલાં હરણ અને સાંમરની નજર તે

ની ઉપર પડી, જેથી તેઓ વીચાર કરવા લાગાં કે "આએ આદમી કોઇ પોતાના જીવથી કંટાલીને હાથે કરીને અહીયાં મરવા આવયો છે. પણ આપણી વજીરાતમાં એક આદમનું ખુન આ જગોએ રેડાય એ આપણને મુનાસેબ નથી. વાસતે વાઘની નજર એની ઉપર પડે તે પેહલાં કોઇ તદબીર સોધીને વાઘથી એના જાન બચાવીએ." તેઓ વાઘને સેજદો કરીને કહેવા લાગા કે "એ દરંદાં જાનવરોના પાદશાહ, આલમની ચારે બાજુએ તાહરી ખુબીના આવાજો એટલા તો આશકારા થયા છે કે તે સાંભલીને આદમજાત વટીક તાહરી પનાહ માંગવાને આ જંગલમાં આવે છે. આ જંગલની અંદર પેલી બાજુથી એક બરાહમણ આવીને ઉભો છે, પણ તાહારી દરબાહનો દબદબો જોઇને તે તદ્દન થંભ થઇ રહયોછે—તાહારી આગલ આવવાની તેનામાં જરાબી હીમત નથી. અગર પાદશાહ જો અમોને હોકમ આપે તો અમો તેને તાહરી દરગાહમાં બોલાવી લાવીએ કે જેથી તે આવીને તાહરી કદમબોશી કરે." આ આફરીનથી વાઘનું દીલ ખુશ થઈ ગયું અને તેણે લાગલોજ તે બરાહમણને પોતાની પાસે બોલાવી લાવવાનો હુકમ કીધો. આ બેઉ દાના અને પાકદીલ જાનવરોની મેહેરબાનીથી પેલો બરાહમણ તે વાઘની નજદીક વગર ડરે અને તેને આગલથી આપેલી તદબીર મુજબ આવીને નમયો. આ વાઘે બીજા વજીરોની કારકીરદીમાં આગલ ઘણાંએક સોદાગરો અને મુસાફરોને આ જંગલમાં બેજાન કીધા હતા, જેઓનો

રતી રીતે લોભી હોય છે અને તેઓની લાલચનો સુમાર હોતોજ નથી, તેથી તેણે થોડાક દીવસ ગયા પછી પેલાં જંગલમાં જઈ બીજી દોલત મેલવવાનો કસદ કીધો. જયારે તે પાછો પેલા વાઘના જંગલમાં ગયો તયારે તે વાઘની ખીદમતમાં વરૂ અને કોહોલાની વજીરાતનો વખત હતો, તેથી તે બેઉ લુચાં અને નાપાક જાનવરોએ બરાહમણને વાઘની નજદીક લઇ જઇને પોતાની ખુશામતીયા જીભ હીલવવી શરૂ કીધી. તેઓએ કહ્યુ કે "ઇનિસાંન છે તે આવોબી બેદરકાર છે કે એકદમ બેઅદબ થઇ પાદશાહાની દરગાહમાં વગર બીહીકે ચાલી આવે છે અને જરાબી મરતબો કરતો નથી. જો આએજ મુજબ આપણો દબદબો અને કાંનુન તુટે તો પછી આપણી પાદશાહી શું કામની? હંમેશાં જાંનવરોનાં ટોલામાં આદમીઓની વસતીથી ઘણો ફીસાદ ઉઠે છે અને આદમીઓની દોસતીથી આપણને કંઈ થોડું ખમવું પડતું નથી. માટે આદમજાતનો તો આ દરગાહમાં પગદંડોજ નહીં રેહેવો જોઇએ." જયારે વાઘે પેલા ફરેબબાજ વજીરોથી આએ રીતનાં સખુનો સાંભલયા, તયારે વાઘના ગુસ્સાનો કંઇ પાર રહયો નહીં. તે એક ભયંકર બરાડ મારી ઉભો થયો અને તેજ વખતે ચાહયું કે પેલા બરાહમણને પકડીને તેના હાડકાંનો ખીમો બનાવી દે, પણ બરાહમણ આ વખતે તદબીરથી એક ઝાડ ઉપર ચહડી બેઠો. પેલા વજીરોએ વાઘને ફરીથી સમજાવી તે ઝાડની નીચે લાવી ઉભો રાખયો કે જેવો તે બરાહમણ નીચે ઉતરે તેવો તેને જીવતો રાખવો નહીં. વાઘ આ મુજબ તે બરાહમણને નીચે ઉતરવાની રાહા જોય છે તેવામાં દુરથી પેલું હરણ અને સાંબર જેઓ આ સઘલો ચારો જોયા કરતાં હતાં તેઓ આવી લાગાં. તેઓએ મનમાં વીચાર કીધો કે "એ પરવરદગાર! બરાહમણોની જાતમાં કેટલો લોભ છે કે જે પોતાની લાલચને વાસતે પોતાનાં જાંનની ખોવારી કરવાને ફરીથી આ જંગલમાં આવવાને જરાબી ડરતો નથી. જો કે એક વખત તો તેનો જાન બચાવી દરવવાન કીધો, તો તેતોછ

વળી ફરીથી તે લાલચથી મોહોતનાં ફંદામાં આવી સપડાયો છે; લેકીન કંઈ ફીકર નહીં." તેઓ બંને વાઘની નજદીક આવયા. અને પોતાની હંમેશની સીફતથી નમીને ધીરજથી વાઘને સમજાવયો કે "એ પાદશાહ, આએ બરાંહમણ અમારી નજરમાં કોઇ વફાદાર માલમ પડે છે, કારણ કે તેં એને જે દોલત આપી તેનો બદલો વાલી આપવાને તાહારી તારીફને આદમજાતમાં જાબજા ફેલાવી હવે તે પરંદાં જાંનવરોમાં તાહારી ખુબી સંભલાવવા આ ઝાડ ઉપર ચહડયો છે. આ મુજબ તાહારી નેકનામી આએ આદમજાતથી ચોતરફ હવે ફેલાવામાં કંઇ બાકી રેહેવાનું નથી. તે પરંદામાં તાહરી સીફતની વાતો કરે છે." આ નેક વછેરોનાં આ મુજબ સમજાવયાથી તે વાઘનો ગુસ્સાનો આતશ ઘડો પડયો તેથી તે પેલાં ઝાડ નીચેથી પાછો ફરયો અને પોતાનાં મુકામ ઉપર ગયો. આ જોઇ બરાંહમણ તે ઝાડ ઉપરથી નીચે ઉતરયો, અને એવી ચાનક પકડી કે ફરીથી લોભ કરવાનું તે ભુલી ગયો.

---

"માટે, એ ખુજસ્તે, આએ કામ પણ એવુંછે કે તેમાં લાલચ કરવાથી આફેબત રૂસવા થવું પડે છે, અને એવી રીતે લખો અને કરોડો આશક-માશુકો તેઓની આંખો ઉપર મોહોબતના પરદા ફરીવલવાથી અંધલાં બની લોભમાં પડવાથી ખાનાખરાબીની ફોજે પોહોચયાછે. તેથી તાહારે પણ ઘટે છે કે વધારે લોભ કરવો નહીં. જા એવી રીતે ચાલજે કે જેથી તુને તેમજ મહને પાછલથી પશેમાન થવું પડે નહીં. હવે તું સીતાબ ચાલી જા." એમ કહી પોપટે તેણીને રજા આપી, પણ ફેહેટ. તે હછનો ઉઠીને પોતાનું મોહો પોતાના દીલદારનાં ઘર તરફ ફેરવે તેટલાં તો બામદાદનો નુરી ફરેસનો મુરગનાં પોકાર સાથે બાહાર પડયો, જેથી તેણીનું જવું ઢીલમાં પડયું.

---

## રાત બાવીસમી.

મગરેબનો વખત થયો, અને રાબેતા મુજબ ખુજશતે પોપટ આગલ ગઇ. તેણીએ પોતાનું તમામ દુઃખ વલી પાછું પોપટ આગલ જાહેર કીધું અને પોપટને ઠપકો આપવા લાગી. તે બોલી કે હવે જો પોપટ રજા નહીં આપશે તો તે એકદમ પોતાની હાલત બદલીને આ દુનીયાંદારી છોડી દઇ બીજો મારગ પકડશે. આ ઉપરથી પોપટે જવાબ દીધો કે "એ ઘરની માલેકની, તે જે સખુંનો કહયા તે રાસત અને દરૂસત છે. જીવેલું તયારેજ કાંમનુ કે જયારે પોતાની જીંદગીનાં દીવસો રાસતોની સોબતમાં ગુજરે. પણ અફસોસ કે તુ પોતેજ તાહરે હાથે દુઃખનો દરવાજો ખોલી રાએતની કોલાહ તાહારા શીર ઉપર મુકે છે. સબુરી, જે મોહોબતનાં કાંમની દુશમન છે, તે તો તું છોડતી નથી, એટલે પછી તાહરી ઉપર તેનું દુઃખ આવી પડે તો તેમાં માહારો વાંક નથી. તાહરામાં મોહોબતની અદબ આદાબ તો બીલકુલ દેખાતી નથી અને તેથી પછી તુ પેલા અમીરની ઓરતની માફક રૂસવા થઇ પડે તેની મહને મોટી ધાસતી છે." તે વાત કેવી છે તે જાંણવા માંગયાથી પોપટે ખુજશતેને તે નીચે મુજબ કહી સંભલાવી.

[દાસતાન અઠાવીસમુ.]

### એક હસમુખો મરદ.

કેરમાંન શેહેરની અંદર એક જમાનામાં એક મોટા દબદબા વાલો અમીર અમલ ચલાવતો હતો, જેની પાસે લશકર, દોલત, અસબાબ, વગેરેનો કઇ સુમાર નહી હતો, અને સાગ નસીબે તેની ઓરતની ખુબસુરતી પણ તે અમીરના દબદબાને જેબ આપનારી હતી. આ અમીરનો એક હસમુખો દામન હતો, જે કેરમાન શેહેરની પાસેનાં એક ગામડાંમાં રેહેતો હતો આ દેહાતનાંમાં એવી ખાશીયત હતી કે જયારે તે

કેરમાંનનાં અમીરની દરબારમાં કોઇ બીજા એલચીઓ અથવા અમીર ઉમરાવોની મીજલસ થતી હતી અથવા મોટા તેહવારો પડતા હતા, તયારે અમીર પોતાના હસમુખા દાસતને બોલાવી તેનાથી ગમત મેલવી પેલા દરબારીઓને ખુશી કરતો હતો. એક વખતે કેરમાનની દરબારમાં એમનની દરબારનાં કેટલાક અકલમંદ એલચીઓ આવયા, તેથી કેરમાની અમીરનો એવો વીચાર થયો કે તેઓને પોતાના દાસતની અજાયબ જેવી ખાશીયત બતાવી હેરત કરે. આ ઉપરથી તેણે તે દાસતને સેતાબ બોલાવી મંગાવયો, જેને કેરમાંન શેહેરમાં આવતાં રાહાનાં દરમયાંનમાં એક-શીહા હબસી મલયો. આ હબસી રસતામાં ચાલતાં બેહદ ખુશીમાં આવી એક દેવાનાં આદમીની મીસાલે નાચનો અને કુદતો હતો, અને જમીન ઉપર જોસથી પગ અફાડી તરેહવાર બદગુમાની શરોદ ગાતો હતો. આ રમુજ દેખાવ જોઇ પેલા હસમુખા મરદે તેને તેમ કરવાનું કારણ પુછયું, જેથી તે હબસીએ જવાબ દીધો કે "એ શયાંણાં મરદ, આજનો દીન માહરો એટલો ખુશી ખુશાલી ભરેલો છે તેનું કારણ એ છે કે આજે ઘણે દીવસે હું માહરી દીલબરને ઘર જાંઉ છઉં." પણ હસમુખાએ જયારે તેની દીલબર એવી તે કોણ છે તેનું નામ જાણવા માંગયું તયારે તે તો તેજ "અમીરનાં હસમુખા દાસતની ઓરત" નીકલી! વધારે ખાત્રી-કરવાને વાસતે જયારે આ હસમુખાએ પુછયું કે તે ઓરતને કેવી રીતે જઈ મલશે, તયારે તે હબસીએ જવાબ દીધો કે "અમીરની દરબારમાં એમનનાં-મુલકથી કેટલાક એલચીઓ આવયા છે, તેઓ કેટલાક દીવસ સુધી તયાં રેહેનાર છે, તેઓને ખુશી કરવાને અમીરે પોતાના હસમુખા દાસતને પોતાની દરબારમાં બોલાવયો છે, અને તેને જરૂર કરીને તે દરબારમાં કેટલાક દીવસ રેહેવું પડશે, એટલે તયાં સુધી હું બેફીકર તે હસમુખાની હસમુખી સાથ હસી બોલીને અમનમાં વખત ગુજારશ." હબસીનાં આ બેઅર કાટે એવા બોલોએ આ કારં-

તી હસતા મરદને ફીકરમંદ બનાવયો. નથી તેનાથી પોતે જાહેર થઇ પેલા હબસીને ઠપકો દેવાનો, કે નથી તેનાથી ઘેર આગલ પાછુ ફરાતું. અમીરનાં ફરમાનને માનતો આપવુંજ જોઇએ, અને પોને જાહેર પડે તો પોતાની આબરૂને હીનપસતી લગાડવા છતાં એક મસતીમાં આવેલા જહતુની આશકને કોઇ પણ રીતે તે અટકાવી શકનાર નહીં હતો; તેથી તે પોતાની છાતી ઉપર સબુરીની સેલ મુકી મુગે મોહોડે આગલ ચાલયો. તમામ દરબાર પુર દબદબામાં બીરાજેલી છે, અને તયાં હસમુખો દોસત આવી લાગો. અમીરે ચાહયું કે તે હસે અને પોતાના મોહોડામાંથી ફુલો ખેરવી પેલા એલચીઓને તે હેરત કરે, પણ તેનુ મગજ વીચારથી ભરપુર હતું, એટલું કે તે વીચારમાંને વીચારમાં તેને તાપ ચહડી આવી. જયારે આએ રીતનો હાલ અમીરે પોતાના દોસતનો જોયો તયારે તે સમજયો કે રાહાની મજલની થાકથી તેનુ દીલ કદાચ બેચેન થયું હોય તોબી શુ થયું. આ ભર મીજલસમાં તેનાં બોલને અપમાન થયું એવા વીચારથી તેને લાગયો હુકમ ફરમાવયો કે તેને બંધીખાંને લઇ જઈને કેદ કરે. હવે એવું બનયું કે જયારે રાતનો વખત થયો તયારે આ હસમુખા મરદને પોતાનાં બંધીખાનામાંથી એક દેખાવ નજરે આવયો. દીવસે બનેલા બનાવથી ઉદા તો તેને આ બંધીખાનાના મકાનમાં આવેજ કયાંથી? તે જાગતો હતો તેવામાં શુ જોય! તે અમીરની ઓરત એક માહાવત સાથ મોહોબતમાં પડેલી હતી. જયારે અમીર પોતાનાં એલચીઓને મેહેલનાં એક ભાગ ઉપર તહેરેવાર રગ રાગથી ખુશી કરવાનાં કામમાં મશગુલ હતો, તયારે બીજા ભાગ ઉપર અમીરની ઓરત મેહેલનાં એક એવાનની બારીએ પોતાના દીલબરની રાહ જોતી ઉભી હતી. માહવત એક હાથી ઉપર સવાર થઈ તે બારી નીચે આવી લાગો, અને અમીરની ઓરતને બારીમાંથી ઉંચકીને હાથીની પીઠ ઉપર લીધી. * * * બંધીખાંનામાં પડેલો પેલો અમીરનો દોસત આ દેખાવ સધલો

ઘણાજ ધયાંનથી જોતો હતો, જેથી તેને તે વખતે હસવુ આવયું. અને તેનાં મોહોડામાંથી તરેહવાર ફુલ ખરયાં ! જયારે બામદાદનો વખત થયો તયારે બંધીખાનાંનો દરોગો પોતાના રાખેતા મુજબ બંધીખાનાંની તપાસને વાસતે આવ્યો, જે તયાં જોય શું કે બંધીખાંનુ ખુશબોદાર ફુલોનાં વાસથી તર થઇ રહેલુ હતું. તેજ વખતે બામદાદમાં આ વાતની ખબર જયારે અમીરને પોહોચી તયારે તે અજાયબ થઇ કેહેવા લાગો કે આ હસમુખાએ પોતાની અકલ ખોઇ દીધી હશે યાતો તે દેવાંનો બની ગયો હશે ; નહીં તો એવો શું સબબ હોય કે જેથી તે આ અમીરી દરબારમાં ગમગીન થાય અને એક બંધીખાનાંમાં હસીને ફુલો ખેરવે !

હવે જેવો નાસતાનો વખત થયો અને અમીર પોતાની ઓરત સાથે પોતાના એવાંનમાં બેઠોછે, તેવામાં બાગમાંને તેની નજદીક બાગમાંનાં કેટલાંક ફુલ લાવીને હાજર કીધાં. આ જોઇ અમીરની ઓરતે બુરખો નાખી પોતાનું મોહોડું બંધ કીધું. અમીરે તેણીને જયારે તેમ કરવાનો સબબ પુછયો તયારે તેણીએ જણાવ્યું કે " નરગેસનાં ફુલનો આકાર આદમ જાતની આંખની મીસાલે છે, અને હું પોતે તાહારી આંખ શીવાય બીજી કોઇબી આંખથી માહારૂં મોહો છુપાવુંછું, એટલે પછી આએ આંખથીબી મહને માહારૂં મોહો છુપાવવું જોઇએ. " આ સખુનો સાંભલી નાસતાનાં સુફરા ઉપર જે મુરઘની રકેબી હતી તેમાથી હસવાનો આવાજ સંભલાયો. આ જોઇ પેલી ઓરત ઘભરાઇ, પણ મકારે ઓરતોની મારફનાં મક્કર ચલાવીને તરતજ તેણે તયાં પોતાના અમીરના મોહોડા ઉપર લપરાકો લગાવી ફેસાદ મચાવી મુકયો અને અમીરની પાસે તેનું કારણ જાણવા માંગયું. અમીરે તેનું કારણ ઘણાબી દાનાવ અને અકકલમંદ લોકોથી મેલવવા ચાહયું, પણ ફોકટ : તેની દરબારમાં કોઇબી તેનો ખોલાસો કરવાની તાકાત ધરાવતું નહીં હતું. જેમ જેમ પેલી ઓરતે એવો તમાસો જોયો કે મુરઘની રકે-

બીમાંથી હસવાનો આવાજ નીકલવાનો સબબ શું છે તેનો કોઇ ખોલાસો કરી શકતું નથી, તેમ તેમ તે પોતાના ખાવીંદને વધારે બજીદ થઇ હેરાન કરતી હતી કે જ્યાં સુધી તેનો ખોલાસો મલે નહીં ત્યાં સુધી તે ખુશી અથવા નચીંત થનાર નથી. પણ તેણીને ખબર નહીં હતી કે એ વાતનો ખોલાસો થવાથી તે પોતે પોતાની છુપી એબને જાહેરમાં લાવશે અને મોટી શરમીંદગીમાં આવી પોંહોચશે. આ વાત જયારે બંધીખાનાંમાં પોંહોચી તયારે પેલો હસમુખો દોસત પામી ગયો કે એ વાતનો શો ભેદ છે; તેથી તેણે અમીર ઉપર પેગાંમ કેહેવાડયો કે તે જો એ ભેદનો ખોલાસો સાંભલવા ચાહાતો હોય તો તે કેહેવાને તઇયાર છે. અમીરે પોતાનાં હમનશીન દોસતને બંધીખાનાંમાંથી છોડાવી મંગાવયો, પણ પેહેલાં તો તેણે પોતાના દોસતની બીનાથી વાકેફ થવા માંગયું કે તેની ઉપર શું આફત છે કે જયારે આખી દરબાર ભરાયલી હતી તયારે તે તયાં નહીં હસયો અને બંધીખાનાંમાં હસીને ફુલ ખેરવયાં. હસમુખા હમનસીને પોતાની ઉપર વીતેલી સઘલી બીનાં અવલથી તે આખેર સુધી કહી બતાવી, અને પેલા હબસીનાં મલવાથી અને તેની સાથની વાતચીત ઉપરથી તેને કેટલું દુઃખ લાગું હતુ તે હેવાલ પણ તેણે વગર શરમે અમીર આગલ જાહેર કીધો. પછી તે બોલયો કે "ઓ બેખબર અમીર, તાહારા પોતાના ઘરમાં શું બને છે તેની તુને પોતાને ખબર નથી! જયારે પેલા હબસીએ મહને પરાગંદે કીધો અને તેવા પરાગંદીના વખતમાં જયારે હું નહીં હસયો તયારે તેં મહને વગર તેહકીક કરવે બંધીખાને નખાવયો. તયાં હું શું જોઉં! રાતને દરમયાન તાહરો માહાવત હાથી ઉપર સવાર થઇ તાહરી ખાનગી એવાન નીચે આવયો, અને તાહરી પરદેપોશ ઓરતને તે એવાંનની બારીને રસ્તેથી તેણે એક ફુલની માફક નીચે ઉતારી હાથીની પીઠ ઉપર લીધી. તયાર પછી શું થવું જોઇએ તે તું તાહરી મેલે સમજી લે. આ વખતે કુદરતી રીતે

હુ માહરો પોતાનો હાલ ભુલી ગયો, અને મહને હસવું આવયું કે એક અમીર જેવાની પરદેપોશ. અને ચોકી-પેહેરામાં રહેલી ઓરત આ મુજબ બદફેલીનાં કાંમો કરે, તો હુ નાકેશની ઓરત કોઇ નીરલાજરૂં કાંમ કરે તેની શું અજાયબી છે. હવે આએ રીતની તાહરી ઓરત ગુનેહગાર હોવા છતાં જ્યારે તે વલી જુડાં ફેલ અને નખરાં કરી તાહરી નજદીકમાં તે પહેરેજગારીની જુડી ચાદર ઓઢે છે; નરગેસનાં એક ખાવેસ ફુલને જોઇ તે પોતાનું મોહો ઢાંકે છે; અને તુને ફરેબ દેવાને પોતાથી બને તેવી તદબીર લગાવે છે, તયારે કોણને હસવું આવયા વગર રેહે વારૂં ? માટે, ઓ ભલા અમીર, તાહરા મુરગ, ઉપર જે મુરગની રકાબીમાંથી હસવાનો ગેબી આવાજ નીકલયો તે એટલાજ માંટે છે કે પાપ કોઇ દીવસો છુપુ રેહેતું નથી, અને તેથી તે જાહેરમાં આવવાને માટેજ તાહરી ઓરતે પોતાને હાથે બજ્દ થઈ એ વાત જાણવા માંગી." હા ! આ વખતે અમીરની ચશમોમાં ધુસ્સાનો આતશ કેવો સલગચો ! તેણે ફક્ત ઇનસાફને ખાતર પેહેલાં તો પોતાના દોસતની ઓરત અને પેલા હબસીને એક આનશની ચેહમાં જીવતાંને જીવતાં બાલી નખાવયાં, અને પછી પોતાની ઓરત અને પેલા માહાવતને હાથીનાં પગ તલે કચડીને મારી નખાવયાં.

---

ખુજશતેને પોપટે કહયુ કે "જો તે અમીરની ઓરતે પોતાનો જાંન પોતાને હાથે બરબાદ કીધો. તે જો પોતાની જુડી સચાઈ બતાવાને વાસને એટલી બજ્દ થઇ નહીં હતે તો તેનો જાંન કદાચ બચતે, પણ પાપી માણસો હંમેશાં એમજ ખરાં થવાનાં ફાંફાં મારતાં મોહોતનાં ફાંમામાં ફસી પડેછે. વાસતે કદાચ તાહારી ઉપર પણ એવી કોઇ બાબદ આવી પડે તો તુને પાણુ ઘટે છે કે તે અમીરની ઓરતની માફક તાહરે પણ હડી થાઇ પકડવી નહીં." પોપટના આટલા સખુનો સાંભલી ખુજશને પોતાનાં ખસમની આગલ જવા નીકલી, અને આફતાબ આ હકતકેશવર જમીનને ખુશનુમાં બનાવાને બાહાર નીકલયો, એટલે ખુજશતે પાછી પોતાનાં મુકાંમમાં છુપાઇ બેઠી.

## રાત તેવીસમી.

જયારે નીમા શામનો વખત થયો તયારે ખુજશતે પોતાના બદનને ભાત ભાતના સણગારથી સજીને પોપટ આગલ આવી અને તેને કેહેવા લાગી કે આજે રાતે તો હવે તેને કોઇબી રીતે રજા આપવી જોઇએ, કારણ કે ગયલો વખત ફરીથી હાથ લાગતો નથી. જયારે પોપટે જોયું કે ખુજશતે આજે કંઇ તેની ઉપર બદનામી નથી મુકતી તયારે તેણે તેને રજા આપી, અને જણાવ્યું કે હવે તેણીના ખાવીંદ મેમુનને પણ સફર ગયાને ઘણા દીવસ થઇ ગયા તેથી કદાચ તે હવે જલદીથી પાછો ફરશે માટે કંઇ ઢીલ કરવી નહીં જોઇએ. પણ યાદ રાખવું કે તયાં જઇને પેલી કામજોયા નામની ઓરતનાં જેવી ચાલ નહીં ચલાવવી: નહીં તો તે ઓરતની મુરખાઇથી એક માણસની ખોપરીમાંથી પેદા થયલા જુવાંને કેટલાંક માણસો મારી નાખયાં હતાં તેમ તાહરાથી નહીં બને. આ વાત વલી કંઇ અજાયબ જેવી હશે એવું ખુજશતેને મનથી લાગું તેથી તેણીએ તે વાત જાણવાની પોપટને ઓજરખોવાહી કીધી, જેથી પોપટ કેટલીક આનાકાંની બતાવી નીચે મુજબ બોલયો.

[ દાસતાન ઓગણત્રીસમું. ]

### ભેદ ભરેલી ખોપરી.

તબરસતાનનાં મુલકમાં એક મોટી દોલત ધરાવનાર સોદાગર રેહેતો હતો. આ સોદાગરની માહાતાબને ચેહેરેની એક બેટી હતી, જે તેણીની જુવાંનીનાં બાહારમાં આવયાથી એટલીતો ચેહેરેનમુન દેખાતી હતી કે પરસતાનની પરી તેણીનો ચેહેરો જોઈ શરમમાં પોતાનું શીર નીચું નાંખતી હતી. આ વખને એક દીવસ પેલો સોદાગર કંઇ કાંમને વાસતે જંગલ તરફ ગયો, જયાં રસતામાં તેણે એક માણસનાં માથાંની ખોપરી પડેલી જોઇ. તેને આ ખોપરીથી જેટલી અજાએબી નહીં

લાગી તેટલી તે ખોપરી ઉપરના એક લેખથી લાગી. તે ખો પરી ઉપર તેણે એમ વાંચયું કે "જીવતાં જીવત તે હેંસી માણસને મારવાનો સબબ થઈ પડે અને મુવા પછી પણ હેંસી માણસને મારવાનો સબબ થઇ પડે" આ લેખ જોઇ પેલો સોદાગર વીચારમાંજ પડયો. તે તયાં ઉભો રહી દરીયાફત કરવા લાગો કે જીવતાં જીવત તો એણે કદાચ હેંસી માણસનું ખુન રેડયું હોય, પણ મુવા પછી હવે એ શી રીતે બીજા હેંસી માણસને મારી શકશે? પણ જો કદાચ એમ બનવાનુંજ હોય તો "માહરે તેનો અટકાવ કરવો જોઇએ," એવા વીચારથી તે સોદાગર પેલી ખોપરી લઇ અરધે રસતેથી પાછો પોતાને ઘેર આવયો, અને પોતાનાં ખીદમતગારને બોલાવીને તેને પેલી ખોપરીને પીસી તેનો ઘણોજ બારીક ભુકો કરવા ફરમાવયું. આ ભુકો તેણે ઘણીજ માવજતથી એક હુકાનાં ડબામાં બંધ કરી તે ડબો એક સંદુકમાં એવી રીતે મુકયો કે તે એકાએક કોઇનાં હાથમાં જાય નહીં. પણ તેણે એમ નહીં જાણયું કે તકદીરનો તીર કોઇબી રીતની ઢાલથી અટકી શકતો નથી અને ખોદાએ જે નેમયું હોય તે બનયા વગર રેહેતું નથી. તે પાછો પોતાના કામસર બાહાર ગયો અને કેટલાંક વરસ સુધી પાછો ફરયો નહીં. તેની આ ગેરહાજરીનાં દરમયાંનમાં એક દીવસે પેની છોકરીએ પેની સંદુકમાંથી પેલો ડબો બાહાર કાહાડયો અને તેને હુક્કાને ઠેકાંણે કામમાં લઈ તેથી તે હુકો પીવા બેઠી. એવેફાક એવો બનયો કે જેમ મેરીને પેટ્ર વગર બાપે કરાઇસ્ટ પેદા થયો હનો તેમ આ હુકાની અસરથી પેલી છોકરી પત્ર વગર બાવીંદ હમેવદાર થઇ! નવ માસ પુગ થયા પછી તેણીએ એક ખુબસુરત બેટાને જનમ આપયો. આ છોકરો જેમ જેમ ઉમરે વધતો ગયો તેમ તેમ બીજા માણસોના કરતાં વધારે હુશીયારી અને અકલ બતાવા લાગો, અને બચ- પણમાંથીજ તે અદબ આદાબથી એવી રીતે ચાલવા લાગો કે તેનાં જેવાં નેક ખમલતનાં માણસો ઘણા થોડાંજ હશે. તેનું નામ

"અમતુલ-ગેબ" કરીને રાખવામાં આવયું. જયારે પેલો સોદાગર પોતાની મુસાફરીથી પાછો ફરયો તયારે તે પોતાના ઘરમાં આવીને જોય છે તો તેના કુટબ સાથે એક નોજુવાંન છોકરો રહે છે. તેણે જયારે પુછયું કે આ અદબ આદાબ ભરેલો બેગાંનો છોકરો કોણ છે, તયારે પેલી છોકરીએ પેલા હુકાની તાસીરમાં અવલથી આખર સુધી જે બનયું તે કહી સંભલાવયું. આ ઉપરથી તે સોદાગરે જોઇ લીધું કે ખોદાએ જે નેમેલું હોય તેનો અટકાવ કરવાને ગમે તેટલાં ફાંફાં મારવાં ફાકટ છે: તે બનયા વગર રેહેતું નથી; અને ખોદા માલમ આ છોકરો આવો અકલમંદ હોવા છતાં હજીની હેંસી માણસોના જાન લેવાનો સબબ કેમ થઇ પડશે તે કહી શકાતુ નથી. આએ વાતને કેટલાએક દીસ ગુજરી જવા બાદ એક દીવસે તબરસતાંનની અંદર કેટલાક ઝવેરીઓ જવાહેર વેચવા આવયા, જેઓની પાસેથી પેલા સોદાગરે કેટલાંક જવાહેરો ખરીદ કીધાં. પણ આ જવાહેર પોતાને ઘેર લઇને જયારે તેણે અમતુલ ગેબને બતાવયાં તયારે તે છોકરો આ "દશ ખાઇને દરવાજા બગલે મારેલા" સોદાગરને ઠપકો આપવા લાગો. તે બોલયો કે આ મધવાં જવાહેરો ખોટાં છે. પેલા સોદાગરને આ અમતુલ-ગેમની ઉપર એટલો તો ઇતબાર હતો કે તે એમ સમજતો હતો કે તે જે બોલે છે તે ગેબી આવાજ છે. તેથી તે આ જુવાંન છોકરાને સાથે લઇને પેલા ઝવેરીઓ પાસે પાછો ગયો, અને તયાં જઇને તે છોકરાને આગલ કરી પેલાં જવાહેરો પાછાં રજુ કીધાં. અમતુલ-ગેબે પેલા સોદાગરોને કેટલાક સવાલ એવા તો સખ્ત કીધા કે તેઓ લાજવાબ થઈ ગયા, અને અમતુલ-ગેમની નાદાન ઉમર પણ બુજુરગ અકકલ ઉપર આફરીન કરવા લાગા. તેઓ હવે પેલા તબરસતાંનનાં સોદાગરને આજેજી કરવા લાગા કે આ છોકરાને તે વેચાતો આપે* આવા એક છોકરાથી જુદો પડવાની તે સોદાગરની

*પુર્વે તગ્રનાં દશા અને રસમો મુજબ અસલના વખતમાં માણસો વેચવાની કાંઈ પણ છીત નહી હતી—સુધારનાર.

ખીલકુલ મરજી નહીં હતી, લેકીન આ શેહેરમાં લોકો અબ-દુલ-ગેમને બાપ વગરનો બેટો કેહેતાં હતાં તેથી તે છોકરો એટલો તો કટાલી ગયો હતો કે તેણે પેલા ઝવેરીઓની સાથે જવાને બજીદ થઇ હઠ લીધી. પેલા સોદાગરે લાચાર થઇ તેને જવા દીધો. હવે જયારે પેલા ઝવેરીઓ અબદુલ-ગેમને પોતાના શેહેરમાં લાવયા, તેવારે તે શેહેરમાં એક પાદશાહી ગીબત બાહાર પડી. આ શેહેરનાં પાદશાહને ચાલીસ ઓરતો હતી, અને તેમાં કામજેથા નામની એક ઓરત તેઓ ઉપર સરદારી ચલાવતી હતી. આ ઓરતની ઉપર પાદશાહને એટલું તો એકીન હતું કે હરેક વાતમાં તે તેણીની મસલત લેતો હતો. એક દીવસે એવું બનયું કે એક માછીમાર પોતાની જાળમાં કંઇ ફરમાયુ માહી આવી તેથી તે પાદશાહને એનાએત કર-વાના વીચારથી પાદશાહ આગલ લાવયો. આ વખતે કામજેથા તયાં હાજર હતી તેથી તેણીએ આ માહીને જોઇને મો ટોકું ફેરવયું અને પોતાનાં આંગ ઉપર બુરખો નાંખી પરદેપોશ થઈ. પાદશાહે જયારે તેણીને એમ કરવાનું કારણ પુછયું, તયારે તેણીએ જવાબ દીધો કે "એ માહી મોટી અને જવાની છે અને કદાચ એમાં કોઇ નર હોય તો તેથી હું બીહું છું કે રખે તે મારૂં મોહોડું જોય." તેણીના આ ગણુંનો સાં-ભળી પેલી માછી ખડખડ હસવા લાગી, જેથી કામજેથા ગુ-સ્સાથી ગોયા ગજબ ભરેલી થઇ પડી અને પાદશાહ પાસે તેનું કારણ જાણવાને બજીદ થવા લાગી. આ ભેદનો ખોલાસો કરવાને પાદશાહ પોતે લાચાર હતો તેથી તે ફીકરમંદ થયો, અને દિ-વાનો ફેહિરસ્ત દાનાવ હકીમોને બોલાવી તેનો ખોલાસો માગયો: મગર કોઈ તેનો જવાબ કરી શકયો નહીં. એમ કરતાં

અબ્દુલ-ગેબ આવીને દરબારમાં હાજર થયો, અને પાદશાહનાં સવાલના જવાબ ઘણાજ આદાબથી દેવા લાગો, જે જોઇ પાદશાહ નેહાએત ખુશ થઇ ગયો. તેને જયારે પેલી માહીને હસવાનું કારણ પુછવામાં આવયું તયારે તેણે તે માહીને પોતાની પાસે મંગાવી, અને તેને પુછયું કે તેને હસવાનું કારણ શું છે? માહીએ જવાબ દીધો કે "બદ-દબુર (પીઠનો પવંન જે ખુશકીની ખબરને દરીયામાં પોંહોચાડે છે) તેણે ખબર આપી કે આએ શેહેરનાં પાદશાહા પાસે ચાલીસ ઓરતો છે, જે દરેક ઓરત પોતાની સાથે એકક દાહડી-મુછ વગરનો છોકરો ઓરતનાં લેબાસમાં રાખે છે, અને જયારે પાદશાહ તેઓ આગલ નથી જતો તયારે તેઓ આ છોકરાઓ સાથે પોતાનો વખત એશ અશરતમાં ગુજારે છે; પણ કામજોયા, જે સરવેની ઉપર સરદારી ભોગવે છે, તે સરવે ઓરતોમાં વધારે સેહેવત ધરાવા છતા પાદશાહ આગલ વધારે પાકી અને પહરેજગારીનો દાવો કરે છે. હવે જયારે તે દેખાવ મે માહારી નજરે જોયો, કે મહને જોઇને કાંમજોયાએ પોતાનાં આંગ ઉપર બુરખો નાંખયો, તયારે હું હસી." આ વાત અબ્દુલ-ગેબે પાદશાહાના કાંનમાં ગુપત રીતે કહી સંભલાવી, જેથી તેણે તુરતજ પેલી સઘલી ઓરતોને મારી નાંખવાનો હુકમ કીધો; પણ અબ્દુલે તેને મના કીધો કે હમેશાં ઇનસાફની રાહે તપાસ કરયા વગર કોઇને સજા કરવી પાદશાહનાં નાંમને સારૂ લગાડનારી વાત નથી, માટે એ વાતની તેહેકીક કરવી જોઇએ. તપાસ કરતાં તો પેલી સરવે ઓરતોનાં એવાંનમાંથી ઉપર કહેયો તેવો ઓરતનાં લેબાસમાં એકકો જુવાંન ભગયલો મલી આવયો. આ ઉપરથી તે ચાલીસ ઓરતો અને તેઓના ચાલીસ જુવાંન મરદોને બેજાન કરવામાં આવયાં, જેથી પેલી ઓખરીનો લેખ ખરો પડયો.

---

"વાસતે, અરે ખુજસ્તે, તું બી જયારે તાહરા યારને ઘર જાય તયારે જુઠું બોલવાથી પહરેજ રેહેજે અને હંમેશાં સા-

બીજ વાતને એખતીયાર કરજે. કારણ કે જુઠાઇ ઘણીવાર ટકી શકતી નથી, અને જયારે તે બાહાર પડે છે તયારે વગર વાચાનાં જાનવરોથી પણ બાહાર પડે છે." એટલું કહી પોપટે ખુજશતેને તેણીને કાંમે જવા ફરમાવયું, પણ રાતતો તમામ આખર થઇ ચુકી હતી એટલે તે પાછી પોતાને ઠેકાણે બેઠી.

## રાત ચોવીસમી.

આફતાબ જસારે આસમાન અને જમીનની કીનારી નીચે ગુલ થયો, ચરંદાં અને પરંદાં જાનવરો સરવે પોતપોતાન દીવસની થાક ઉતારવાને પોતાની જગોએ ગયાં, આ જમીનનાં તકતા ઉપર રાતની શીહા રંગની ચાદર પથરાઈ, અને શેહેરના રસતાઓ જયારે સુમસાંમ બની ગયા, તયારે ખુજશતે પોપટ આગલ જઇ કેહેવા લાગી કે "એ દાનાઇ ભરેલા દોસ્ત, મે એવું સાંભલયું છે કે આગલા વખતમાં પાદશાહ ખુશરૂ પરવેજનાં લશકરમાં બેહેરાંમ ચોબીન નામનો એક પેહેલવાંન હતો તેને પાદશાહ પોને ઘણું માંન આપતો હતો. એક દીવસે એવું બનયુ કે પાદશાહને એખલો બેઠેલો જોઇ બેહેરાંમનાં કોઇ દુશમને તેની આગલ બેહેરાંમની ગીબત કીધી. તે બોલયો કે બેહેરાંમનાં એક ચાકરે ચોરી કીધી તેથી તેનો ઇનસાફ પાદશાહ પાસે કરાવાને બદલે તેણે પોતેજ કીધો, અને તેણે પોતાનાં ચાકરને માર મરાવયો. આ વાત ઉપર પાદશાહ નાખુશ થયો, અને બીજે દીવસે જયારે બેહેરાંમ તેની ખીદમતમાં આવયો તયારે પાદશાહે તેને એક મેયાન અને બે નાગી તલવાર આપી ફરમાવયું કે—આ બેઉ તલવારોને એક મેયાનમાં દાખલ કર. બેહેરાંમે જણાવયું કે— પાદશાહ સલામત, એમ બનવુંજ મુશકીલ છે. અને તેમજ એક નાતવાન માણસ બે ધણીઓની હાકમાઇ તલે પણ કેમ રહી શકે? તોપણ, આ પોપટ, મહને બે હાકમને તાબે થવું પડે છે, જે વાત મુશકેલ

થઇ પડે છે." પોપટે પુછયુ કે તે કયા બે હોકમ? ખુજશતે બોલી કે "મોહોબત અને અક્કલ એ બેનાં હુકમમાં મહને રેહેવું પડે છે. જયારે મોહોબત મહને માહારા દીલદારની આગળ જવાને રજા આપે છે, તયારે અક્કલ મહને તેમ કરવાથી અટકવાની ફરજ પાડે છે." પોપટે તેનો ખોલાસો કીધો કે "જયાં સુધી મોહોબતના પાદશાહે પોતાનો ચેહેરો નથી દેખાડયો તયાં સુધીજ ફકત અક્કલનો હોકમ ચાલી શકે છે. પણ મોહોબતની પાદશાહી થતાં વાર માણસની અક્કલ ગુમ થઇ જાય છે. તું જો અક્કલ તરફ જોશે તો મોહોબતની ચાકરી હરગેજ તાહારીથી કદી બનવાની નથી; અને તાહારી ઉમેદ જે છે તે જો તુને બર લાવવી હોય તો મોહોબત જેમ ફરમાવે તેમ કર. વલી આદમજાત જયાં સુધી તેનાં બદનમાં લોહી દોડે છે તયાં સુધી ઉમેદ અને આશાતો રાખે છે: આશા વગરનું આદમ હોતુ નથી. તેથી જયાં સુધી આપણામાં જીવ છે તયાં સુધી નાઉમેદ કદી થવું જોઇએ નહીં. પણ હું ધારૂંચ કે પેલા ધીરજવાંન દેહેકાંનીની માફક તું હમણાં જે દુઃખ સોસે છે તેનો બદલો તુને પાછલથી કદાચ મલશે" ખુજશતેએ પુછયું કે તે દેહેકાંની ઉપર શું દુઃખ પડયું હતું અને તેનો બદલો તેને શું મલયો હતો? પોપટે કહયુ કે સાંભલ

[ દાસતાન ચોસમુ ]

## ધીરજવાંન દેહકાંની. *

તેહમીનના કબીલામાં બશીર નામે એક ખુબ તબેહનો જુવાંન હતો. તે સરવે વાતે વખાણાયલો હતો, લેકીન તેનુ દીલ તેજ કબીલામાં જુન્દા નામે એક પરણેલી છોકરી હતી તેની ઉપર લાગેલું હતુ. જેમ જેમ વખત ગયો તેમ તેમ

---

* આ વાતનો પાછલો ભાગ અસલ લખાણમા ચોકસ હદની બાહાર ગયલો હોવાથી તેને તદન ફેરવી નાખવાની ફરજ પડી છે

સુધારનાર.

ખપસુરત હતી તેને મોકલી કે તે જઇને જુન્દાને સહમજાવીને ગજી કરે, કારણ કે પસુરે તેને ઘણો માર મારયો છે. આ છોકરી પોતાની માયનાં ફરમાવવાથી પેલા દેહકાંની આગલ આવી. તેની છાતી ઉપર એક મોતીનો હાર લટકતો હતો. જેને જોતાં વાર પેલો દેહકાંની—જો કે ગમે એટલા મારથી અધમુવો થયો હતો તોબી—પોતાનું દુઃખ ભુલી જઈ ટટાર થઈ બેઠો. તેને જોઈ જુન્દાની બેહેન ચોંકી, પણ તે દેહકાંની ધીરજથી તેને પાસે બેસાડી કેહેવા લાગો કે "તાહરી બેહેન જે હમનાં બરીરની સાથે મજાહ મારતી હશે, તેણીની ખાતર આજે હું આએ રંજે પોંહોચયો છઉં, મગર તું જો તેની આબરૂ પેયારી ગણુની હોય તો આ તાહરી છાતી ઉપર જે બેમુલાં મોતીનો હાર છે તેટલો તું મહને આપ કે હું માહારી ગરીબીમાંથી છુટો થાંઉં અને તાહરાં કબીલાનીબી આબરૂ રેહે. પસુરના મારથી મહને જે દુઃખ થાય છે તે તો માહારો ખોદાજ જાંણે, પણ આટલો હાર તે સઘલું દુઃખ વીસરાવી નાખશે." તેણે એવી તો સફાઇદાર રીતે પેલી છોકરીને પમરાવી કે તે પેલો હાર ખુશીથી આપી તેને તે વાત છુપીજ રાખવાને આજીજી કરી તયાંથી ચાલી ગઇ. બામદાદનો વખત થવા આવયો હતો તેથી તે દેહકાંની પેલા ઉતારા આગલ આવયો અને જુન્દા પાછી પોતાને ઘર ગઇ. પણ પેલો હાર એટલો તો કીમતી હતો કે તે વેચવાથી તેની કીમત એટલી આવી કે તે ગરીબ દેહકાંનીએ પોતાના જનમમાં ફરીથી ગરીબાઇનું દુઃખ દીઠું નહીં.

---

પોપટે ખુજસ્તેને કહયું કે "તેથી જો તું પણ પેહેલાં દુઃખ ખમે છે તો પાછળથી કંઈ સુખ જોવાની હશે." હમેશાં કુદરતનો એ ધારો છે કેઃ—

'દુઃખ પછી સુખ દેખીએ, સુખ પછી દુઃખ જોય,
દીન ગયે રાત્રી પડે, રાત પછી દીન હોય.'

"વાસ્તે નાઉમેદ હરગેજ નહીં થવું જોઈએ, અને નાસીપાસ અને લાઈલાજ થઈ તેથી કંઇ આકું કાંમ કરવાથી પરહેજ રેહવું જોઇએ." આટલા સખુનો સાંભલી ખુજસ્તે આગલ શું વધે!—આફતાબે પોતાના સુનેરી કીરણો આ પરૂથવીના ગોલા ઉપર પાથરી દીધાં હતાં, અને ઉદ્યોગી લોકોનો સોહોર બકોર બે ઘડી આગમચનો સંભલાતો હતો, તેથી તેનું જવું એક વાર ફરીથી ઢીલમાં પડ્યું.

---

## રાત પચીસમી.

*જ્યારે બેશુમાર સેતારાથી ભરપુર આદરથી આસમાની* છતર ભરાઇ ગયું, શેહેરનાં તમામ લોકો પોતપોતાના ધંધા રોજગારથી ફરાગત થઇ ફુરસદ મેલવી પોતપોતાને કાંમે લાગાં, શેહેરની આસપાસ ચુપકીદી ફેલાઇ ગઇ, અને શીહા રાતનો વખત થયો, તયારે ખુજસ્તે ગમ ભરેલા દીલ અને આંસુ ભરી આંખે પોપટ આગલ આવી, જે જોઇ પોપટ હસી પડયો. ખુજસ્તે અજાયબ થઇ કે "જ્યારે હું માહારા ગમમાં ગીરફતાર થઇ અની આગમ નરવાર આંસુ ભરેલી આંખે આવી છુ તયારે એ હસે છે તેનું કારણ શુ હશે." તેણીએ પોપટને બજીદ થઇ તેને હસવાનુ કારણ પુછયુ? જેથી પોપટે જવાબ દીધો કે તેનો એક કદીમ દોસ્ત તેની આગલ આવયો હતો તેણે એક પોપટ અને મેનાની વાત કહી હતી, તે વાત પાછી યાદ આવ્યાથી તેને હસવું આવયું. ખુજસ્તેએ જોયું કે તે વાત એવી તે શું છે કે તે પાછો યાદ આવવાથી એને હસવું આવયુ, તેથી તે વાત તેણીએ જાણવા માંગી. પોપટ બોલયો કે "જો તું વારેવાર પોતેજ વાત સાંભલવાની હોંમમાં તારા પોતાના કાંમની ઢીલ કરેછે, અને પછી મહને બદનામ કરેછે; પણ સાંભલ."

[ દાગતાન એકવીસમું. ]

## પોપટ અને મેના વચ્ચે ગોફતેગો.

ઇરાંન અને ચીનની વચેની સરહદ ઉપર આગલા જમાનાંમાં જામાસપ નામે એક પાદશાહ રેહેતો હતો, ને પોતાનાં રાજ્પાટ અને મુલક લશકરમાં સરવેથી કીમતી એક પોપટ રાખતો હતો. આ પોપટ ઘણો બોલકનો અને દાનાઈનાં પુર હતો. એક દીવસે જામાસપે તેને પુછ્યું કે તે પંખેરૂ હોવાથી તેણે ઘણાક શેહેરો જોયાં હશે અને ઘણાક પાદશાહોનાં મેહેલ, જનાનખાંનાં, અને જરૂખાઓ જોયા હશે, માટે તેમાં કોઇ પાદશાહને ઘેર એવી કોઇ છોકરી કે ઓરત છે કે જે તેનાં જોડાંને લાયકની હોય? પોપટે નમનતાઇથી જવાબ દીધો કે અહીયાંથી કેટલીક મંજલ ઉપર શાંમ શેહેર આવેલું છે, તેના પાદશાહને એક બેટી છે તે ચાલચલણે પહેરેજગાર અને ખુબસુરતીમાં આફ્તાબ અને માહતાબની મીસાલે છે. જામાસપે પુછ્યું કે તેને તે છોકરીની ખબર કયાંથી મલી? તયારે પોપટે જવાબ દીધો કે "આગલ હું અને એક મેના બચપણમાં એક મુકામ ઉપર સાથે દાહાડા ગુજારતાં હતાં, અને જંગલમાંથી અમારો ખોરાક અમો મેલવતાં હતાં; પણ નસીબના ચકર તલે આવવાથી અમો બેઉ એક પારધીને હાથ સપડાયાં જેથી તેણે તે મેનાને તે છોકરીને વેચી, તે ઉપરથી હું તેની ખુબસુરતીની તારીફ કરૂં છું. તે છોકરી જો તાહરી દરગાહમાં આવવાને નસીબવાંન થાય તો તુને તાહારી મોરાદ હાંસલ કરવાને નેમ બની આવે, તેમજ માહારી પણ કેટલીક ગમગીની દુર થાય." જામાસપે પુછ્યું કે આવા પાદશાહી દબદબામાં તેને રાખતાં છતાં તે એટલો ગમગીન છે, અને તે છોકરીનાં આવ્યાથી તેની ગમી શી રીતે દુર થઇ શકસે? જે ઉપરથી પોપટે જવાબ દીધો કે "જે દોસ્તની સાથે બચગીમાં વખત ગુજારેલો તે દોસ્ત જો એકવાર છુટો પડે તો તે શું થોડી ગમીની વાત છે! અને જો તે છોકરી તાહારી સાથે શાદી કરી તાહારા મેહેલમાં આવી

રેહે, અને તેથી તે પોતાની મેનાને પણ સાથે લાવે, અને અમો બેઉ પાછાં સાથે મેલીએ તો તે શું થોડી ખુશબખતીની વાત છે? પોપટના આએ સખુનાથી જમાસપની ખાહેસ અને ખાત્રીબી થઈ તેથી તેણે કેટલાક એલચીઓને તૈયાર કરીને તેઓને કેટલોક તોફા હદીઓ આપીને શાંમનાં મુલક તરફ પેલાં કાંમને સારૂ રવાંને કીધા. તે પાદશાહ મોટી ખુશીથી પોતાની બેટીની જમાસપની સાથે શાદી કરી આપવાને કબુલ થયો; કારણ કે તે છોકરી પણ હવે ઉમરની થયલી હતી અને તે એવી કોઇ તકની ઘણી ઇંતિજારીથી રાહા જોતો હતો. તેણે કેટલાક હદીઓ આપીને તે છોકરીને પેલા એલચીઓ સાથે મોકલી આપી, પણ આ છોકરીના સરવેથી કીમતી હદીઓ પેલી મેના હતી તે સાથે લેવાને તે ચુકી હતી. જમાસપના નેકા જયારે પેલી છોકરી સાથે થયા, અને તેણે જયારે તે છોકરીનાં રોશન દીદાર નજરે નજર જોયા, તયારે તે પેલા પોપટની ઉપર ઘણોજ ખુશી થઇ ગયો કે તેના કેહવાથી તેને એક આવું ગોહેર હાથ લાગું. તે પોપટની ઉપર હવે વધારે પયારથી જોતો હતો, જેથી પોપટે એક દીવસે તેને અરજ કીધી કે "પાદશાહ પોતે પોતાની મોરાદને પાંમયો તો મહને પણ હવે વધારે વખત ગમગીન મો રાખ અને પેલી મેનાં જે તેની મોહોરદાર સાથે લાવી છે તેને માહારાં પીંજરાંમાં આહારી સાથેજ રેહેવા દે કે અમો પણ અમારી આગલી દોસતીને પાછી તાજી કરીએ." પાદશાહ જમાસપને અને તેની રાંણીને આ બાબદમાં કસી રીતની અડચણ નહીં હતી તેથી તેઓને એકજ પીંજરાંમાં રાખવામાં આવયાં. કેટલાક દીવસ નીકલી ગયા ને એક વખતે જમાસપ અને તેની રાંણી પેલાં પીંજરાંની નજદીક બેઠેલાં હતાં તેવામાં તેઓ સાંભલે તેમ પોપટ મરદની તારીફ અને ઓરતની એબ બતાવા લાગો, અને મેનાં ઓરતની તારીફ કરી મરદની એબ બતાવા લાગી. જયારે પોપટે મેના પાસ તેનો દાખલો માંગયો તયારે મેનાં બોલી કે,—

[દાસતાન બત્રીસમું.]

## મોખતાર અને મેમુન.

ઢોલક શેહેરમાં એક દોલતવાંન સોદાગર રેહેતો હતો તેને મોખતાર કરીને એક બેટો હતો. આ છોકરો એવો તો એબલીશનાં કાંમો કરનાર હતો કે ગોયા તે ખરેખરી સેતાન ની સુરતે આદમ જાતમાં પેદા થયો હતો. તેના બાપે તેની શાદી એક બીજા શેહેરનાં સોદાગરની મેમુન નામની છોકરી સાથે કરી આપી. હવે આ છોકરી જયારે તે નાપાકની પાસે પોતાની ઉમેદનુ મધ ચાખવાને આવી, તયારે તે હેરેમનની ખસલતના છોકરાએ તે છોકરીને ફુસલાવી શેહરથી બાહાર થોડેક દુર લઇ જઇ તેણીના આંગ ઉપરથી સઘલું જરીયાન કાહાડી લઇ તેણીને એક પડત પડેલા કુવામાં નાંખી દીધી. નસીબ સંજોગે આ છોકરીને કુવામાં નાખી તે વખતે એક મરદ તયાં બેમાલુમ ઉભો હતો તેની નજર પડવાથી તેણે તે ખીચારીને બાહાર કાહડી. ગમ અને દરદ ભરેલી હાલતે આ છોકરી પોતાનાં બાપને ઘર ગઇ, અને તયાં જઈ તે પોતાનાં માબાપને કેહવા લાગી કે "હું અને માહરો ખાવીંદ અહીં-યાં આવતાં હતાં, એટલામાં રસતામાં ચોરોએ અમોને મારીને માહરૂં જવાહેર તથા કપડાં કાહાડી લીધાં, મહને એક કુવામાં નાખી, અને માહારા ખાવીંદને પકડી લઇ ગયા; પણ હું નથી જાંણતી કે તેના શા હાલ થયા. પરવરદેગાર કરે ને તે સલામત હોય." એક બાજુએ મેંમુને પોતાની અને પોતાનાં બદમાશ ખાવીંદની આબરૂને ખાતર આ તદબીર સોધી કાહડી, પણ બીજી બાજુએ તેણીનો ખાવીંદ પેલાં જવાહેર અને સણગારને પોડાજ દીવસમાં જુગાર અને તેવાજ બીજા છંદમાં પાયામાલ કરી પાછો ફકીરી હાલતમાં આવી પુગો. આવી હાલતમાં તે એક દીવસે પોતાના સસરાના ગામમાં આવી લાગો, અને તયાં કબરસ્તાંનની નજદીકમાં પોતાનો વાસો કીધો. એતેફાક એવો બનયો કે એક દીવસે તેની ઓરત આગે

કબરસ્તાંન આગલ જીયારત કરવાને સારૂ આવી, તેણીએ પોતાના ખાવીંદને ઓલખ્યો. આ બેહુયા તો આજ સુધી એમજ સહમજતો હતો કે તેણે તેની ઓરતને કુવામાં નાંખી હતી તેથી તે મરી ગઇ હશે, પણ જ્યારે અહીંયાં તેઓ એક બીજાને ચારે ચશમ મલી ગયાં તયારે તેની અજાયબીનો પાર રહયો નહી. તે પસેમાન થઇ માફ માંગવા લાગો, જેથી તેની આજેજી ઉપર ભોલાં દીલની મેમુનને દયા આવી, અને તે તેને પોતાના બાપને ઘર લઈ ગઇ. તેણીએ પોતાના માબાપને પાછી આગલીજ વાતની યાદ આપી જણાવ્યુ કે તે ચોરોનાં ટોલામાંથી તદબીરથી નાહાસી આવ્યો છે. આ ઉપરથી તેઓને દયા આવી, જેથી તેઓએ પોતાની બેટીને નવેસરથી બીજું જરીયાંન અને કેટલેક હદીયો આપી તેણીના ખાવીંદ સાથે સાસરે વીદાય કીધી. રસ્તામાં ચાલતાં તેઓ જયારે પેલાજ કુવા આગલ આવી લાગાં ત્યારે તે નાપાકને પોતાનું આગલુ જબુન કાંમ યાદ આવ્યું, પણ તેનો પસ્તાવો કરવાને બદલે આ વખતે તેણે તે મજબુનાઇથી ફરીથી પાર ઉતારવાનો ઠરાવ કીધો, કારણકે તેણે જોયુ કે હવે એ જીવતી રેહશે તો તેને પોતાને જન્જાલમાં લાવી મુકશે. તેથી તેણે તે બીચારી કમનસીબ ઓરતનાં આંગ ઉપરથી ફરીથી જરીયાંન ઉતારી તેણીને જીવતી કુવામાં નાખવાને બદલે આ વખતે જબેહ કરીને કુવામાં નાંખી !

મેનાએ પોપટને કહયું કે "જો કે મરદો આએ રીતનાં ખુની અને બેમુરવત હોય છે, તોપણ તાહરી પાસે જો કંઇ ઓરતનો એવો દાખલો હોય કે જેમાં ઓરત કોઈ માહા જબુન કામ કરવામાં સરીગત થઈ હોય, અને જેથી તેણે પોતાના ખાવીદ ઉપર કોઇ એવી રીતની ચાલ ચલાવી હોય તો બતાવ." આ ઉપરથી પોપટે પોતાની તકરારનાં બચાવમાં એક વાત કહી.

હતો તે કહી સંભલાવયો. આએ વાતની ખાતરી કરવા માંટે પેલા ચોરે જણાવયું કે જો તે નાખ બેહેજાદનાં ખીછાંના અથવા ઘરમાંથી મલે તો બેહેજાદને તકસીરવાર ઠરાવવો, પણ પેલા બેગાના મરદનાં મુરદાનાં મોહોડામાથી મલે તો બેહજાદને ઘટતો ઇનમાફ આપવા તેની બેવફા ઓરતને સજા કરવી. આએ વાત હાકમને વાજબી અને દરૂમત લાગવાથી તેણે જુસનેજ કરવી તો નાખ પેલા મુરદાંનાં મોહોડામાથી મલી આવ્યુ, જેથી હાકમ આએ અજાયબ વાતથી હેરાંન રહયો. જેઓએ પેલી ઓરતની તરફથી ગોવાહી આપી હતી તેઓ સરવે શરમીદાં થયાં, અને——

હમનાજને શું સજા થઈ તે વીશેનો એક સખુનસી નહીં બોલયો તેટલાં મેમુન સોદાગરનાં પોપટને માલમ પડયુ કે ખુજસતેનો મીજાજ ઠેકાંણે નથી ખુજસતે સમજી કે "આએ વાત પોપટે તદબીરથી માહરી ઉપર જોડી કાહાડી છે," અને તેથી તેણે ચાહયુ કે તેજ વખતે પોપટનાં પેની મેનાનાં જેવા હાલ તેણે આજે પચીસ દીવસની વાત ઉપર કીધા હતા તેવા કરે, લેકીન પોપટ એકલો તો અક્કલમદ અને દાનેશ હતો કે તેણે પોતાની ઉપરની આફત તુરતજ ફેરવી નાંખી. તે બોલયો કે "ખુજસતે, તમાંમ ખલક કંઇ એક તસેની હોતી નથી, અને આદમીઓમી કઇ એકજ ખાસીયતો હોતાં નથી. જો કે હમ તાજે પોતાનાં ખાવીદ સાથે બેવફાઇ કીધી તેથી કઇ તેણે અવલ વફાદારી નહી બતાવી હશે એમ નથી. તોપણ તેણીનાં યાર સાથે તેણીએ જે ચાલ ચલાવી તેજ મુજબ જો તાહરામામી તાહરા યાર તરફની મોહોબત હોય તો ઉઠ, અને જઇને તાહરી મોરાદને બર લાવ" આ વાતથી ખુજસતેએ પોતાનો કેહેર નરમ પાડયો, અને ઉઠીને ચાહયું કે મેતામ પોતાના યારને ઘર કુચ કરે, લેકીન રોશન રોજ જે કરપીણ અને કામાં કામ કરનારાઓનો દુશમન છે, તેનો ઝલ કુટ નીકલયો, અને ખુજસતેનુ જવુ દીલમાં ર…

## રાત છવીસમી.

મેમુન સોદાગરને સોદાગરીનાં પેશા માંટે મુસાફરીએ ગીયાને પચીસ દીવસ થઇ ગયા, અને આજે છવીસમી રાત ચાલુ થઇ. આફતાબે પોતાની સુનેરી થાલ આથમણ્ તરફના દરીયાવની નીચે ડુબાવી દીધી, અને આએ જમીનના તકતા ઉપર સીહા અંધારૂ થયુ, યાને જયારે રાતનો વખત થયો, તયારે ખુજ્શતે આવીને પોપટને કેહેવા લાગી કે "જેમ એક મોહોતાજમંદ ભીખારી ભીખ માંગવા આવે તેમ હુ દર રોજ માહરી મોહોતાજને માંટે તાહરી આગલ ભીખ માંગવા આવું છું, લેકીન તુને કશી વાતનો અંદેશો નથી." આ હંમેશ મુજબના ખુજ્શતેનાં તાનાંજાની ભરેલા સખુનો સાંભલી પોપટે જવાબ દીધો કે "દાનાવ લોકો કહી ગયા છે કે અગર તું જો ખેદમત કરે તો તે સક્ષની કરજે કે જે ખુનીયાદીનો ખાવીંદ ખુનીયાદ હોય. આટલી બધી દાનાઇની વાતો સાંભલવા છતાં તુ માહારી ખેદમતની કદર પીછાનતી નથી તો શું થયું, પણ હુ તો તાહરો ફરમાબરદાર છઉં એટલે મહને તો તાહરી ખેદમત વફાદારીથી બજાવવીજ જોઇએ. હું એક કમીનો મુરગ જાનવર છઉ અને હુ જે વાત કહુ છઉં તે તાહરી ભલાઇમાં છે, મગર તે વાતો સાંભલી તું તાહારૂ દીલ સુસત રાખે છે. તું જો કે અકકલને કાયદે અને હીકમતનાં ફેલે કરીને તાહરી મકસદને હુ શી રવેસે પોહોચાડું છઉ. પણ એતુ સેવટ શું આવશે તેનો પરથમ મહને વીચાર કરવો જોઇએ, નહીં તો જેઓ આવતા વખતનો વીચાર કરયા વગર ફકત હાલની ચલકતી બાજુ તપાસી કાંમ કરે છે તેઓ પેલા દહકાઓનાં જુલમગાર પાદશાહની માફક પસેમાંનીમાં પડે છે." ખુજ્શતેએ પુછયું કે તે વાત શું છે, જેથી પોપટે તે નીચે મુજબ કહી સંભલાવી.

[ દાસતાન ચોત્રીસમું. ]

## દેડકાઓનો જુલમગાર પાદશાહ.

અરબસતાનના મુલકમાં એક કુવામાં બેશુમાર દેડકા વસતા હતા, તેઓમાં એક સરવેથી મોટો દેડકો તેઓની ઉપર સરદારી ભોગવતો હતો. આ દેડકો જુલમગાર હોવાથી તેણે પોતાની જાતમાં ઘણા દુશમન પેદા કીધા, જેથી બીજા દેડકાઓએ એકસપ થઇ તે દેડકાને બાહાર હાંકી કાહાડયો. આ દેડકો પાદશાહ જયારે આ મુજબ ફકીરી હાલતે ભટકતો હતો તયારે એતેફાક એક દીવસે એવો બનયો કે તેને એક સરપ મલયો. સરપનો ખોરાકજ દેડકા હોય છે તેથી સરપ તો ખુશી થઇ ગયો કે રોજીનો આપનાર બારેહકતાલા કોઇને ભુખો રાખતો નથી: તેણે મહને ઘેર બેઠાં ખોરાક પોંહોચાડયો છે "એ દેડકાજી, તમો ઘણા દલેર દેખાવો છો. કે તમારી મેલે ચાલી ચલાવી ને અહીં સુધી આવયા છો." માજંદરાંની ખવાસના દેડકાએ ઘભરાઇને જવાબ દીધો કે "એ બુજુરગ બાપ, તું જે સખુન કહે છે તે રાસત અને દરૂસત છે, અને તે રૂપાંની કલમે સુનાની તખતી ઉપર કોરી રાખવા જોઇએ. લેકીન જાણી જોઇને મહને મોહોતના દરવાજા આગલ આવવાની મકસદ એ છે કે હું મોહોતાજમદ છઉ. તું જો મહને ખાવાનો કસદ કરતો હોય તો બેલાસક તાહરૂં પેટ આસુદું કર, કારણકે હુંબી વાખાનો મારેલો અહીયાં આવેલો છઉ તેથી છુટકારો પામુ." સરપને દેડકાની ખુસાંમતથી રેહેમ આવી તેથી તેણે તેના હેવાલ પુછયો, તયારે દેડકાએ પોતાની સરવે વાત કહી સંભલાવી અને રાજપાટ અને પાદશાહી ખોઇને તે તેની મદદ માંગવાને આવયો એવું જણાવયું; પણ તેણે આગલો પાછલો દરીયાફત નહીં કીધો કે પછવાડેથી શું થશે. સરપે દેડકાને કહયું કે "જેણે પોતાનું શીર સરકસીથી ઉઠાવયું હોય તેને મદદ નહીં કીધી જોઇએ, લેકીન તું બીચારો થઇને આવયો તેથી તાહારી ઉપર મહને દયા આવે છે." એટલું કહી સરપે દેડકાની પાસેથી એ

ફ્તુવાત માંગી કે તેના દુશમનોને તારાજ કીધા પછી દેડકાએ સાંપની સાથે રેહેવાનો કોલ આપવો આએ કોલકરાર કીધા પછી તેઓ પેલા કુવા તરફ ચાલયા. તયાં આવી પોહોચયા પછી પેહેલાં સાંપ તે કુવાનાં ઉતરી પડયો અને પેલો પદભરશટ દેડકો હુજી કુવામાં ઉતરે તે પેહેલાં તો સાંપ કેટલાક દેડકાઓને સફાઇ કરી ગયો. આથી આખા કુવામાં દેડકાઓ સોહોર અને જારી કરવા લાગા, પણ તેઓનું કંઇ વલયુ નહી. સરપ તો વડા દેડકાના વગર વીચારનાં ફરમાવયા મુજબ દર રોજ મરજી ચાહે તેટલા દેડકાઓ ખાઇ જવા લાગો, અને તેનુ કદ પણ ભારી હતું તેથી થોડાજ દાહડામાં તે કુવો દેડકાઓથી સાફ થઈ ગયો. ફકત પેલો વડો દેડકો અને તેનાં થોડા કબીલાનાં દેડકાઓ બાકી રહી ગયા. હવે વડા દેડકાને ઘભરાટ થયો, તેથી તેણે સરપને કહયું કે "એ યારે અજીજ, જે કામને વાસને હુ તુને લાવયો હતો તે તો સરનજામ પોહોતું છે; એટલુજ નહી, પણ શર મમાંને શરમમાં મે બીજા દેડકાઓને પણ તાહરા ભોગ થવા દીધા છે અને હવે માહરી આગલ કોઇબી શેયાંણો દેડકો રહયો નથી; વાસતે હવે મેહેરબાની કરીને તુ પાછો તાહરે ઠેકાણે જા. આટલુ તાહરૂ એહેશાંન માહરી ઉપર થયુ છે તે હુ સારી તરેહથી સમજુ છું, અને તેના બદલામાં હુ કમોનાનુ કઈ કામ પડે તયારે તાહરી સેવા બજાવવાને હુ તૈયાર છઉ." સાપે જવાબ દીધો કે "તું કેહે છે તે ખરો વાત છે, લેકીન આપણો કરાર હવે જીદગી સુધી સાથે રેહેવાનો છે, અને આ કુવો તો હવે તાહરા કબીલા શીવાય ખાલી થઈ ચુકો છે અને માહારા પેટમાંની ગરમીથી માહરાં આંતરડાં બલી જાય છે; તેથી કોઇબી રીતે જો સેતામ તુ માહરે વાસને કઈ ખોરાક નહીં લાવશે તો આ તાહરા બાકી રહેલા કબીલાને માહરા ખોરાક તરીકે લેવો પડશે." દેડકાઓનો પાદશાહ આએ વાતથી હેરાન રહયો, અને પોતાના મનમાં ધારવા લાગો કે "જે કોઇ પોતાના દુશમનની પનાહ માંગે અને તેની યારી કરી

મદદ ચાહે તેના બદલો સેવટે તેને હરગેજ ભલાઈથી તો નહીંજ મલે." સાંપે બાકી રહેલા દેડકાઓને પુરા કીધા અને હવે એખલો તે પાદશાહ રહી ગયો. તેણે ધાર્યું કે હવે વધારે વખત આએ કુવામાં રેહેવુ હાથે કરીને મોહોતનાં પંજામાં જવું બરોબર છે, તેથી કંઈ ફેલ અને ફંદ રમી તયાંથી છટકી જવું જોઈએ. ધાસતીથી તેણે એક તદબીર સોધી કાહાડી. તેણે સાંપને કહયું કે "આએ કુવામાં હવે હું એકબી દેડકો જોતો નથી કે જે તાહરો ખોરાક થાય, લેકીન તું જો હુકમ ફરમાવે તો અહીંથી થોડેક દુર એક પાંણીના ચસમો છે તેમાં બેસુમાર દેડકાઓ છે તેઓને હું કંઈ ફરેબમાં ફસાવી અહીયાં બોલાવી લાઉં અને તાહારા ખોરાકનો સફરો તઈયાર કરૂં." સરપે આએ વાત કબુલ કીધી, જેથી દેડકો કુવાની બાહર નીકલયો અને પોતાનાં કબીલાનાં દેડકાઓનાં મરણ ઉપર ગમ અને ગીરફતારી સાથ પોતાની મુરખાઈ ઉપર પસેમાંનીમાં પોતાની બાકીની જીંદગી પાસેના પાણીનાં હોજમાં ગુજારી, અને સરપ તે દેડકાની રાહા જોઈ આખરે પોતાને ઠેકાંણે પાછો ગયો.

---

પોપટે ખુજશતેને કહયું કે તાહરે પણ આ વાત ઉપરથી અક્કલ શીખવી સજાવાર છે. નહીં તો દેડકાઓના પાદશાહની માફક પછતાવેથી પસેમાંનીમાં ગીરફતાર થવું પડસે. વાસતે, હવે તુ ઉઠ, અને તાહારા દોસ્તની તરફ તેની મુલાકાતે જઈ તેનું બલતું જીગર ઠંડુ પાડ." ખુજશતે ઉઠીને બાહર નીકલી તો આફતાબે પોતાનો ઝલકાટ આ દુનીયાના તકતા ઉપર ફેંકી દીધેલો છે, લોકો પોતાને ઉદયોગે વલગવાની તઈયારી કરે છે, તેથી તેનું જવું ઢીલમાં પડયુ.

## રાત સતાવીસમી.

જયારે શીહા રાતનો વખત થયો અને સઘલું ચુપકીદી ભરેલું થયું તયારે ખુજસતે ઉઠીને પોતાના યારને ઘર જવાની રૂખસત લેવા પોપટ આગલ આવી. તે રડીને કહેવા લાગી કે "એ કાબેલ દોસ્ત, જયારે તુને દાનાવ સમજીને મેં તાહરી સાથે કાંમ પાડયું અને તે કામમાં મહને તાહરી મસલત જોઇતી હતી તયારે તુ અખાડા કરેછે, અને હમણાં તાહરી વાતોને હું ઉલટી જોઉ છઉ." પોપટે જવાબ દીધો કે "એવું બોલીને તું મહને શાવાસ્તે જખમ મારે છે? તુને ખબર નથી કે આદમીના બોલો તલવારનાં જખમ કરતાં જબુન છે: એક જખમ પાછો ખેચી લેવાયછે, અને તે રૂજી જાયછે, લેકીન એક સખુન જે મોહોડામાંથી બાહેર પડયો તે પાછો ખેંચી લેવાતો નથી, અને તેનો જખમ જીંદગી સુધી કાયમ રહી જાય છે. તું તાહરાં ડીચકારાપણાનો દોશ માહારે શર શા વાસ્તે નાંખે છે? એમાં માહારી શી તકસીર છે? પેલા જરીર વણકરની માફક તાહરૂં બખત જયારે યારી આપતું નથી તયારે તુને બીજાને સતાવાનું સજાવાર નથી." ખુજસતેએ જરીર વણકરની કમબખતી વીશે જાણવા માંગયું જેથી પોપટે કહયું કેઃ—

[ દાસતાંન પાત્રીસમું. ]

### કમબખત જરીર.

ઈરાકનાં મુલકમાં જરીર નાંમે એક ચાલાક કારકસબ યાને વણકર રેહેતો હતો, જે પોતાની કારીગરીમાં એટલો તો ચંચલ હતો કે ફકત પાદશાહી લાયક ઉંચાં કપડાં તેજ એખલો બનાવતો હતો. તોપણ કમનસીબથી તેના હુન્નરની કદર બુજનાર કોઈ નહીં હોવાથી તે પોતાની રોટી પણ ભાયગે પેદા કરી શકતો હતો. હવે તેજ શેહેરમાં જરીરનો એક દોસ્ત હતો તે પણ વણકર હતો, પણ તે રૂનાં સાધારણ સુફેદ કપડાં વણતો હતો. તોપણ તેણે પોતાના સાધારણ ધંધામાં એટલો

તો ખજાનો પેદા કીધો હતો કે તે પોતાનાં કબીલામાં ચાક નફરો અને લોન્ડીઓ રાખતો હતો અને બીજી કેટલીક જાહો જલાલી ભોગવતો હતો. એક દીવસે જરીર તેને તયાં જમવા ગયો, તેણે જયારે તેને આએ હાલતમાં જોયો તયારે તે દરીયાફત કરવા લાગો કે "હું પોતે પાદશાહી કપડાં એખલો બનાવું છું તે છતાં મહને કોઇ વખતે તો રોટી ઉપર નીમખ પણ મલી શકતું નથી, અને આએ સુફેદ કપડ વણનાર વણકર ગરીબ આદમનાં કપડાં વણે છે તે છતાં તે આટલો દોલતવાંનછે! હું તો જીવતાંજીવત ગોરમાં ડટાવા બરોબર થયો છઉં." જયારે તે પાછો પોતાને ઘર આવયો તયારે પોતાની ઓરતને કેહવા લાગો કે "આએ શેહેરમાં માહરો કસબ કંઈ ચાલતો નથી, તેની કદર કોઈ પીછાંનતું નથી, માહરૂં ગુજરાંન ફરાગાતીથી થાતું નથી, અને હું હવે આવી રીતની જીંદગી ગુજારતાં કટાલી ગયો છઉં, વાસ્તે મહને હવે કોઇ એવાં શેહેરમાં જવું જોઇએ કે તયાં માહારા હુન્નરની કોઇ કદર પીછાંને." તેની ઓરતે જવાબ દીધો કે "માહારા પ્યારા જરીર, આ વીચાર તાહારા મગજમાં જુઠો પેદા થયો છે. તે કાહાડી નાખીને તે બારેહકતાલા ઉપર તવકલ રાખ કે તે ખાવીંદ જે સરવેને રોજીનો બક્ષનાર છે તે કંઇ રેહેમ કરે. તે કરીમે કારસાજનો કાયદો એવો છે કે અગરચે એક ચીજ તાહારી નજદીક હોય ને તું પકડી નહી શકે, તો જે ચીજ બીજાની હોય તેની ઉપર તું તલાપ મારવા જાય તે તો કયાંથીજ બનવાનું હતું." જરીરે તેણીને સમજાવયું કે "જયાં સુધી ખાંણાંનો નવાલો ઉઠાવીએ નહીં તયાં સુધી તે મોહોડામાં જાય નહીં; મસ્ત વાઘ જયાં તલગ પોતાની જગોથી ઉઠીને આગલ દોડે નહીં તયાં તલગ તેનાં મોહોડાંમાં શેકાર આવતો નથી: અને તેમજ જયાં સુધી ઉદયોગની પાછલ મંડીએ નહીં તયાં સુધી આપણો સેતારો કંઇ ફરે નહીં." એટલુ કહી તેણીને કેટલોક દીલાસો આપી તેણે નીશાપુર શેહેરનો રસ્તો પકડયો. આ

શેહરની અંદર તેના હુન્નરની કદર એવીતો સરસ બુજવામાં આવી કે થોડા વખતમાં તેણુ કેટલોક જર પેદા કીધો; ને લઇને તેણે હવે પોતાને ઘર પાછો ફરવાનો કસદ કીધો કેટલીક મજલ આવી પોંહિચ્યા બાદ જ્યારે રાતનો વખત થયો તયારે તે એક બીઆબાંન જગલમાં આવી લાગો. અહીંયાં તેને રાતે વાસો કરવો પડયો, લેકીન કમનસીબથી તે ઉઘમાં પડયો એટલે કેટલાએક ચોરોએ આવીને તેના જર તથા માલ સરવે લુટી લીધો. આ ચોરો જ્યારે ચોરી કરતા હતા તયારે જરીરે પોતાની ઉઘમાં એક ખોવાબ દીઠો કે બે સોવામણી સુરતો આસમાંન ઉપરથી ઉતરી નીચે આવી, અને એક બીજીને મલી વાતો કરે છે. આ વાતચીત ઉપરથી જરીરને માલમ પડયું કે એક તેના પોતાના હુન્નરની સુરત છે, અને બીજી તેના નસીબની છે. નસીબની સુરતે હુન્નરની સુરતને પુછયુ કે "હકતાલાનો હુકમ એવો છે કે જરીરને ખજાનો મલવો નહીં જોઇએ અને આ ખજાનો એ કયાથી લાવયો?" હુન્નરની સુરતે જવાબ દીધો કે "માહરી રસમ એ છે કે અગરચે કોઇ માહરી દામનમા પોતાનો હાથ દેકે તો તેને હરગેજ ખરાબ નહીં કરૂ, લેકીન તેને તેના બદલો વાલી આપુ, પણ જો તાહરી મદદ તેમા નહીં હોય તો માહરૂ આપેલુ એને કઇ ફાયદો કરી શકનાર નથી." એટલાંમાં જરીર પોતાના ખોવાબમાથી જાગી ઉઠયો અને જોય શુ કે તે જગોએ નથી તે સુરતો અને નથી તેના માલ ખજાનો! આ જોઇ જરીર ઘણો ફીકરમંદ થયો, અને પોતાના કમનસીબ ઉપર જારી કરતો પાછો નીશાપુરમાં આવ્યો તથા આવી તેણે પોતાનો રોજગાર પાછો ચાલુ કીધો અને કેટલીક મુદતે વલી પાછો કેટલોક જર પેદા કીધો. આ નજદી લઇ આ વખતે વધારે સાવચેત રહી તે પાછો પોતાનાં વતન તરફ ફરયો; લેકીન એતેફાક એ બન્યો કે પેલીજ જગો આગલ આવી પોંહિચતા આગલ મુજબ તે ઉઘમા પડયો; પેલોજ ખોવાબ તેણે જોયો, અને બીદાર થતાં જોય તો આગલ મુજબ તે તદન બીચારો થયો

જણાયો. ચોરોએ આ વખતે પણ તેની એકબી ચીજ બાકી રેહેવા દીધી નહીં હતી. આ ઉપરથી તે તમામ નાઊમેદ થઇને પોતાના મનમાં કેહેવા લાગો કે "ઓ કમબખત જરીર, હવે આટલી બધી મુદતે તું ખાલી હાથે તાહરે ઘર પાછો શી રવેશે ફરશે? તાહરી ઓરત અને બચ્ચાંને શું મોહોડું દેખાડશે! પણ હવેતો ઘેર ગયા શીવાય છુટકોબી નથી. ખોદાની કજાની આગલ કોઇનું કંઈ ચાલતું નથી. તેની મરજી એવીજ છે કે હું આએજ હાલતમાં રહું." આ મુજબ જયારે તે ખાલી હાથે પાછો પોતાને ઘર આવ્યો ત્યારે તેની ઓરતે જોયું કે તેણીએ પેહેલાં કહ્યું હતું કે "નસીબમાં જે અરથી હોય તે આખી નહીં થાય," * તેમ તેણીનાં ખાવીંદની હાલત ખરગરાને તો થઇ છે, વાસ્તે તેવી હાલતમાં તેને તાણા મારવા સજાવાર નથી, તેથી તે મુંગી રહી.

---

પોપટે આએ વાત પુરી કીધા પછી ખુજસ્તેને જણાવ્યું કે "ઇનસાનને બખતની યારી અને મદદ જોઇએ છે. ફકત મેહેનત અને કોશેશથીજ આદમજાતની મતલબ હાંસેલ થતી હોતે તો જરીરને હરગેજ આટલું દુઃખ ગોસવું નહીં પડતે અને આખરે તે પાછો નાઉમેદ થઇ નહીં ફરતે; પણ તાહરૂં બખતતો બુલંદ છે, અને જમાનો હજી તાહરી યારીએ છે તો તું એટલી ઢીલ શા વાસ્તે કરે છે? ઉઠ અને જા, તાહરી મો-રાદ બર લાવ." બામદાદે પોતાનો રોશન ચેહેરો ખોલ્યો, અને ખુજસ્તે બાહાર જતી પાછી ઘરમાં આવી.

---

* જરીરની ઓરત તેને તાહો મારી એ દુજી વાત કહી બતાવે છે, પણ તે વાત આ જગાએ મુકવા લાયક નહીં દેખાથી તે આએ ગાનેરોમાં ફેરવી નાખી છે. -સુધારનાર

## રાત આઠાવીસમી.

રસમેતા મુજબ રાતને વખતે ખુજરસ્તે પરેશાંની ભરેલાં દીલ સાથે તાસવીસ કરતી પોપટની આગલ આવી કેહવા લાગી કે "બગદાદનાં ખલીફ઼ મેમુન પાસે ગાવંદ નામનો એક પહરેજગાર મરદ આવી તેને એક દીવસે કેહેવા લાગો કે 'માહરૂં નામ ગાવંદછે,' તયારે ખલીફાયે બેદરકારીથી તુચ્છકારીને જવાબ દીધો કે 'હશે.' ગાવંદે જણાવ્યું કે 'હું હજ કરવા જવાનો ઇરાદો રાખું છઉં,' ત્યારે મેમુને તેવીજ રીતે જવાબ દીધો કે 'આગલ રાહા ખોલી છે.' જયારે ગાવંદે કહયું કે 'માહરી પાસે રાહાનો સામાન નથી,' ત્યારે ખલીફે કહયું કે 'તો હજ કરવાની ફ઼રજ અને જરૂરબી નથી.' ગાવંદે કહયું કે 'એ ખલીફ઼, હું તાહરી પાસે કઇ ચીજ માંગવાને આવયો નથી, લેકીન દીનની રેવાયતથી તાહરી સલાહ લેવાને આવયો છુ.' આ સાંભલી તે ખલીફે તેને કેટલીક સારી સલાહ આપી હતી. તેમજ, એ રાસ્તીને ચાહાનારા પોપટ, તાહરી પાસ હું કંઈ દોલત કે માલ માંગવા આવી નથી, પણ ફ઼કત તાહરી સલાહ લેવા આવી છઉ. પણ તુ તો આજ કેટલા કેટલા દાહડા થયા મહને તાહરી વાતો સંભલાવી અટકાવી રાખે છે." પોપટે જવાબ દીધો કે "એ કદબાંનું, તું રાસતી બોલેછે. તે ખલીફે તો પેલા પહરેજગાર મરદને એક ભલાં કાંમની રાહા બતાવી, લેકીન તું તો માહરી પાસે એક બુરા કામની મસલત પુછવા આવી છે. તે છતાં વલી જયારે મેં તુને તે કાંમમાંથી કેટલીક અકલ શીખવી છે, તયારે હજી તું મહને બદનામ કરે છે; ખેર. તું હજી સુધી વફાદાર રહી છે તેથી તાહરા દીદાર જોઇ માહરૂં દીલ થંડું થાય છે, લેકીન તાહરી મરજી પુરેપુરીજ છે કે તાહરા યારને મલવું તો તે કાંમ માહરી સલાહ આપવા છતાં તાહરેથી બનવુ મુશકીલ લાગે છે. કારણ કે તું પેલા કનોજનાં કુંભારની માફ઼ક જાહેર પડી આવશે તેની મહને દેહેસત લાગે છે." ખુજરસ્તેએ પુછયું કે તે કુંભાર કોણ હતો? પોપટ બોલયો કે :—

[ દાસતાન.છત્રીસમું.]

## કનોજનો કુંભાર.

એક વખત ઉપર કનોજ શેહેરમાં એક કુંભાર રેહેતો હતો. તે પોતાના કાંમમાં ઘણોજ ખબરદાર હતો, લેકીન શરાબનો તેને એટલો તો લખ હતો કે વારેવાર તે હદથી વધારે પીવાથી છાકટો થઇને લથરીયાં ખાતો હતો. એક દીવસે તે એ મુજબ છાકટો થઇ લથરીયાં ખાતો ખાતો પોતાનાં ઘડીને તઇયાર કીધેલાં વાંસણો ઉપર તુટી પડયો, જેથી વાંસણો સઘલાં ભાગી ગયાં અને તેના મોહોડાં ઉપર કેટલાક જખમો પડયા. આ જખમો એવા હતા કે તે રૂઝી ગયા તોપણ તેની નીશાંણી તેના મોહડાં ઉપર મજબુત પડી રહી હતી, જેથી તેની સુરત બદસુરત બની ગઈ હતી. થોડોક વખત ગયા પછી શરાબના બેહદ લખથી તે પાયામાલ થઇ ગયો અને તેની પાસે ખાવાની ખાખ વટીક રહી નહીં. આ ઉપરથી તેણે હવે પોતાનો ધંધો પણ છોડી દીધો, અને શરાબથી જે ખાંનાખરાબી થઇ તેથી, અને તેની પાસે હવે તે વેચાનો લેવાના પઇસાખી નહી હોવાથી, તેને તે છોડી દેવાની ફરજ પડી. પણ હવે કોઇબી રીતે પોતાનું ગુજરાંન તો કરવું જોઇએ, તેથી તે નજદીકનાં એક શેહરમાં પાદશાહની ખીદમતમાં સીપાહીગીરીની નોકરી કરવા ગયો. પાદશાહે તેનાં મોહોડાં ઉપર જખમની નીસાંણી જોઈ, અને તે કુંભારે દેખાવ પણ એવો દલેરી ભરેલો રાખયો હતો કે, તેથી તે એવું સહમજવા લાગો કે ખરેખર આ કોઈ જબરો પેહેલવાંન છે. આએ ભેદ અને ભરમ ઉપરથી પાદશાહનું તેની ઉપર એટલું તો એકીન આવ્યું કે તે તેને એક મોટો લડવૈયો સહમજવા લાગો. મુદત એક જવા બાદ આ પાદશાહનો એક દુશમન કેટલુંક લશકર લઇને ચહડી આવયો. પાદશાહે પેલા કુંભારને બાહાર કાહડયો કે આ મુશકેલીયતની વખતે તે તેની અજમાયસ જોવે, લેકીન કુંભાર ઘબરાયો તેથી પોતે કોણ છે તે ભરમ કહી દીધો પણ પાદશાહે જયારે બીજા

સરદારને આએ લડાઈમાં મોકલયો તયારે તે કુંભારે પોતે હીમત કરીને જવા માંગયું, લેકીન પાદશાહે હસીને જણાવ્યું કે "જેનાં કાંમ તે તેનાંથીજ થાય: એ કાંમ તાહરાથી સરંજાંમ નહીં પોહચે. શેર મરદનાં કાંમ જો કોહોલીથી બનતાં હતે તો તે હાથીને જોઇને છુપાઇ નહીં જતે. તે દાખલો તેં નહીં સાંભલયો હોય તો સાંભલ. એક જંગલમાં એક વાઘ રેહેતો હતો. હમેશ માફક પોતાની ભુખ મટાડવાને તે એક દીવસે તે જંગલમાં પોતાનો શેકાર સોધવા નીકલયો, પણ કમનસીબથી તે દીવસે તેને એક કોહલીનાં નહાંનાં બચાં શીવાય બીજું કશું મલયું નહીં. તેણે વીચાર કીધો કે એટલાં નહાંનાં બચાંથી તેની ભુખ કંઈ મટવાની તો નથી; તેથી તે પોતાની વાઘણ જેને ખોરાકની વધારે જરૂર હતી તેની આગલ લઇ ગયો. વાઘણે જોયું કે જયારે વાઘ મોટું મન કરી પોતે ભુખ વેઠી જે કંઇ થોડું મલયુ તે માહરે વાસ્તે લાવયો તો ખરો, લેકીન એ એક કોહલીનુ બચુ છે અને મહને પોતાને પણ બચાં છે, તો માદાજાતને બીચારાં માએ વગરનાં બચાં ઉપર માયા અને મેહેરબાંની રાખવી સજાવાર છે. એમ વીચારી તેણે વાઘને તેજ મીસાલે સહમજાવી તે નાવારેસ બચાંને પોતાનાં બચાં સાથે પાલીને મોટુ કીધુ. પણ હલકી જાત તે હલકી. તે કોહલીનુ બચું જયારે વાઘનાં બચાં સાતે રેહતું હતુ તયારે જેમ વાઘનાં બચાં તેની ઉપર દયા લાવી તેને પોતાના વડા ભાઇ તરીકે ગણતાં હતાં તેમ તે કોહલીનુ બચું ફુગરાઇને પોતે પણ એમજ ગુમાન લઇ જવા લાગું કે તે વાઘનાં બચાંનો વડો ભાઇ છે! એક દીવસે જયારે તે જંગલમાં તેઓએ એક મસ્ત હાથીને દીઠો તયારે વાઘનાં બચાં જેઓ વાઘની ખાસીયત ધરાવતાં હતાં તેઓએ મરદાંનગીથી હાથીની ઉપર હુમલો કરવાને ચાહ્યું, પણ કોહલીનું બચું આ હાથીને જોઈ સેતાબ નાહાસીને એક ખેતરમાં છુપાઇ બેઠું. હવે જયારે વાઘનાં બચાં જેઓ કોહલીનાં બચાંને વડા ભાઇ તરીકે ગણતાં હતાં તેઓએ તેને બોહીને છુપાઇ

તે અહીયાં આવી પોતાનું રેહેઠાંણ કરે ! તે પાદશાહ જો હ-માણાં આવશે તો તે શીહાગોસને ફાડીને તેના તુકડે તુકડા કરી નાખશે. આ ઉપરથી શીહાગોસે વાંદરને જવાબ દીધો કે "એ વાંદર, આ જગો ઉપર અસલ માહરા બાપદાદા રેહેતા હતા તેથી એની ઉપર માહરો પોતાનો દાવો પેહેલો છે. એ જગો માહરી પોતાની છે; એ મીરાસ ઉપર કોઈનો દાવો નથી; અને એ માહરીજ છે તેથી તો હું તુને હુકમ કરૂંછું કે સેતાબ તું એ ખાલી કરીને બાહાર નીકલ,—નહીંતો તાહરો જાંન એક ઘડી સલાંમત રેહેનાર નથી. જ્યારે શીહાગોસની આએ રીતની તકરારથી વાંદર હારી ગયો અને બાહાર નીકલી ગયો, તયારે શીહાગોસની માદાએ ઘભરાઈને શીહાગોસને કહયું કે "એ જગો આપણને તરક કરવી જોઈએ, કારણ કે વાઘના પંજાની બરોબર તાહરીથી થવાશે નહીં." શીહાગોસે તે માદાને દીલાસો આપયો કે "એ મકાંન વાઘનું નહીં હશે, અને કદાચ તેનું હશે ને તે અહીંયાં આવશે તો હું માહારા હીલ્લા અને મકરથી આપણ બેઉને તેનાં પંજામાંથી છોડવી શકશ." માદાએ કહયું કે "આ કાંમ એવું છે કે એમાં હીલ્લા અને મકર ચાલેજ નહીં, અને જે કોઈ હીલ્લા અને મક્કરમાં પુરવીન હોય તે પોતાના જીવની ખોવારી પેલાં વરૂની માફક ઘણી જલદીથી કરી દે છે. એક વખતે એક વરૂ ભુખનું મારયું ખોરાક સોધતું સોધતું એક કોહલીનાં ગોફા આગલ આવી લાગું, અને કોહલીને બાહાર ગયલી જોઈ તે પોતે અંદર છુપાઈ બેઠું કે તે આવે તો તેનો શેકાર કરે. કોહલી આવી, પણ તે પોતાની લુચાઈથી ગોફાની બાહાર વરૂનાં પગલાં જોઈ તુરત પાંમી ગઇ કે તે હયાં ભરાઇ બેઠું છે. તે પોતાના ફેલમાં પુરી હોવાથી બાહારથીજ બુમ મારવા લાગી કે એ તેનાં ગોફામાં કોણ ભ-રાઇ બેઠું છે? વરૂએ કંઈ જવાબ આપયો નહીં, તેથી કોહલીએ બીજી વાર સોધી કોહલી પુછયું કે 'એ ગોફા, તાહારી બના-વટ પથરની છે અને પથરની પેદાસ પાહાડમાંથી છે. પાહાડમાં

એવો ખવાસ છે કે તેની સામે કોઇ આવાજ મારે તો તેનો પાછો તે પડઘાથી જવાબ દે છે. અને તાહરે ને માહરે સવાલ જવાબ કરવાનો વેહેવાર હોવા છતાં આજે તું જવાબ નથી દેતો તેનો સબબ શુ છે?' તે સહમજતી હતી કે આવી રીતનાં કોઈ ફેલથી અંદર જો વરૂ ભરાયલો હોય તો તેની પાસે કંઇ બોલાવું, અને તેમાં તે ફતેહ પાંમી, કારણ કે તેણે જયારે છેવલાં એવુ કહીને પાછું જંગલ તરફ ચાલવા માંડયું કે 'તું જવાબ નથી દેતો તો તાહરે ને માહરે હવે વેહેવાર નથી,' તયારે વરૂ સહમજયો કે 'એ ગોફામાં કદાચ એવી ખાસીયત હશે કે તેની સાથે વાત કરનારને પાછો જવાબ દે, પણ કદાચ માહરી દેહેસતથી તેણે ચુપકીદી એખતીયાર કીધી હશે તેથી એને બદલે હુંજ જવાબ આપુ.' આ રીતે ઠગાઇને વરૂએ જયારે અંદરથી જવાબ આપયો કે 'એ કોહલી, તાહરે એ ઘરમાં આવવું જોઇએ,' તયારે કોહલીએ પોતાની ખાત્રી કરી લીધી કે અંદર ખરેખર વરૂ ભરાયલું છે, સેતાબ તે એક પડોશનાં ભરવાડ પાસે ગઇ અને પોતાની ફરીયાદ તે ભરવાડને કહી. આ ભરવાડ તે વરૂથી ઘણોજ આજેજ થયો હતો, કારણકે તે તેનાં ઘણાંક મેઢાં ખાઇ ગયું હતુ, તેથી તેણે આએ કાંમ ગનીમત જાણીને એક સરસ તક હાથથી જવા નહીં દેવી જોઇએ, એવુ વીચારીને એક જબરદસ્ત પથર લઇ જઇને પેલા ગારનાં મોહોડાપર મુકી આવયો; જેથી પેલું વરૂ કેટલાક દીવસ સુધી અંદર કબજ રહી ભુખથી મરી ગયુ."

જયારે શીહાગોસે પોતાની માદાની તરફથી આએ વાત સાંભલી તયારે તેણે જણાવયુ કે તેને ને વરૂને ઘણો તફાવત છે. તે વરૂમાં જો સહમજ હતે તો તે હરગેજ પેલા ગોફામાંથી જવાબ નહીં દેતે. શીહાગોસ અને તેની માદા એક તરફ જયારે આએ રીતની ગોફતેગોમાં બેઠેલાં હતાં, તયારે બીજી બાજુએ પેલો વાંદર પોતાના માલેકની એમતેકબાલ જઇ શીહાગોસની બેહુદાઇની ફરીયાદ કરવા લાગો. વાઘે જોયું કે શીહાગોસ જેવાં

જાંનવરમાં એટલીબધી તાકાત હોય નહીં, પણ એ કોઇ બીજુંજ ફાડી ખાનારૂં જાનવર હોવું જોઇએ. તેને આ મુજબ નાહીંમત થતો જોઈ વાંદરે પોતાની ખુશામતખોરી જુબાંન ખોલી "એ જાંનવરોના પાદશાહ, આએ આલમની અંદર તાહારા કરતાં વધારે જોરેમંદ જાંનવર તાહારી ઉપર સરસાઇ કરવાને બીજું હોયજ કોણ?" વાઘે જવાબ દીધો કે "દુનીયાં કોઇ વાતથી ખાલી નથી: અલબત કોઈબી માહરા કરતાં દેલાવર હશે, નહીં કાંય હોય!" આએ રીતની રકઝક કરતા તેઓ બધે જ્યારે પેલા ગુફા તરફ ચાલવા લાગા તયારે શીહાગોસની માંદાએ તેઓને દુરથી જોઇને ધાસતી બતાવી, પણ શીહાગોસ તેને કેહવા લાગો કે "તાહરે ડરવાનું કંઈ કારણ નથી. તું ફકત એટલુજ કરજે કે જયારે વાઘ આ ગોફાની નજદીક આવે તયારે તું આપણાં બચાંને ખુમ રડાવજે, અને જયારે તેઓને રડવાનો સબબ હું પુછું ત્યારે તું કેહેજે કે ઘણા દીવસ થયા તેઓએ વાઘનું ગોસ્ત ખાધું નથી તે તેઓ માંગે છે." હવે જ્યારે વાઘ તે ગોફાનાં મોહોડાં આગલ આવી લાગો ત્યારે પેલાં બચાંઓ ખુબ રડવા લાગાં. શીહાગોસે આગલ કરી રાખેલી ગોઠવણ મુજબ તેની માદાને જ્યારે તેઓના રડવાનું કારણ પુછયુ, તયારે તેણે પોતાની તરફનુ એક ફેલ વધારીને એવો જવામ વાલયો કે તેં વાઘનું જે ગોસ્ત લાવયો તે વાસી છે તેથી બચાં ખાતાં નથી, અને તેઓ તાજું ગોસ્ત માંગે છે. શીહાગોસે ધુસ્સો કરીને પુછયું કે "શું થયું હજતો ગઈ કાલે હું એક વાઘ મારી લાવયો તેટલા વારમાં તે વાસી શાણે થઈ ગયુ? વારૂ કઇ નહીં, હમણાંતો તું એઓને સહમજાવી પટાવીને મુંગાં રાખ, આએ મકાનનો ધણી બાહાર ગએલો છે તે હમણાં એ જગોએ પાછો આવશે, એટલે તેને મારીને તે તાજાં ગોસ્તનાં કબાબ કરીને એઓને ખવાડશ." આએ વાત સાંભલી વાઘનો થથરીજ ગયો છે. તે સહમજ્યો કે ઘરમાં દુશમન તો કોઇ મજબુત આવી ભરાયો છે. પેહલાં તો તે વાંદર સાથે દુર નર્થયરનો તે દુર ઉભો રહ અંદેશો કરે છે,

તેટલાં વાંદરે જણાવયું કે "એ જાંનવરોના પાદશાહ, તું આજે એટલો હીચકારો કેમ બની ગયો છે? તાહારાં દીલને ઉસ્તવાર રાખ, અને ચાલ માહારી પાછલ જોઉં! એક શીહાગોસ જેવાં કમીનાં જાંનવરથી, અને તેભી વલી જઈફ અને નાતવાંન જાંનવરથી, તું જેવો સરદાર ડરે છે એ શું શરમની વાત નથી?" વાંદરનાં આએ સખુનોથી વાઘને હુશીયારી આવી, અને ઉમેદ ભરયાં દીલે તે પાછો ફરીને એકવાર પોતાનાં ગુફા તરફ ચાલયો. તેને દુરથી જોઇને શીહાગોસની માદા પાછી ઘભરાટમાં પડી, પણ શીહાગોસે તેને દીલાસો આપી આ વખતે પણ તેને બચાંઓને રડાવવા કહયુ. જયારે વાઘ નજદીક આવયો અને બચાંઓ રડવા લાગાં, તયારે શીહાગોસે કહયું કે "એ બચાંઓને હવે એક થોડોજ વાર મુગાં રાખ, કારણ કે ઓ પેલો વાઘ નજદીક આવયો છે. આપણો દોસ્ત જે પેલો વાંદર છે તે હીલ્ટવા અને મક્કરમાં પુર હોવાથી એ કાંમને વાસતે મે તેને કહીજ રાખ્યું હતુ તે પોતાની શીરીન જુમાંનથી પેલા વાઘને ફુસલાવીને લાવયો છે." આએ સખુનો સાંભલી વાઘની એવી ખાત્રી થઈ કે "ખરેખર આએ વાંદર માહારા મોહોતનાં ફરેબમાં રમેછે. એ મક્કર સરવે વાંદરનાંજ છે; નહીંતો માહારી સાથે એટલી છકર કરવાની એને શી મકસદ હોય!" એવું વીચારી વાંદરને દુર ઘસડી લઇ જઇ તેનાં તનનાં તુકડે તુકડા કરી નાંખ્યા. આ મુજબ વાઘ પોતાની જગો છોડી તયાંથી એટલો તો દુર જતો રહયો કે ફરીથી તેની નીશાંન કોઇને માલમ પડી નહીં, અને શીહાગોસ તે વાઘની મીરાસ છીનવી લઇ બેઠો.

---

ખુજ્જાતેને ચોપટે જણાવયુ કે "ચાલ ઉઠ, અને જા તાહારે ધારેલે કાંમે; પણ યાદ રાખજે કે તાહારી ઉપર કંઈ મુશકેલીયત આવી પડે તયારે તું પણ પેલા શીહાગોસની માફક તાહારી જાતી અક્કલ અને હુશીયારી વાપરી તેમાંથી ખલાસી પાંમજે." ખુજ્જાતેએ ચાહ્યુ કે તયાંથી ઉડીને હવે તે બાહાર જાય, લેકીન બામદાદના મુરગે પોકાર મારયો તેથી તેનું જવુ બંધ પડી ગયું.

[દાસ્તાન આડત્રીસમું.]

## અમીના.

એક શેહેરમાં અમીના નામે એક ઓરત રેહતી હતી. તેણીનો બાંધો એવો તો કદાવર હતો કે એક બાહાદુર લડવઇઓ પણ તેનાથી શરમીંદા થઈ દુર ઉભો રેહે. જેવી તે કદાવર હતી તેવીજ તે પોતાની ખસમને પણ બુરી હતી. ઓરતજાતની શરમ અને મહલાજો તો તેનામાં મુદલ હતોજ નહીં, જુબાંનતો બોલવામાં કાતર મીસાલે હતી. આએ રીતની ચાલને લીધે એક દીવસે તેણીનાં ખાવીંદે તેણીને જરા માર મારયો, તો લાગલીજ તે પોતાના બે છોકરાઓને લઇને એક ડરાંમણાં જંગલમાં નીકલી ચાલી. એનેફાક એવો બનયો કે તે જંગલમાં એક મોટો વાઘ નીકલી આવયો, અને પેલા બે છોકરાઓને એકદમ ઉંચકી જવાનો કસદ કીધો. આ વખતે પેલી ઓરતની સુધ ઠેકાણે આવી, અને વીચાર કરવા લાગી કે જે ઓરત પોતાનાં ખાવીંદથી ધુસ્સો કરીને બાહાર નીકલી આવે તેને એવીજ સજા થવી જોઇએ તે તોબાહ કરવા લાગી અને દરીયાફત કીધો કે "આ વખતે જો આ વાઘનાં પંજામાંથી સલાંમત ખલાસ થાઉં તો હવે પછી હું માહારા ખાવીંદની નાફરમાંન હરગેજ નહીં થાઉ, અને હમેશાં તેનાં હુકમ અને તાબામાં રહુ. જો કે એક ભુખા અને ડરામણાં ફાડીખાનારાં જાંનવરથી બચવાની આશા રાખવી એ સરતાપા મુરખાઇ અને હેમકાઈ તો છે, તોપણ એકબારગી હુ માહારાં ફેલ અને ફરેબ ચલાવી તો જોઉં કે એમાંથી ગેબનો ભેદ શુ જાહેર પડે." આ વખતે તેણીએ હવે તે બારે હકતાલાની યાદ કીધી, અને પોતાના પાપની પસેમાંની ફકત તેનાથી ચાહી. તેની બંદગી કીધા પછી પેલા વાઘને બુલંદ પોકાર મારી કેહેવા લાગી કે "એ વાઘ, તુ માહારી નજદીક આવી માહારા સખુંનો સાંભલ. આ તરફ એક મોટો છયાંગાર વાઘ રેહે છે, અને તે વારવાર હોમલા કરીને જે આદમીઓ તેના પંજામા આવે છે તે તમામ આદ

બીઓને પરાગંદ કરીને પોતાનાં નાસતા ઉપર લે છે. આજદીને અમો ત્રણ જણની વારી આવી છે. જો કે હું એક એવી ઓલાદની ઓરત છઉં કે જેની પાસેથી કોઇબી મોહોતાજમંદ નાસીપાસ થઇ પાછો ફરશે નહીં. અમારો દીલગુરદો એવો મોટો છે કે અમારો જાંન બીજા કોઇના કાંમમાં આવે તો તે પણ અમો તેની પાસ હાજર કરવાને તઇયાર રહીએ છે. હવે જો કે અમો અમારો જાંનતો પેલા મોટા વાઘને આપવાને વાસતે જઇએ છે, તોપણ તું અમોને ઘણો ભુખો અને મોહોતાજમંદ માલમ પડે છે તેથી સેતાબ કરી પેહેલાં તું મહને અરધી ખા અને પછી આ માહારા બે છોકરાઓમાંના એકને ખા, અને અરધો ભાગ જે બાકી રહે તે પેલા બીજા વાઘને વાસ્તે રાખ્ય કે તેબી વાયદા મુજબ પોતાની ભુખને છીમાવે." જયારે આ વાઘે પેલી ઓરતને મોહોડેથી આવા સખુનો સાંભલયા તયારે તે અજાયબ થઈ પોતાના દીલમા વમાસવા લાગો કે "આએ રીતની સખાવત કરનાર ઓરત સારી આલમમાં મેં જોઇ નથી. એને ખોરાક તરીકે લેવી!——" એવો દરીયાફત વાઘ કરે છે તે જોઇ અમીનાએ કહયુ કે "એ વાઘ, તું જોયા શું કરે છે? સેતાબ કર. તું અમોને તાહારો નાસ્તો બનાવી સેતાબ નાહાસી જા. નહીંતો પેલો મોટો વાઘ આવી લાગશે તો તુંને જાંનથી સલાંમત રેહેવા દેશે નહીં, કારણ કે આ જગોએ આવવાનો તેનો વખત હવે થઇ ગયા છે." એતેફાક એવો બનયો કે આ વખતે દુરથી પવંનનાં જોરે કંઇક ગીરદ ઉડતી હતી તે જોઇ પેલા વાઘે ધાસ્તીથી બીજી બાજુએ નાહાસવા માંડયુ. સાંમેથી એક કોહલી આવતી હતી તેણે વાઘને આ મુજબ દેહેસતથી નાહાસતોજોઇ, તેને ઉભો રાખી પુછયું કે "એ ચીત્તા, તાહારો હોલ શું છે કે તુ એ રવેસે બીહીને નાહાસી જાય છે." ચીત્તાએ કોહલીને પેલી ઓરતની વાતથી વાકેફ કીધી, તેથી કોહલી ઘણીજ ખીજવાટમાં આવી કેહેવા લાગી કે "એ ચીત્તા, તાહરી મરદાંનગીથી તુ દુરુર છે; પણ એમ યાદ રાખજે કે મરદાંનગી કરતાં અકલ

વધારે ફાવી નીકલે છે. જો ઈનસાંન જાત છે તે અક્કલવાન છે તેથી હીલ્લા અને ફરેબથી મરદાનગી ઉપર ફાવી નીકલે છે પણ તેના કરતાબી માહારી પોતાની ઓલાદ હીલ્લા અને મક્કર રમવામા વધારે મશહુર થયલી છે તોપણ આદમી કોઇ કોઈ વાર એવા ફરેબમાં એટલુ તો મશહુર છે કે તેના ફરેબોથી માહારી લુચાઇમા પુર જાત આજેજ થાય છે, અને તેવીજ એક ઓરતે તુને નાદાન અને હેમક સમજને ઠગયો છે. પણ હુ તુને કહુ છુ કે જે લેહેજતદાર મેવો તાહારા હાથમા આવેલો છે તે જવા ના દે અને તેને ગનીમત જાણી નેયામત કર જો તુ પાછો ના ફર. તુ જો બીહીતો હોય તો હુ તાહરી સાથે આવુ કે માહરૂ પેટ પણ આજ કેટલક દીવસ થયા એવી લેહેજતદાર ખાણાની વાની વગર બેતાબ થયલુ છે તેને ભરપુર કરૂ." વાઘે જણાવ્યુ કે "તે ઓરતના સખુનો મહનેતો સચાઇ ભરેલા લાગે છે અગરજો આપણે જઇએ ને પછી પેલો મોટો વાઘ તયા આવી લાગે અને પછી તુ એકાદ ખુણામા ભરાઇ બેશે તો માહારા શા હાલ?" કોહલીએ જવાબ દીધો કે "અગર તુને માહારી નાદાનની સલાહ ઉપર ઇતબાર નહીં આવતો હોય તો હુ તાહરી સાથે આવુ. આપણે બેઉ જણ તે ઓરત આગલ જઇએ અને તેટલામાં કદાચ તે મોટો વાઘ આવી લગશે તો તેની આગલ તું મહને એક તોફા હદીયા તરીકે નજર કરીને તુ તયાથી નાહસી જજે" કોહલીના ફુસ લાવ્યાથી વાઘ તેને લઇને પાછો ફરયો તેને દુરથી જોઇ પેલી ઓરત પામી ગઇ કે આ કોહલીના કારસતાનથી વાઘ પાછો ફરયો ખરો, પણ હવે કોઇ બીજી તદબીર સોધી જાંન બચાવવો જોઇએ વાઘને નજદીક આવતા તેણે જણાવયુ કે "ચીત્તા, તુ આવયો તો ઘણુજ બેહેતર થયુ તુને એકવાર જતો મુકીને હુ પસતાયા કરૂ છઉ તુ જાણે છે કે આ ડરામણા જગલમા કોઇબી આદમજાત દાખલ થવાની હીમત કરે નહીં, અને આવેબી નહીં. પણ હુતો એક ડાકણ છઉ, અને ફકત ફાડી

ખાનારાં જાંનવરોનાં ગોસ્ત ઉપર જીવું છું. તુંને પેહેલાં જ્યારે મેં છોડી દીધી ત્યારે મહને ઉમેદ હતી કે અહીયાં એક બીજો મોટો વાઘ આવનાર હતો તેનાં ગોસ્ત ઉપર હું નચીંત થઈ કેટલાક દીવસ ગુજારશ. તેથી મેં તાહારી ઉપર દયા લાવી તુંને જવા દીધી; લેકીન તેતો હજી અહીયાં આવયો નથી, અને આએ કોહલી તુંને ફરેબ દઈ લાવીછે, એ ઠીકજ થયુ છે; ને મહને માહારી જાદુઇથી માલમ પડયું છે. માટે પેહેલાં મહને એ કોહલીનેજ ખાઇ જવી જોઇએ." એમ બોલી અમીના પોતાના બાહાદુરી ભરેલાં કલાવર આંગથી કઇ એવીતો ધરપચ કરવા લાગી કે તે જોઇ કોહલીએ નાહાસવા માંડયું. આ જોઇ વાઘ સહમજયો કે આ સઘળો કોહલીનો ફરેબ હતો, તેથી તેણે પણ નાહાસવા માંડયું; એટલુજ નહી, પણ તેણે કોહલીને પકડીને તેજ વખતે ચીરી નાંખી.* આ મુજબ પેલી ઓરત એક વાઘનાં પંજામાં બે વાર સપડાયલી ફરેબથી છુટી.

---

ખુજસ્તેને પોપટે જણાવયું કે "ચાલ ઉઠ, અને જા તાહારે ધારેલે કાંમે; પણ યાદ રાખજે કે તાહારી ઉપર કઇ મુશકેલીયત આવી પડે ત્યારે તું પણ પેલી અમીનાની માફક તાહારી જાતી અકલ અને હુશીયારી વાપરી તેમાંથી ખલાસી પામજે." ખુજસ્તેએ ચાહયુ કે ત્યાંથી ઉઠીને હવે તે બાહાર જાય, લેકીન બામદાદનો વખત નેજદીક આવ્યો હતો, આફતાબે પોતાનું સુનેરી નુર ઉગમણ તરફના પાહાડો તરફથી ફેંકવાનુ શરૂ કીધું હતું, ચરદાં અને પરદાં જાનવરો પોતાનો ખોરાક સોધવા બાહાર પડી ચુકાં હતાં, અને શેહેરમાં લોકોનો સોહોર સાહાર નીકલી ચુકો હતો, તેથી તેનું જવું બંધ પડીગયુ.

---

* થોડાક ફેરફાર સાથે.—સુધારનાર

# રાત એકત્રીસમી.

---

આ જમીનનાં ગોલા ઉપર જ્યારે રાતનો શીહા અંધકાર પરદો પડયો ત્યારે ખુજસ્તે પોપટની આગલ આવી, પણ તેણીએ તેને ઘણોજ ગમમાં ગીરફતાર બેઠેલો જોયો, તેથી તે ફીકરમંદ થઇ તેની ગમગીનીનુ કારણુ પુછવા લાગી? પોપટે જવાબ દીધો કે "એ ખુજસ્તે, માહરી ગમગીનીનુ કારણુ એજ છે કે તું જે મરદ ઉપર મોહોબતમાં પડેલી છે તેની બુનીયાદ રખે કોઈ હલકી તોખમની હોય. હલકી તોખમનાં માણસોથી હમેશાં રૂસવાઇ શીવા બીજું કંઇ હાંસલ થઇ શકતું નથી. હલકી કીસમના આદમીઓ સાથ દોસતી કરવાથી કોઇ દીવસે પસેમાન થવું પડે છે. અગરજો એમછે કે તેની બુનીઆદ કમીની હોય તો પાછલથી બહુ પસતાવું પડે, તો તેની સાથે દોસતીનો હક રાખવા પહેલાં તેની તોખમનો ભેદ જાંણવો જોઇએ." ખુજસ્તેએ પુછયું કે તે કેમ બને? કોઇ બેગાના અને તદન અજાંણાં માણસનો ભેદ કેમ માલમ પડે? આદમજાત તો તરેહવાર દેખાવના અને તરેહવાર જાતના લપકામાં ફરેછે, લેકીન તેના દેખાવ ઉપરથી આપણે તેને કેમ પીછાની શકીએ કે તેની બુનીયાદ કેવી છે? પોપટે જવાબ દીધો કે "એ કાંમ કંઇ ઘણું મુશકેલ નથી. જેમ પેલી કોહલી પોતે નીચ બુનીયાદની હોવા છતાં કેટલેક વખત સુધી ફાડી ખાનારાં વાઘ જેવાં જાનવરો ઉપર સરદારી ભોગવતી હતી, લેકીન તે આખરે જાહેર થઇ હતી અને તેને રૂસવા થવુ પડ્યું હતું, તેમજ વલી એક ઘધેડો વાઘનું ચાંમડું ઓઢી વાઘ થવા ગયો હતો પણ પાછલથી જાહેર થઇ રૂસવા થયો હતો, તેમ નહીં બનવું જોઇએ." ખુજસ્તેએ પુછયું કે તે કેમ જાહેર થયાં હતાં? જેથી પોપટે તે બે વાતો નીચે મુજબ કહી બતાવી.

[દાસતાન ઓગણચાલીસમું.]

## કોહલીને પાદશાહી કેમ પચે ?

એક જંગલમાં એક કોહલી રેહેતી હતી તેને શેહેરમાંના મરઘાં ખાવાનો બહુ શોખ હતો, તેથી તે દરરોજ રાતરે શેહેરમાં આવતી હતી. એતેફાક એવો બનયો કે એક વખતે તે એક રંગારાની રંગની કુંડીમાં પડવાથી તેનું બદન સઘલું રંગીન બની ગયું. મોહા મુસીબતે કેટલેક વારે તરફડીયાં મારી તે જેમ તેમ કુંડીમાંથી બાહાર નીકલી અને પાછી જંગલ તરફ દોડી ગઇ તેને જોઇને જંગલમાંનાં તમાંમ જાનવરો તેને કોઈ જુદીજ જાતનું અજાયેબ જેવું જાનવર સમજી તેનાં તાબામાં રેહેવા લાગાં. વાઘ ચીત્તાઓ વટીક તેની તાબેદારી કરવા લાગા, જેથી તે કોહલી ઘણીજ મગન થઈ ગઇ, તોપણ પોતાનો ભેદ તેણે મનમાંજ છુપાવી રાખયો. તે હંમેશાં પોતાની ખીદમતમાં નાતવાંન જાનવરોનેજ રાખતી હતી, અને મોટાં ફાડી ખાનારાં જાનવરોને પોતાની નજદીક આવવાને અટકાવતી હતી; એવી રીતે કે તેની દરગાહમાં પેહેલાં તેની જાતની બીજી કોહલીઓ સફ સમારીને ઉભી રેહેતી, અને બીજી હારમાં સાંબર અને હરણ, ત્રીજીમાં વરૂ અને જોરખર, ચોથીમાં વાઘ અને ચીત્તા, અને પાંચમીમાં મસ્ત હાથી રેહેતા હતા. એક દીવસે એવું બનયું કે તમાંમ કોહલીઓ એકદમ ભુકવા લાગાં, જેથી આ કોહલી પાદશાહથી રહી શકાયું નહીં. તેથી તેબી સાથે ભુકવા લાગી. જયારે તેની ડગાઇ આ મુજબ ભુકવાને લીધે માલમ પડી આવી, અને ફાડી ખાનારાં અને બીજાં તમામ જાનવરોએ જાણી લીધું કે તેઓની ઉપર સરદારી ચલાવનાર તો એક સાધારણ કોહોલી છે, ત્યારે તેઓએ ચાહયું કે તેને જાંનથી બેજાંન કરે; લેકીન કોહોલીની જાત ચપલ હોવાથી તે તુરત પાંમી ગઈ કે હવે તેની કમબખતી નજદીક આવી પોહોંચી છે તેથી તેનાથી જેમ નહસાયું તેમ જીવ લઇને નાઠી. તે પોતાનું વતન છોડીને એક દુરનાં જંગલમાં ગઈ, પણ તયાં તેની જાતની બીજી કોહલીઓને તેની વાત જાહેર થવાથી તેઓએબી તેને પોતાનાં ટોલાંમાંથી હાંકી કાહાડી. આએ મુજબ કોહલીએ પાજીપણે પોતાની જાત જણાવી હતી.

[દાસતાન ચાલીસમું.]

## ઘધેડો તે ઘધેડો.

કોઈએક શેહેરની અંદર એક સોદાગર રેહેનો હતો, તેની પાસે અવલ તો દોલત ખુબ હતી, લેકીન જમાનાંની ગીરદશથી તે એવો તો પરેશાન હાલતમાં આવી લાગો કે તેને પોતાને ખાવાનાં વાખા પડ્યા તો ને પોતાનાં જાંનવરોને તો કયાંથીજ ખવાડે? આસતે આસતે તેને પોતાનાં ઘોડાઓ તો વેચી નાખવાની ફરજ પડી, લેકીન એક ઘધેડો પોતાનાં ગુજરાંનને માંટે રેહવા દીધો હતો. તોપણ આ ઘધેડાનું બી પેટ તો ભરવું જોઇએ. તેથી તેણે પેલા ઘધેડાને ઘણીક તદબીરથી એવી કેલવણી આપી કે તેની ઉપર એક વાઘનું ચામડું ઓઢાવી તે તેને બાહાર છોડી મુકતો, એટલે તે ઘધેડો લોકોના ખેતરો અને બાગબગીચામાં જઇને ચરી આવતો હતો. રાતને વખતે જયારે તે ઘધેડો છુટો થનો હતો ત્યારે તમામ માલીઓ અને ખેડુતો તેને વાઘ સહમજી નાહાસી જતા હતા, એટલે પેલો ઘધેડો તેઓનાં કેટલાક નામીચા છોડવાઓ, તરતારકારી અને વનસપતીની ખરાબી કરી મુકતો હનો. આ મુજબ ઘણાક દીવસ સુધી કાંમ ચાલયું, અને સરવે લોકો એટલાનો ધાસતી ખાઇ ગયા કે શું કરવું તે તેઓને સુહુજયું નહીં. ઘધેડો તો આ મુજબ ખુબ ફરબે બની ગયો. જયારે આસ્તે આસ્તે આ ધાસતી સાધારણ થઇ પડી અને લોકોની બીહીક તેથી કમતર થવા લાગી—કારણ કે તેઓએ જોયું કે આ વાઘ કોઈ આદમ જાતને ઇજા કરતો નથી—તેથી તેઓ હવે તે વાઘ આવવાની વખતે નાહાસી જવાને બદલે કોઇ એક ઉંચાં દરખત ઉપર છુપાઈ બેસવા લાગા. એતેફાક એક દીવસે એવો બનયો કે ઘધેડો હંમેસ મુજબ એક બાગમાં ચરતો હતો. તેવામાં તેને ભુંકવાનો શોખ થયો. તે સહમજયો કે આ જગો ઉપર કોઈ નહીં હશે, તેથી તેણે પોતાના દીલપજીર(!) રાગમાં ભુકવા માંડયું! આ બનાવથી પેલા ખેડુત લોકો જે ઝાડ ઉપર

ખુરશેદની ખુબસુરતીએ તેની નજરને દાઘ લગાડયો, જેથી તે તેણીની ઉપર છુપી મોહોબતમાં પડયો. પણ તેની કોશેશનાં પરીણામમાં તેણે જયારે ખુરશેદની એકીનદારી અને પહેરેજગારીથી નાસીપાસીનો જવાબ મેલવયો, ત્યારે તે ઘભરાવા લાગો કે પોતાની બુરી મકસદમાં તે નાસીપાસ થયો તો થયો, લેકીન એ વાત ખુરશેદ પોતાના ખાવીંદ આગલ કરશે તો તેની રૂસવાઇ થશે. આ ઘભરાટથી તેણે આએ તોહોમતમાંથી છુટવાને પેલી પહરેજગાર ઓરત ઉપર કોઇ જુઠું તોહોમત મુકી તેણીનેજ ફસાવાનો ઠરાવ કીધો. તે પોતે તે શેહેરનાં કોટવાલ પાસે ગયો અને કેટલાંક ફેલ અને મકરૂથી તેને એવુ તો ગલત સમજાવયું કે તેણે તે પાકજાત ખુરશેદને પકડી મગાવી જમીનની અંદર અરધી દાટીને લોકો પાસે પથરનો માર મરાવયો! આએ રીતના મારથી બીચારી બેગુનાહ ખુરશેદ બેહોસ થઈ એટલે લોકોએ જાંણયું કે તે હવે મરી ગઇ, તેથી તેઓ તેણીને ત્યાંજ છોડી સઉ પોત પોતાને કાંમે ગયાં. બેહદ લોહી જવાથી ખુરશેદ જો કે નાતવાંન અને બેહોસ થઇ ગઇ હતી, તોભી તેનામાં જરા દમ અને જોર બાકી હતો, તેથી જયારે રાતનો વખત થયો ત્યારે આસતે આસતે પોતાના હાથ વતે જમીન ખોદી અંદરથી બાહાર નીકલીને તે પોતાના બાપને ઘર ગઇ અહીયાં તે પોતાનાં માબાપની રેહેમ અને સુખ તલે સારી રીતે જીદગી ગુજારવા લાગી, એટલે તે પાછી પોતાની આગલી ખુબસુરત અને તંદેરોસ્ત હાલતમાં આવી. પણ અફસોસ! એક ઓરતની ખુબસુરતી કેટલીકવાર તેણીને એક દુઆને બદલે બદબખતી થઈ પડે છે, તેમ ખુરશેદની ખુબસુરતીએ તેણીનાં બાપના ઘરમાં તેણીના કાકાનાં બેટા લતીફનુ ધીયાંન ખેચયું. તેણે પણ પેલા નીમકહરાંમ કેવાનનીજ ચાલ ચલાવી, જેથી તેને પણ પાકજાત ખુરશેદ તરફથી તેવોજ જવાબ મલયો. હવે ખુરશેદ લતીફનાં એક બાર વરશનાં ન્હાંનાં ભાઇ ઉપર નીરદાગ પેયાર રાખી તેને પોતાના ભાઇ બરોબર ચાહાતી હતી, અને કેટલીકવાર તેને

પોતાની સાથેજ સુવાડતી હતી. એક રાતે એનેફાક એવો બન્યો કે તે તેની સાથ પોતાનાં પલંગ ઉપર ભર ઉંઘમાં પડેલી છે, તેવામાં લતીફ પોતાની બુરી મોરાદ પાર પાડવાના ઇરાદાથી ને જગા ઉપર આવયો. તયાં તેણે જ્યારે પોતાના ભાઇને ખુરશેદની સાથે સુતેલો જોયો ત્યારે, જેમ એક બુરૂં માણસ બીજાને પણ બુરૂંજ ગણે છે તેમ, તેની ઉપર અદેખાઇથી કેહેર લાવી તેણે તે પોતાના તે બેગુનાહ ભાઇને જખેડુ કીધો! એટલુંજ કરીને તે કંઇ ચુપ બેઠો નહીં, પણ આએ જ્યુન ખુનનું તોહોમત પોતાને શીરથી ઉતારીને બીચારી ખુરશેદને સતાવાને તેણે પેલી લોહીથી ગરકાવ છુરી ખુરશેદની ગોદમાં મુકીને પોતાના ભાઇનુ કેટલુંક લોહી તેણીના કપડાં ઉપર છાંટયુ. જ્યારે બાંમદાદનો વખત થયો તયારે કાલે મોહોડેનાં લતીફે ફરીઆદ અને સોહોર ઉઠાવ્યો કે ખુરશેદે તેના ભાઇનુ ખુન કીધુ છે, તેથી ખુરશેદ મોટી વીપતમાં આવી પડી. તેણીના બાપની ખાત્રી હતી કે ખુરશેદ હરગેજ એ બદ કાંમ કરે નહીં, તોપણ તે ખુનનુ તોહોમત બીજા કોઇની ઉપર મુકવાનુ સાધન નહીં હોવાથી ખુરશેદને લોકોની હીનપસતીમાંથી ટાલવાને અને સજા કરવાને બાંહાંને તેણે પોતાનાં ઘરમાંથી બાહાર કાહાડી મુકી. રડતી અને જારી કરતી હવે કોણનાં આસરા તલે જઇ પડવુ એવો વીચાર કરતી, પોતાની ખુબસુરતી અને કમબખતી ઉપર અફસોસ કરતી, તે આગલ ચાલતી હતી, તેવામા તેની નજરે તે શુ જોય છે કે એક શરીફ નામના ગરીબ ખેડુતને કેટલાક સીપાઇઓ જમીનનુ મેહેસુલ નહીં આપવાને વાસતે બાંધીને ઘાતકી રીતે માર મારતા હતા. તેની આસપાસ બેશુમાર લોકોનું ટોલું ઉભેલુ હતુ. આ બનાવ જોઇ ખુરશેદ પોતાની ઉપરની મુશીબત ભુલી ગઇ, અને તેની ઉપર દયા આવવાથી તેણીએ પોતાની પાસે કાંનમાં અને ગર્માંમા જે કઇ જરીયાંન હતુ તે પેલા શરીફનાં મેહેસુલનાં બદલામા આપી તેને છોડવયો. તેણીની આએ સખાવત જોઇ તમામ લોકો અજાયબ થયાં અને ખુરશેદના સખાવત ભરેલા

દીલગુરદાની તારીફ કરવા લાગો; લેકીન શરીફ કંઇ જુદુંજ સહમજ્યો. તે સહમજ્યો કે તે પોતે ખુબસુરત છે તેથી ખુરશેદ તેને પસંદ કરીને છોડવયો હશે, તેથી તે તેણીની પાછલ લાગો. પણ ખુરશેદ તો ખોદાઇ મારગ ઉપરજ ચાલનાર હતી, અગર ગમે એટલી મુશીબતો તેણીની ઉપર આવી પડતો શું થયું; તેથી તેણીનો વીચાર જુદોજ હતો. તે હવે તયાંથી હજ કરવાનાં ઇરાદાથી મક્કા અને મદીના જવાને એક કીસતી ઉપર બેઠી. આ જોઈ પેલો નાપાક શરીફ પણ તેજ કીસતીમાં સવાર થયો. તેઓ હજ કરીને જયારે પાછાં ફરતાં હતાં ત્યારે શરીફે જોયું કે તે પોતાની ખુરી મકસદમાં ઠગાય છે. ખુરશેદ તરફથી તે જેવી ધારતો હતો તેવી દીલસોઝ તેણે જયારે નહીં જોઈ, એટલુંજ નહીં પણ તેની નફટ માંગણીમાં જયારે ખુરશેદ તેને ધુસ્સો કરીને રૂસવા કરવા જાણાવયું, તયારે આ નાપાકે તે કીસતીનાં નાખોદાને તરેહવાર સમજાવી તેણીને લોન્ડી દાખલ વેચાતી આપી! ખુરશેદે તે નાખોદાને ઘણોએ સમજાવયો કે તે કંઇ તેની લોન્ડી નથી, પણ ઉલટો તે બેવફા મરદ તેણીનાં હેશાંન તરે દગાયશે છે, તોપણ કોઇએ ખુરશેદનું કેહેવું માનયું નહીં. આ દુનીયાંનાં આએ રીતનાં ચમતકાર જોઇ ખુરશેદ એક સરદ હાવ મારી અને તે હજીબી સબુરી એખતીયાર કરી બેઠી. પણ તે પાક પરવરદેગાર! જે ગોનાનો જાણનાર અને સચાઇને છુપી ઇનમાફ આપનાર છે, તે આએ રીતનો ગેરઇનસાફ કેટલેક વખત જોઈ શકે! રીનાબ આ દરીયાવમાં એક ભયંકાર તોફાંન ઉઠયું:—તમાંમ જોસથી ઉઠ્યો પવન તરેહવાર આવાજે કરી ફુંકવા માંડયો; જેથી મોજાંઓ કાકેસસ પાહાડની મીસાલે ગોયા આસમાંન સાથ લટકતાં વાદલાં પકડવા ઉછાળા મારતા હતા; જે વાદલાંઓએ આફતાબને ઢાંકી નાંખી સીહા રંગ આ તોફાંની દરીયાવ ઉપર પછાડા મારની ડીમતીમાં ફેંકી દીધી; ઇસાંન ખુણા તરફથી સપાટાબંધ વીજલીનાં ચમકાટ ચશમોને આંખ નાખવા લાગા; કોઈ લ્હોંગાર

લડાઇનાં તોપના આવાજોને ઢાંકીનાંખે એવા વાદલનાં આસમાંન- માં ગગડાટ અને કડાકા થવા લાગા; અને વરસાદ પુર જોસમાં ગોયા આસમાંન ખુદ તુટી પડયું હોય એ મીસાલે મોધબધ પડવા માંડયો. દર પલે હવે આએ કીસતી પેલા ગોયા લુખથી ડાચુ વકાસતા એકાદ મોજામો ભોગ થઈ પડશે એવી તમામ ઉતા- રૂઓને ધાસતી હતી.* બેવફા આદમજાતની મુધ્ધી હમેશાં આવી વખતે ઠેકાંણે આવે છે, તેમજ નાખોદાએ હવે જાંણયું કે આ તોફાન થવા આગમચ તેણે એક બેગુનાહ ઓરતને નાહેક સતાવી છે. તેણે શરીફને જુઠા અને બેવફામાં ગણયો, અને ખુરશેદને કોલ આપયો કે આ કીસતી જો સહીસલામત આ તોફાન પસાર કરી પોતાના મુલકમાં પાછી પોંહચે તો તે તેણીને પોતાની સગી બેહેન કરતાં વધારે ગણશે. જરા વારમાં તોફાન પાણું નરમ પડી ગયું અને કીસ્તી સહીસલાંમત એક જંજીરા આગલ જઈ પોહોચી. અહીંઆં પેલા નાખોદાએ ખુરશેદને પોતાની સાથે લઇ જવાને ઘણુંએ સમજાવી, લેકીન તેણીએ હવે પકો ઠરાવ કીધો કે આ બેવફા દુનીયાંનાં સપાટામાં ખુબસુરતી સાથ સલાંમત રેહેવું મુશકીલ કાંમ છે, તેથી તેણે તે નાખોદા સાથે જવાને નાપાડી; એટલુંજ નહીં, પણ પોતાના શરીર ઉપરનાં તમામ બાલ બોડાવી નાંખી ફકીરનો લેબાસ લઇ તયાંજ રહી ખોદાતાલાનો પરસનેસ કરવા લાગી. આ મુજબ આએ જંજીરા ઉપર કેટલાક દીવસ ગુજારવા બાદ ખુરશેદને ખોદાતાલાની બક્ષેશથી આંધલાં માણસોને દેખતાં અને મુગાંને બોલતાં કરવાના અને એવાજ કેટલાક ચમતકારીક અને એજ- બતી ઇલાજો હાથ લાગા. આ ઇલાજોથી જયારે તેને તક મલતી હતી તયારે તે કોઇ કોઇ તેવાં દુઃખી આદમીની સેવા બજાવતી હતી. જેમ જેમ વખત જતો હતો તેમ તેમ તેણીની તારીફનાં સખુંનો આલમમાં ચોતરફ આશકારા થતા ચાલયા, જેથી કદી નહીં સારાં થાય એવાં દરદો વાલાં

* આએ તોફાનનું બેયાન મેં વધારયું છે—સુધારનાર.

કેટલાંક લોકો હરદંમ તેની આગલ આવવા લાગાં, અને સેહેજ વારમાં તેઓ પાછાં પોતાની અસલી હાલતે તંનદરોસત બન આ ફકીરનને દુઆ અને તેની કરાંમત ઉપર આફરીન પોકારતાં પાછાં ફરતાં હતાં. હવે પેલા ત્રણડે સક્ષો જેઓએ ખુરશેદની ઉપર આફત ગુજારી હતી તેઓ તેજ કરીમે કારસાજની કરાંમતથી તેઓના કરતુકની ફેજે પોહિંચયા હતા: પેલો કેવાંન આંખે આંધલો બનયો હતો, લતીફનાં બેઉ હાથ સુકાઈ ગયા હતા, અને શરીફને ગરત કોહેડ ફાટી નીકલયો હતો. ખુરશેદનો ખાવીંદ અતારદ આ વખતે પોતાને ઘર પાછો ફરયો હતો, અને લોકોથી પોતાની ઓગતની મરી જવાની વાત સાંભલી કેટલોક દલગીર થયો હતો. તેમાં વલી તેના ભાઇના અધાપાથી તે વધારે દલગીર હતો. ખુરશેદ પોતાનું નાંમ છુપુંજ રાખયું હતુ. જયારે તેને અજમતી ઇલાજની તારીફની વાત અતારદના આભલવામાં આવી તયારે તે પોતાનાં ભાઈ કેવાંનને લઇને તેને સારો કરાવાનાં ઇરાદાથી પેલા જજીરા ઉપર આવી લાગો, જયાં પેલા બીજા બે નાપાકો લતીફ અને શરીફ કુદરતી રીતે પોતાના કરતુકની સજાએ પોહુચેલા આવી મલયા આએ ત્રણડે પાપીઓ અને અતારદ જયારે ખુરશેદની હજુરમાં જઇ પોહિચયા ત્યારે ખુરશેદ તેઓને દુરથી પીછાની લઇને પોતાનાં મોહોડા ઉપર બુરખો નાખયો. તેણીએ પેહેવતો તેઓ ત્રણડે જણોની હકીકત સાંભલી લીધી, અને પછી તેઓને જણાવયુ કે "તમો ત્રણડે જણોએ કોઈ પાકજાન ઓરત ઉપર તમારી નજર બગાડી તેની ઉપર આફત વરસાવી છે તેનાં પાપથી પાક પરવરદેગારનાં ગેબી હાથે આએ સજા તમોને બરહક થઇ છે. વાસ્તે તમો જો સાચું બોલશો તો તમારા લોકોને વાસતે માહારી દુઆ ને પરવરદેગારની દરગાહમાં પોહિચશે, તમારાં દરદાનો હું ઉપાય કરી શકશ, અને તમો તંનદરોસતી પાંમશો." આ સખુંનો સાંભલતાં વારજ તેઓ ત્રણડે જણા ધુજવા લાગા, અને ચાહયુ કે સાચુ બોલયા શીવાય તેઓનો

છુટકો નથી નહીંતો આખી જીંદગી તેઓને આએજ રીતે રોઈ રીબીને મરવુ પડશે, તેથી તેઓએ અવલથી તે આખર સુધી શુ બનયુ હતુ તે તમામ કહી બતાવયુ આએ સાભલી અતારદ ઘણોજ અજાયબ થયો, અને પોતાના ભાઈની ઉપર ગુસ્સો કરીને કેહવા લાગો કે "એ બદમખત બુરા કામના કરનાર અને બુરી મનશાનીના ભાઈ, બીચારી માહરી એકીનદાર ઓરત તાહરી નાપાક નજરના સબબથી પાયામાલ અને શીકસતે હાલ થઈ મરી ગઈ— —" તે વખારે બોલતા જાય તેટલામા ખુરશેદ પોતાના મોહોડા ઉપરનો પરદો ફેકી દીધો, અને તેઓ જોએ શુ ! તેઓ સરવે અજાયબ થયા તે પોતે પોતાના ખાવીંદને ખુશનગીરી કરી કેહેવા લાગી કે "માહારા નેક ખાવીંદ, હુ પોતે તેજ બીચારી લાચાર ઓરત છઉ કે જેણે પથરનો માર ખાધો હતો હવે આ ત્રણુડે જુનમગાર અને બેવફા મરદોની હુ શુ વાત કહુ ? એકે માહારા ખાવીંદનુ નીમક ખાઈ મહને પરેશાન કીધી હતી, બીજાએ માહારા પીદરના ઘરમા રહી તેનુ નીમક ખાઈ મહને નાહક બદનામી અને આફતમા ડુબાવી મુકી હતી, પણ ત્રીજો, જેને મે માહારી ગીરદેશ અને બતગ હાલતમા માહારૂ પોતાનુ જરીયાન આપી માર ખાતો બચાવયો હતો, તેણે મહને આજે આએ હાલતમા મુકી દીધી હતી આ તમામ બયાન તુએ તેઓને પોતાને મોહોડે સાભલયુ છે હવે તુ જો કે તે પરવરદેગારે પોતાને ગેબી હાથે તેઓને કેવી સજા કીધી છે પણ બસ ! હવે જયારે હુ તુને મલવાની મોરાદમા ફતેહમદ થઈ છઉ, એટલે હુ એમ સમજુ છઉ કે જેણે જેવુ કીધુ તેવુ તે પામયા" એટલુ કહી તેણે પોતાના ઈલાજો કામે લગાડી પોતાના હાથ તે પાક પરવરદેગાર તરફ ઉઠાવી દુઆ ચાહી કે તે બારે હકતાના આ નાપેકારોનો ગુનાહ માફ કરી તેઓને અસલી સુરતે લાવી મુકે આએ ત્રણુડે જણાઓ જયારે પોતાની અસલી હાલતે આવી તનદરોસત થયા તયારે તેઓને એવી શરમ લાગી કે તેજ વખતે જમીન ફાટી તેઓ ગરક જાય તો સારૂ કે તેઓ પોતાનુ મોહોડુ આલમમા ફરીથી કોઈને દેખાડે નહીં પણ ખુરશેદ તેઓને દીલાસો આપી કેટલીક નશીયત દીધી, અને સરવે પોતાને ઠેકાણે પડયા.

અને એખલાસ એટલોતો મજબુત બેસી ગયો હતો કે તેઓનાં બાપે તેઓને હવે શાદીનાં ગાંઠથી જોડી આપવાનું વાજબી વીચાર્યું. પણ આએ જોડાંની શાદી થાય તે આગમચ પેલો નહાનો વજીર જે પાદશાહનો ઘણો માનીતો હતો તેની ઓરતનો વાકો થયો, જેથી તેણે થોડા દીવસ જવા દઇને વડા વજીરની છોકરી સાથે ફેરીથી શાદી કરવાને પાદશાહને અરજ કીધી. તેણે પાદશાહને જણાવયું કે "માહારી ઓરત ગુજરી ગયાથી માહારૂં ઘર ઓરત વગરનું ખાલી પડયું છે; અને મોટા વજીરની જે છોકરી છે તે બીજાને આપવા ચાહે છે, પણ પાદશાહ જો ભલામણ કરેતો તેનાં હોકમથી વજીર તે છોકરી બીજાને આપે નહીં, અને તે છોકરી સાથે હું ફેરીથી શાદી કરૂં તો માહારૂં ઘર પાછું આબાદ રેહે અને માહારા ગોલામો અને લોન્ડીઓ પણ પરાગંદે થાય નહીં." પાદશાહે પોતાનાં જનાનખાનાંનાં પરદેદારને પેલા વજીરની નજદીક આએ વાતનો પેગાંમ કેહેવાડયો, જેથી તેણે જોયું કે પાદશાહની માંગણી પાછી ફેરવાય નહીં, અને વલી બીજો વજીર પણ પાદશાહના વજીર તરીકે ગણાય છે, એટલે તેની સાથે પોતાની બેટીનાં નેકા કરી આપવામાં કશી અડચણ નથી. આ ઉપરથી તે રાજી થયો અને પોતાની બેટીની શાદી પેલા બીજા વજીર સાથે કરી આપવાની તઇયારીઓ અને ધાંમધુંમ કરવા લાગો. લગનનો દાહાડો મુકરર કીધો અને બાકી હવે કંઈ રહયું નહીં. આએ જોઇ બીજી બાજુએ પેલો બીજા વજીરનો છોકરો આયાજ માહેતમમાં પડયો અને તેને એટલાનો ગમ પેદા થયો કે તે આજારી પડયો. આએ આયાજનો સેલીમ નાંમે એક નાહાનો ભાઇ હતો, તેની આગલ આયાજે પોતાનો ભેદ ખોલી પોતાની માંદગીનું કારણ જણાવયું, અને કહયું કે "હવે મહને એવું થાય છે કે જાણે જીવતો આતશમાં બલી મરૂં, અથવા માહારા ગલાંમાં છુરી ભોંકી આ દુઃખી જીંદગીનો અંત લાવું." આ પરથી સેલીમે તેને દીલાસો આપ્યો અને કહયું કે "જો બીતી તાહારા હાથમાંજ છે તો એટલો બેએખતીયાર થવાનો

તુને કાંઇ સબબ નથી. હજી વખત તાહરા હાથમાં છે. દાનાવોના એ વીચાર છે કે રાત હંમેશાં હંમેશદાર હોય છે: તેના ભેદમાંથી ઘણીવાર તરેહવાર ફેરફારો નીકલી આવે છે. માટે સબુરી એખતીયાર કર અને હજી તું જો કે ગેબનાં પરદામાંથી શું તરેસમ બાહાર પડે છે." આ દીલાસાથી આયાજ હુશીયાર થયો અને પોતાની માશુકને ખોવાની એક રાત બાકી હતી તેના વીચારમાં તે પડયો. હવે તે શેહેરમાં તે લોકોમાં એવી રસમ હતી કે દુલહીયા બેટીનાં નેકા વખતે તે બેટીએ પોતાનાં બાપને ઘરથી પોતાને સાસરે જતી વખતે તે શેહરની કબરસતાંનમાં જ્યારતે જવું જોઇએ. આએ જગોએ પેલા બેઉ ભાઇઓ આગમચથી ગયા અને આયાજ પોતાના ભાઇ સાથ ફરતો ફરતો દરીયાફ્ત કરતો હતો કે હવે મેહેમુદ તેની સાથે બોલશે કે નહી, તેવામાં તેજ વજીરજાદી પોતાના છુપા ભેદથી વાકેફગાર એક લોન્ડી સાથે અંદર દાખલ થઇ. તે પોતાના કામમાં મશગુલ થઇ તેવામાં પેલા બેઉ ભાઇઓ તેણીની પાછલ છુપાઇને ઉભા રહયા. મેહેમુદે પોતાના કાંમથી ફારગત થયા પછી બોલી કે "એ સહીદ થયલાં આદમીઓની કબરસતાન, હું આએ જમીનની પાક ખાકથી એવી ઉમેદ રાખુ છઉ કે માહરા જીવને આએ નવી તસદીથી ખલાસી આપે અને તું મહને માહરા કદીમ આયાજની સાથે પાછી મેલવે" આ સખુનો સાંભલી આયાજની ખાતરજમે થઇ કે "મેહેમુદ પોતાની કદીમ દોસતી ઉપર ઉમતવાર રહીને માહરી મુલાકાતની ઉમેદ રાખે છે" તે જે ખુણામાં છુપાયો હતો તયાંથી બાહાર નીકલયો, અને મેહેમુદને વલગી પડયો. થોડાક વાર સુધીતો તેઓથી બોલાયુ નહીં, પણ છેલાં મેહેમુદ બોલી કે "તાહરી દોસતીનો ગાંઠ એવો તો મજબુત છે કે તે કદી છુટનાર નથી, માટે તુ જો કંઇબી તદબીર બતાવે તો છેલ્લી ઘડી સુધી તાહરી સાથે એકદીલીથી રેહવાને હું કબુલ થાઉં છું." આએ વાત સાંભલી સેલીમ બાહાર નીકલી આવયો અને તેણે

એ કાંમ પોતાને માથે ઉઠાવી લીધું. તે બોલચો કે "તાહરા કપડાં અને ઝવેર છે તે તું મહને આપ અને તું માહરાં કપડાં પેહેરી આયાજની સાથે આએ જગોએ છુપાઇ રહે. તાહરા કપડાં પેહેરી હું તાહરા ખાવીંદ (ત્રીજા વજીર)ની પાસે જાંઉ અને પછી તમો એ જો કે આએ ગેમનાં પરદાથી શું જાહેર થાય છે. સેલીમ જાને ઘણો ચેહેરેનમુન અને જુવાંન હનો, નેથી તેણે જયારે મેહેમુદાના કપડાં અને ઝવેર પેહરયું, ત્યારે તે એક નોજુવાન નાઝનીનની મીસાલે દેખાવા લાગો. આવી રીતે વેસ બદલીને મેહેમુદાની લાન્ડીને સાથે લઇને તેપેલા છોટા વજીરને ઘેર ગયો. પણ જેવો પેલો વજીર તેની નજદીક આવ્યો કે સેલીમે એવીતો એકરારી અને તાસવીસ કરવા માંડી કે વજીરને તેની ઉપર ઘણી દયા આવી, અને ચાહયું કે આજની રાતનો એને દુરજ રાખવી, પછી જે થવાનું હશે તે થશે. તેની આગલી મરનાર ઓરતને પેટની સલીમા નામે એક છોકરી હતી, તેને વજીરે કહયું કે "તું આજની રાત એની સાથે સુ." હવે સલીમા અને સેલીમ એ બેઉને છુપી રીને આગવની દોસતી હતી, અને તેઓ એક બીજા ઉપર પ્યારમાં પડેલાં હતાં; તેથી જયારે સલીમા સેલીમના બીછાંના ઉપર આવી ત્યારે સેલીમે આસતેથી પોતાનો ભેદ ખોલી સલીમાંને કહ્યું કે "આજના જેવી તક ફરીથી હાથ આવવી મુંશકીલ છે, વાસ્તે બેહેતરતો એ છે કે તું હમણા માહારી સાથે પેલાં કબરસ્તાન આગલ આવ કે આપણે સરવે જણાં કોઇ બીજા મુલકમાં જઈ સુખ ચેનમાં આપણો વખત ગુજારીયે." સલીમાં પણ એવી કોઇ તક સોધવાની ઈતેજારીમાં હતી તેથી તેબી ખુશીથી તૈયાર થઇ રાતોરાત પોતાનું કેટલુંક ઝવેર હતુ તે સાથે લઇ સેલીમની સાથે બાહાર નીકલી. તેઓ પેલા [કબ]રસતાંન આગલ આયાજ અને મેહેમુદાને આવી મલયાં અને [ત્યાં]થી તેઓએ એક બીજા મુલકનો રસતો લીધો, અને પોતાની બાકીની ઉમર તે મુલકમાં સુખ ચેનમાં ગુજારી.

પોપટે ખુજશતેને કહયુ કે પેહેલા આ ચારે જણા કેવી હાલતમા હતા અને પાછળથી તેઓ પાછા કેવી રીતે સાથે મળયા આ વાતથી ખુજશતે જરા ખુશી થઇ, અને પોતાનો ધુસ્સો ઉતારીને પાછી નરમ થઈ તેણીએ હવે પોતાના પગલા પોતાના યારના ઘર તરફ ધરયા, પણ ખામદહદના મુરગે તેજ વખતે બાગ મારી, શેહેરમા સોહોર સાર થઈ રહયો, અને તે પાછી પોતાની જગોએ બેઠી

## રાત ચોત્રીસમી.

જયારે શીહા કામ કરનારા શીહા વીચારના આદમીઓને ઉત્તેજન આપનારી શીહા રાતે આ દુનીયાના તકતા ઉપર શીહા અશ્વાર કીધુ, ત્યારે ખુજશતે પોપટની આગન રજા માગવાને આવી, પણ આ વખતે તેનો દેખાવ વની કંઇ જુદીજ તરેહનો હોવાથી પોપટે જયારે તેનુ કારણ પુછયુ તયારે તે બોલીકે " મુરખ અને નાદાનની દોસતી કરવી તે ગોયા જીવતા જીવત મોહોત છે, વાસને દોસતી તો દાનાવની કરવી સજાવાર છે પણ હુ નથી જાણતી કે હુ જેની સાથ દોસતી કરવા માગુછુ તે મરદ દાનાવ છે યા નાદાન છે!" પોપટે જોયુ કે આજે વની પવન બદલાઈ ગયો હોય એવુ દીસે છે, તેથી તેણે જવાબ દીધો કે " એ વાત જાણવી ઘણીજ સેહેલ છે તુ તેની પાસે જા અને એક સવાલ પુછ જો તેનો જવાબ તે બરાબર આપે તો જાણજે કે તે દાનાવ છે તે સવાન એ, કે કાબુલના એક સોદાગરની બેટીને એક પરી લઇ ગઇ હતી, પણ તેની પાસેથી ત્રણ મરદો જઇ તેને પાછી લાવ્યા હતા, અને તે ત્રણે મરદોએ તેની ઉપર દાવો કીધો હતો, તયારે કીયા મરદનો હક તે છોકરી ઉપર પોહોચે?" ખુજશતેએ જાણવા માગયુ કે તે વાત કેવી છે, અને તેનુ સેવટ શુ આવે છે, જેથી પોપટ બોલ્યો —

પોપટે ખુજસ્તેને કહ્યું કે "તું જ્યારે તાહારા દોસ્તને ઘર જાય ત્યારે તેની તપાસ કરવાનો તાહારો ઇરાદો હોય તો તેની આગલ આએ વાત કરી તેને પુછવું કે જુહેર કીયા મરદને ઘટે છે? એ સવાલનો જવાબ તે જો ખરોબર ખુબીથી આપે તો એમ સમજવું કે તે ખરેખર તાહારી દોસ્તીને લાયક છે.; અગર તે જવાબ નહીં આપી શકે તો તેને એક રાજાનાં છોકરાની બીજી વાત છે તે કહી સંભલાવી તેનો ખોલાસો માંગજે. પણ જો આએ બેઉ વાતમાંની એકનોબી ખોલાસો તે કરવા નહીં પામે તો સમજવું કે તે તાહારી દોસ્તીને લાયક નથી." ખુજસ્તેએ પુછયું કે આએ બીજી વાત કેવી છે અને એ બેઉ વાતનો ખોલાસો શું છે? પોપટે કહ્યું કે સાંભલ.

[દાસતાન ચુંમાલીસમું.]

## દેમાંગ અને બદન.

હીંદુસતાનનાં મુલકમાં બનારસ શેહેરમાં એક મંદીરની અંદર તયાંના રાજાની છોકરી વારેવાર દરશણ કરવાને જતી હતી. એક દીવસે જ્યારે આ છોકરી એક દેહરાંમાં દરશણ કરતી હતી તયારે ત્યાં થઇને એજ મુલકમાંના અજોધયા શેહેરના રાજાનો છોકરો જે તયાં કંઇ કાંમ સર ગયો હતો, તેની નજર પેલી છોકરી ઉપર પડવાથી તે તેની ઉપર મોહોબતમાં પડયો. આ મોહોબત કંઇ એવી નહીં હતી કે જે કોઈ ઉપાયથી તુટી જાય, લેકીન તે મોહોબતથી તે નજદીક દેવાના જેવો થઇ ગયો, અને તેજ વખતે તે મંદીરમાં દેવીની માનતા લીધી કે "અગરજો એ છોકરી માહરી ઓરત થાય તો શાદી કીધા પછી માહરું શીર કાપીને તેનો ભોગ એ દેવીને આપું!" તે પોતાનાં શેહેરમાં ગયો અને પોતાના બાપને કહીને તે છોકરીની માંગણી કરાવી, જેથી બનારસના રાજાએ જોયું કે આ રાજકુંવર શીવાય બીજો વધારે મોટાં ખાનદાનનો મરદ કોઈ મલનાર નથી, તેથી તેના કબુલ કરવાથી આએ જોડુ તો નકી થયું. લગન થયા પછી સુભ મુહુરત જોઇને

છોકરી પોતાને સાંસરે રવાંને થઇ. કેટલાક દીવસ પછી બનારસના રાજાએ પોતાના જમાઇને પોતાને ઘેર મેહેમાન બોલાવ્યો, જેથી તે તેડું કરનાર બરાહમણ તથા પોતાની ઓરતને લઇને બનારસ જવા નીકલયો. રસતામાં જયારે આ ત્રણેડે જણાં પેલાં મદીર આગલ આવી લાગાં, કે જયાં પેલા રાજકુવરના પેહેલ વેહેલી નજર પેલી છોકરી ઉપર પડી હતી, તયારે તે રાજકુવરને યાદ આવી કે તેણે પોતાનું શીર કાપીને દેવીને અરપણ કરવાની માનત કીધી હતી. પોતાના કોલ પાર પાડવા તે પેલી દેવીની પુજા કરવાને બાંહને પેલાં મંદીરમાં દાખલ થયો, અને પોતાને હાથે પોતાનુ શીર કાપીને તે દેવીને ભોગ આપયો! લાંબો વખત જવા છતાં જયારે તે પાછો નહીં ફરયો તયારે તેની રાહા જોઇને પેલો બરાહમણ તેની પછવાડે શોધ કરવા ગયો. પણ તેને તયાં જતાં માલમ પડયુ કે રાજકુવરનુ બદનનો શીર વગરનુ થઈ તયાં જમીનદોસત પડેલું છે, તેથી તેણે વીચાર કીધો કે "આ રાજકુવરને લીધા વગર એવી હાલતમાં તેને મુકીને તે શેહેરમાં જશે તો રાજા પોતાના જમાઇના ખુનનો દોશ માહારે માથે મુકશે, અને કોઇ એમ હરગેજ કબુલ કરનાર નથી કે તે પોતાને હાથે મુવો છે રાજા નાહેકને માટે મહને મારી નખાવશે; લોકો મહને બરાહમણને ખુની તરીકે ઠરાવશે; અને એવાં કલંક તલે મહને ઢેડને હાથે મરવુ પડશે માટે બેહેતર તો એજ છે કે આ દેવીને હુ પણ માહારા જીવનો ભોગ આપુ" એમ કહી તેણે તુરત જે તલવારે પેલા રાજકુવરે પોતાનુ શીર જુદુ કીધુ હતુ તેજ તલવાર લઇ પોતાને હાથે પોતાનુ શીર ઉડાવયુ. આ બેઉ જણ જયારે પાછા ફરયા નહીં તયારે રાજકુવરી ઘબરાઇને પોતે મંદીરમાં આવી, અને તે અંદર જઇને જોય છે તો બેઉ જણના બદન શીર વગરનાં થઇને પડેલા છે! તેણીની અજાયબી અને ઘબરાટનો પાર રહયો નહીં. આવી હાલતમાં તેણીએ તેઓના રેવાજ મુજબ પોતાના ધણી સાથે બળી મરવાને તેજ જગોએ

ગમખાર થઇ આજારી પડી. તેઓની સોબતમાં કોઇ એવું નહીં હતું કે તેઓની હાલતનો પેગામ કોઇ એક બીજાને પોંહોચાડી શકે. પણ મોહોબત પોતાનુ કાંમ ગમે તેવી પાતાલ ફોડીને ગમે તેવા ઉપાય કામે લગાડી બજાવયા વગર રેહતી નથી. તેમ આ બરાહમણે એક જાદુગરની સોબત પકડી. આ જાદુગરનું દીલ તેણે પોતા તરફ એટલું તો ખેચી લીધુ કે તે એક દીવસે તેને કેહવા લાગો કે તે જે માંગે તે આપવાને તે તૈયાર છે. આ તકનો લાભ લઇને પેલા બરાહમણે પોતાની મોહોબતનો છુપો હેવાલ આ જાદુગરની આગલ કહયો અને કોઇબી તદબીરથી પેલી શાહાજાદી પાસે જવાને તેણે આ જાદુગરની મદદ માંગી. આ જાદુગરે જણાવયું કે " હું તો એમ સમજતો હતો કે તું માહરી પાસે કેટલીક દોવત માંગશે; પણ તે તો એવી ચીજ માંગી કે તે માહરે મનથી ઘણીજ નજીવી છે." એટલું કહી તે જાદુગરે તુરતજ એક જાદુઇ મોહોરો તે બરાહમણને આપયો અને જણાવયું કે એ મોહરામાં એવી ખાશીયત છે કે તે જો કોઇ મરદ પોતાના મોહોડામાં રાખે તો તે ઓરત માલમ પડે અને ઓરત જો પોતાના મોહોડામાં રાખે તો તે મરદ દેખાય! આ જાદુગરે તે બરાહમણને કેટલીક તદબીર બતાવી, અને તેના મોહોડામાં પેલો મોહોરો મુકી તેને એક ઓરતના લેબાસમાં તે શેહેરના પાદશાહના મેહેલમાં લઇ જઇ પાદશાહને એવુ કેહેવા લાગો કે " પાદસાહ સલાંમત, હું પોતે એક ધરમગુરૂ છઉં, પણ કમનસીબથી માહારો બેટો દેવાનો બની આજ કેટલીક મુદત થઇ ખોદા માલુમ કયાં ભટકે છે તેની કંઇ ખબર પડતી નથી. માહારી જઇફી નજદીક આવ્યાને લીધે માહારો ઇરાદો છે કે તેને હવે તો ગમે તેવો છે તે બનાં સોધી કાહાડું. તેથી હું તેની સોધમાં જાઉં છઉં, પણ આ છોકરી તેની ઓરત થાય છે તેને એખલી મુકી જવાનું માહરૂં દીલ ચાવતું નથી; તેથી ઉમેદ રાખું છઉ કે તું નામવર મેહેરબાંની કરીને તાહરા મેહેલમાં અને એક લોન્ડી દાખલ

રાખ." પાદશાહને આએ વાત ઉપર કસો શક આવયો નહીં, અને તેમાં સચાઇજ હશે એવું જાંણી તેણે મોટી ખુશી સાથે પોતાની બેટીની ખીદમતમાં રાખી ! પોતાના બાપના હુકમથી શાહાજાદી આ 'બરાહમણની વહુ' ઉપર ઘણી મેહેરબાની રાખવા લાગી, અને આસતે આસતે તેઓની મોહોબત અને એખલાસ ઘણોજ વધતો ગયો. પેલા જુવાંન બરાહમણે ઓરતનાં દખાવમાં પેલી શાહજાદીના પોતા તરફ એટલેતો વીસવાસ બેસાડી દીધો કે હવે તેણે એક દીવસે પોતાનો ભેદ ખોલવાનું વાજબી વીચારયું. તેણે શાહજાદીને પુંછયું કે તે હરદમ નાતવાંન થતી જાય છે તેનો સબબ શું છે. શાહાજાદીએ ખરો ભેદ છુપાવાની તદબીર કીધી, લેકીન 'બરાહમણની વહુએ' જણાવયું કે " નહીં, નહીં; તાહરા ચેહેરાનો જરદ રંગ જોઈ હું ઘણીજ ગમખાર રહુ છુ, માટે તાહરી ઉપર શું આફત છે તેનો ખરો ભેદ મહને જાહેર કર કે તેની કંઇ તદબીર થાય. મહને તો એમ માલમ પડે છે કે તાહરૂં દીલ કોઇ મરદ ઉપર દેવાંનુ થયલું છે, અને તેથી તું દીનપર દીન નાતવાંન થતી જાયછે. પણ યાદ રાખ, તે વાત છુપાવવી નહીં જોઇએ." શાહજાદીએ જોયુ કે ઉપરનો ભેદ તો એ સમજી ગઇછે, તો હવે અંદરનો ભેદ છુપો રાખવાની શી જરૂરછે ? તેથી તેણે સઘરો હેવાલ પોતાની 'લોન્ડી' આગલ કહી સંભલાવયો કે તે એક જુવાંન બરાહમણ ઉપર મોહોબતમાં પડેલી છે. આએ વાત સાંભલી તે 'લોન્ડીએ' પુછયું કે જો તે બરાહમણને હમણાં તે જોય તો પછાંની શકે ? તેના જવાબમાં શાહાજાદીએ કહયું કે આજ પછી એકસો વરશેબી તે જો મલે તો તે તેને તુરત પીછાંની શકે. આ વાત સાંભલી તેણે પોતાનાં મોહોડામાંથી પેલો જાદુઈ મોહોરો બાહાર કાહડયો, એટલે તે પાછો પોતાની આગલી સુરતે આવયો ! આ જોઈ શાહાજાદી ઘણીજ અજાયેબ રહી અને તેને આ ચમતકારનો ખોલાસો પુછયો, જે તેણે અવલથી આખેર સુધી કહી સંભલાવયો. આએ પછી તેઓ છુપી રીતે એક બીજાની મોહોબતમાં લપેટાયલાં રેહેતાં હતાં. * * * *

એક દીવસે એવો એતેફાક બનયો કે પેલો જુવાન બરાહમણ પેલો અજમતી મોહોરો પોતાના મોહોડામાં રાખી નાહવા ગો હતો—જે વખતે તેની શીકલ ઓરત જેવી દેખાતી હતી— તેવામાં રાજાના છોકરાની તેની ઉપર નજર પડી, જેથી તે તેની ઉપર દવાંનો બનયો. પણ તે જયારે પોતાની મોરાદમ નામોરાદ થયો તયારે મરણ તોલ આજારી પડયો. તેનુ કારણ જયારે રાજાના જાણુવામાં આવયું તયારે તેણે વીચરયું કે " અગરજો આ 'બરાહમણુની વહુના' જબરદસ્તીથી શાહાજાદા સાથે નેકા કરૂં તો રાજ ધરમ રેહેતો નથી, અને તેમ જો નહીં કરૂં તો શાહાજાદો જીવનો રેહેતો નથી." તોપણ રાજાએ જયારે જોયું કે ઉપાય કંઇ નથી, તયારે તેણે લાચારીએ પેલી 'બરાહમણુની વહુને' કેહેવાડયુ કે શાહાજાદાની બરદાસત કરી તેનો જાન બચાવવો કારણ કે તેને જોવાથી તેનો જાંન આએ હાલતમાં આવી પડયો છે. વહુજીએ જવાબ દીધો કે " એ વીશે કેટલાક દીવસની મોહેતલ આપવી, કારણકે હું માહરા આગલા ધણીને મરણ પાંમેલો સમજી થોડાક દીવસ તેનો સોગ રાખું તેના નામની ખેરાત કરૂં, અને પછી પાદશાહનો હુકમ બજા લાવું." આ વાત ઉપર સરવે કોઇ રાજી થયાં. બીજી રાતે ફુરસદનો વખત અને સારી તક હાથ ધરી આ જુવાન બરાહમણ પાદશાહની બેટીને લઇને પેલા જાદુગરને ઘર ગયો અને તેને સરવે વાતે વાકેફ કીધો. તેણે પેલો મોહોરો બરાહમણના મોહોડામાંથી બાહાર કાહાડી લીધો, જેથી તે મરદ બની રહીયો, અને તે પેલી પાદશાહની બેટીના મોહોડામાં રાખવા કહયો જેથી તે પણ મરદ બની ગઇ. તેઓને આએજ હાલતમા રાખી તે જાદુગર બામદાદમાં પાદશાહની દરબારમાં ગયો, અને કેહેવા લાગો કે તેનો છોકરો સારી હાલતમાં પાછો ફરયો છે માટે તેની વહુને પાછી હવાલે કરવી. પણ તયાં તો તે વહુજી નથી ને પાદશાહાની પોતાની બેટીજી નથી, તેથી મોહ-લમાં મોહેતમ પડી રહી, અને પાદશાહ એવું ધારવા લાગો

કે "જે પોતાના ધરમ ભુની જઇ પારકા મરદની ઓરતને પોતાના બેટા સાથ પરણાવા માગે તેને ખરેખર માહારા જેવી સજા ઘટારત છે. મહને માહરી દેયાંનતનુ ફલ મલયુ છે." આવો મામલો જોઈ પેલો જાદુગર વધારે ઘાયલ કરી પોતાના કપડાં ચાક કરવા લાગો, અને જે સોહોર સાહાર અને માહેતમ મેહેલમાં પડી રહયુ હતું તેમાં તે વધારો કરવા લાગો. આ ઉપરથી પાદશાહે કેટલાક ઓલચીઓને વહાટાવામાં નાખીને કેટલેક ખજાનો તે જાદુગરને આપી માંડી વાલયુ. આએ ખજાનામાંથી તેણે કંઇ પણ રાખયા વગર સઘળો પેલા બરાહમણને આપ્યો, જેથી પેવી શાહાજાદી સાથે તે જીવયો તયાં સુધી સુખચેનમાં રહયો.

---

પોપટે ખુજસ્તેને જણાવયું કે "આએજ મુજબ હુ ખી ચાહુંછુ કે તું બી તાહરી મોરાદમાં ફાવે, પણ ઢીલ કરવાનુ કશુ કામ નથી. વાસતે હવે તુ ઉઠ, અને તાહરી મોરાદનાં ઝાડ ઉપરનુ ફુલ ખીલવવાને જા." આએજ વખતે આફતાબે પોતાની આતશીયા રોશની ઉગમન તરફના દરવાજામાથી ફેંકી, અને ખુજસ્તેનુ જવુ મોકુફ થયુ.

## રાત છત્રીસમી.

ખુજસ્તે આએ રાતે પરહેજગારીનુ ડોલ ઘાલતા પોપટ આગલ જઇને બોલી કે "એ દાનાવ હકીમ, આગલા ઓલમાઓ ચાર વાતને તમામ વાતોથી બુરી સહમજતા હતા: દાનાવોની જુડાઇ, કામેલ લોકોની હલકાઇ, તવગર લોકોની બખીલાઇ, અને ઓરતજાતની બેવફાઈ. આ છેલ્લી ખાબદ ઉપરથી આજે મહને વીચાર આવે છે કે આ બદફેલીનુ કાંમ છોડી દઇ હવે પાકી અને પરહેજગારીનુ કામ કરૂં" પોપટ તમામ વાતે પુરો હતો તેથી તેણે જવાબ દીધો કે "પાકી અને પરહેજગારીની રાહા સદા કાલ નેક છે, પણ કેટલીકવાર

આદમને તેથી પોતાનો જાન ખરબાદ કરવો પડે છે, અને સાથે બીજા જાંનોની પણ ખરાબી થાય છે. જાફુસનો એક પાદ-શાહ એવીજ રીતે પોતાની પાક દયાનત અને પરહેજગારીને લીધે મારયો ગયો હતો. પણ વળી હીમત રાખવાથી હંમેશ ગમે તેવાં બીકટ કામમાંપાર ઉતરી શકાય છે, જેમ એક પાદ-શાહ પાર ઉતરયો હતો." ખુજશતેએ આએ બેઉ વાત જાણવા માંગી, તેથી પોપટ બોલ્યો—

[ દાસતાન ઉતાલીસમું. ]

## મે હે રૂ શે.

જાબલુસતાનની અંદર એક તવંગર સોદાગર રેહેતો હતો તેને મેહેરૂશે નામની બેટી હતી. આ નાજનીન ખુબસુરતીમાં એટલી તો સફાઈદાર હતી કે તેની તારીફની વાતો સાંભલીને મુલકે મુલકના સોદાગરો તેની શાદીનાં ગાંઠથી જોડાવાની માંગણી કરવા આવતા હતા. પણ આ સોદાગર તે કોઈનેબી આપવાને રાજી નહીં હતો, કારણ કે તે છોકરીના નેકા પોતાના પાદશાહની સાથે કરવાની તે સોદાગરની મરજી હતી. તેણે આએ છોકરીની તશવીર ચીતારીને એક અરજી સાથે પાદશાહ ઉપર મોકલી. તે જોતાંને વાર પાદશાહ તેની ઉપર પોતાની મોહોબત બાંધવાને ચુકયો નહી, લેકીન પોતે ઘણો અદલ અને પાકદામાન હતો તેથી તે અરજી અને સબી ઉપર ભુલાવો નહીં ખાતા તે છોકરીની કાસેથીયત અને ખુબસુરતી તપાસવાનું કામ તેણે પોતાના ચાર વજીરોને સોંપ્યું. આ વજીરોથી તેને નાસીપાસ થવુ પડ્યુ. કારણ કે તેઓએ થાનો એમ વીચારયું હોય કે તે છોકરી કદથી બેહુદ ખુબસુરત હોવાથી પાદશાહ કદાચ પોતાને ભુલી જશે, ગનો પાદશાહને ઉચો રાખી તેઓના છુપો ઈરાદો એમ હોય કે તેની સાથે તેઓ શાદી કરે, તેથી તેઓએ પાદશાહને જણાવયું કે તે છોકરીની તારીફ નકામી કરવામાં આવી છે; એક પાદશા-ને લાયક જેવી જોઈએ તેવી તે ખુબસુરત કે લાલાક નથી. આ ઉપરથી પાદશાહ તો ચુપ બેઠો, લેકીન પેલા સોદાગરને તો

હવે પોતાની બેટીનાં નેકા કરવાજ જોઇએ—કારણ કે તેણીનું જોમન એક ઉભાતાં વાંસાગુની મીસાલે છલકાઇ બરબાદ જવાનો વખત નજદીક આવયો હતો—તેથી તેણે આ મેહેરૂશેને તે શેહેરના કોટવાલ સાથે નેકાનાં ગાંઠથી જોડી આપી. આ કોટવાલનું મકાંન પાદશાહના મેહેલની બરોબર સનમુખ હતું, જેથી એતેફાક એવો બનયો કે એક દીવશે પાદશાહની નજર મેહેરૂશેની ઉપર પડી. સેતાબ પાદશાહાની સબુરી જતી રહી અને મોહોબતની કાતેલ જજીરમાં તે એવો તો મજબુત સપડાઇ ગયો કે તેમાંથી તે ફરીથી છુટો થયોજ નહીં. વજીરોએ તેને ફેવો ભમાવયો તેની તેણે ખાત્રી કરી લીધી, તોપણ તેણે દરીઆફત કીધો કે તેઓએ કાંઇ તેનું ભલું ચાહવાના ઇરાદાથી એ કાંમ કીધું હશે. તેને આ ગમગીની એટલી તો જબુન થઇ પડી કે તે સખત બીમાર પડયો, અને હકીમોએ અને ઓલમાઓએ એવુ નકી ઠરાવયું કે જયાં સુધી મેહેરૂશેની સાથે એની શાદી કરવામાં નહીં આવશે તયાં સુધી એનો જાંન ધાસતીમાં રેહેશે. જયારે પાદશાહે આએ ઠરાવ સાંભલયો તયારે તેણે જણાવયું કે "કોઇ બેગુનાહ ઉપર દગલબાજી અને જુલમાત ગુજારવા કરતાં હું મોહોતને વધારે ખુશીથી તાબે થવસ." આ મુજબ પોતાની એકીનદારીને લીધે આખરે તેણે પોતાનો જાન બરબાદ કીધો. એટલુજ નહીં, પણ જયારે મેહરૂશેને એ વાતની ખબર થઇ કે તેને ખાતર પાદસાહે પોતાનો બેમુલ જાંન ખોયો છે, તયારે તે પાદશાહાની જેયારત કરવાને બાહાંને તેની ગોર આગલ ગઇ, અને એક છુરી પોતાનાં ખીલતાં જીગરમાં મારી તેણીએ પણ પાદશાહની ગોર ઉપર પોતાનો જાંન ફીદા કીધો ! આ વાતની ખબર જયારે પેલા વજીરોને માલમ પડી તયારે તેઓએ જોયું કે તેઓની ગુરખાઇથી આવા બેમુલ જાંન નાહેક બરબાદ થયા તો તેઓએ જીવવું હવે શરમ ભરેલું છે, તેથી તેઓએ પણ તયાં જઇ પોતાનો જાંન આપયો.

## [ દાસતાન સડતાલીસમું. ]

## હીમતે મદદ: મદદે ખુદા.

કોઇ એક ચોકસ પાદશાહનો મેલાપ, એક દીવસે એક લંફગા જોગી સાથે થયો, ને જોગીએ તે પાદશાહને જણાવ્યું કે "હું માહરી પાસે એક એવી ચીજ રાખું છઉં, કે જે દેખાવમાં નજીવી છે, લેકીન તેની કીમત રાજથી આપી શકાય તેમ નથી." પાદશાહ પોતાના માલ-ખજાના ઉપર એટલો તો ગુમરાહ બનેલો હતો કે તે આએ જોગીના આએ રીતના બોલવા ઉપર કંઇજ દરીયાફ્ત નહીં કરતાં એકદમ તે ચીજ જોયા વગરજ તેને કબુલ થઈ બેઠો કે એવી તે શી ચીજ છે કે જેની કીમત એક પાદશાહ જેવાથી એક ફકીરને નહીં આપી શકાય. આ ફકીરે જ્યારે પાદશાહને પોતાની ફંદ ભરેલી જાલમાં બરોબર સપડાયલો જોયો તયારે તેણે તે તેની પાસેથી એક લાખ દેરમ લઇને આપી; પણ આપયું તયારે તો—એક બોખંડની લાકડી અને લાકડાંનો વાટકો! આએ ચીજ લઈ પાદશાહ પોતાના મેહેલમાં આવયો, અને તેના વીચારમાંને વીચારમાં દાહાડો કેમ ગુજરી ગયો તેનીબી તેને ખબર રહી નહીં. જયારે રાતનો વખત થયો તયારે પાદશાહ ખુવાબગાહમાં ગયો, જ્યાં તેણે એક ખુવાબ દીઠો કે એક ખુબસુરત ઓરત સાથે તે પોતે વાતમાં મશગુલ છે. જયારે પાદશાહે તે ઓરતને પુછયું કે તે કોણ છે અને શા કારણ સર અહીંયાં દેખાવ દીધો છે, તયારે તે ઓરતે જવાબ દીધો કે "હું તાહરા માલ-ખજાનાંની સુરત છઉં અને તાહરાથી રૂખસાત લેવા હું અહીંયાં આવી છઉં, કારણ કે જ્યાં સુધી તેં નેહેસત મતા નહીં લીધી હતી ત્યાં સુધી હું તાહારી સાથે વફાદારીથી રહી હતી, પણ હવે જ્યારે તેં એક નજીવી ચીજની કીમતબી એટલી બધી આપી કે તેથી કોઇપણ તાહારી મુરખાઈ ઉપર હસયા વગર રેહે નહીં, ત્યારે મહને તાહારી સાથે રેહવું સજાવર નથી." આટલું બોલી આએ દેવી જેવી ગેબ થઇ ગઇ તેવોજ એક જોરાવર અને

દમદમા ભરેલો મરદ પાદશાહે ખુવાબમા જોયો આ મરદની પાસે જ્યારે પાદશાહે તે કોણ છે અને તેને તયા આવવાનો સબબ શો છે તે જાંણવા માગયુ, ત્યારે તેણે જણાવ્યુ કે "હુ તાહારાં જોર અને દૌવતની સુરત છઉ, અને હું હવે તાહરાથી રૂખસદ ચાહુ છુ, કારણ કે જે જગો ઉપર બદબખતી અને નામોશફી આવે તયા રેહેવુ મહને સજાવાર નથી" રાજાએ તેને પણ રજા આપી, એટલે તેણે એક જઈફ પીરમરદને જોયો. આ પીરમરદ પાદશાહને કેહેવા લાગો કે "હુ તાહારી અક્કલ ની સુરત છઉ, અને તાહરાથી વીદાય થવાને હુ અહીયા આવ્યો છઉ, કારણ કે જયા દરીદરતા અને શીકસતહાલી હોય તયા માહારાથી હરગેજ રેહેવાય નહી" પાદશાહે તેને પણ જવા દીધો, એટલે તેની સનમુખ એક સુફેદ ફરેસતાએ દેખાવ દીધો તેને જ્યારે પાદશાહે પુછયુ કે તે નુર કોણ છે અને સા સમબથી આ ફનીની જગોએ તેનુ આવવુ થયુ, ત્યારે તેણે જવાબ દીધો કે "હુ તાહારી હીમતની સુરત છઉ. મહને આ જગોએ હવે જરા વારબી રહેવુ મુનાસેબ નથી, સબબ કે જયા દોલત, દૌવત, અને અક્કલ એ ત્રણમાની એક પણ ચીજ નહીં હોય તયા માહારાથી એક પલવારબી રહી શકાય નહીં" પાદશાહ ખોવાબમાજ આએ છેના ફરેસતાની દામન પકડીને કેહેવા લાગો કે "તાહારી કુમક ઉપરતો મે દોલત, દૌવત અને અક્કલ સરવેને જવા દીધા, અને અગરજો તુ મહને છોડી જસે તો માહારી ખાનાખરાબી થઈ જશે અને આએ આલમમા મહને જીવવુ હરામ થઈ પડશે" આ ઉપરથી હીંમતે પાદશાહને દીલાસો આપયો કે જ્યારે તેણે પોતાનો હાથ હીંમત ઉપર મુસતકીમ રાખયો તયારે તેનબી ઘટે છે કે પા દશાહ જીવે તયા સુધી તેને છોડે નહીં જયારે પાદશાહે ખોવા બથી બીદાર થઇને ઈન્તેજારીથી પોતાના ખજાનામા જઇને જોયુ કે તે તમામ અનામત છે, ત્યારે તે ખુશી થઇ બોલયો કે "હીમતે મદદ મદદે ખોદા—હીંમત હોય તેથી સરવે ચીજ મેળવી શકાય છે.'

ગણેતા મુજબ ખુજસ્તે ઉપલી બે વાતો સાંભલ્યા પછી પોતાના યારને ઘર જવાને વાસતે નીકલી, પણ આફતાબની ઠંડી રોશની આ દુનીયાંનાં તકતા ઉપર ચોતરફ ફેલાઈ ગઇ હતી, ઉગમણી તરફની તમામ આલમ પોતાનાં કામમાં મશગુલ થઇ ચુકી હતી, અને આદમજાત સાથ ચરંદાં તથા પરંદાં સરવે પોત પોતાને કામે લાગી ગયાં હતાં, જેથી ખુજસ્તે પાછી નાસીપાસ થઇ પોતાને ઠેકાણે બેઠી.

## રાત સાડત્રીસમી.

સાડત્રીસમી રાતે ખુજસ્તે પોપટ આગલ જઇને બોલી કે મશકેરી કીધાથી હંમેશા લડાઇ પેદા થાય છે; ખુશ મશકેરી ખુશ બખતીનો સાજ છે; બદ મશકેરી સેતાનીયતનું રાજછે. લાલચ અને લુચાઇથી ખુહારી પેદા થાય છે; અને મરતબો નહીં રાખવાથી જે જુદાઈ પડે છે તે ફરીથી કદી બંધાતી નથી. તે બોલી "એ પોપટ, આજ કેટલી મુદત થઇ હું તાહરી પાસે આવું છું, લેકીન તું માહરી ભારઓજ, કે ઇજત કઇ ગણતો નથી અને સરમીંદ કરી મહને પાછી મોકલે છે, એનું ફલ તું મારૂ જોનાર નથી." પોપટે જવાબ દીધો કે "હા, નશીયતનુ આડ હંમેશા કડવુંજ હોય છે, પણ તેના ફલ મીઠાં હોય છે. મેં કદી પણ તુને તાહરાં કામથી અટકાવી નથીજ. ઓર મેંતો એક પરંદુ જાનવર હોવા છતાં તારૂ કામ ફતેહમંદીથી પાર ઉતરે એવી તજવીજ કરવામાં કંઇ બાકી રાખયું નથી જા, જા, તાહરા હોસનની ખીદમતમાં જઇ ગેતાબ તેની ઓગદ પાર પાડ કે તેનું ફલ તુને મલે, જેમ પેલા સીમતાનના ગાડાલતાએ એક બાંદરની રીશ બખતવથાથી તેનો બદલો ને પામયો હતો" ખુજસ્તેએ જોયું કે તેણે જ્યારે પોપટની તમામ વાતો સાંભલી ત્યારે આએ વાત બાકી રાખવી નહીં જોઇએ, તેથી તે વાત પણ પોપટથી નીચલે નીચે મુજબ સાંભલી લીધી.

[ દાસતાન અડતાવીસમુ. ]

## સીસતાનનો શાહજાદો

સીસતાનના મુલકમા એક પાદશાહ હતો તે જ્યારે મરણ પામયો તયારે તેનાં તખત ઉપર તેનો વડો છોકરો બેઠો, જે પોતાના નાહના ભાઇ ઉપર શક લાવી તેની ઉપર એટલોતો સેતમ ગુજારવા લાગો કે નાહનાં શાહાજાદાને એવો વીચાર આવયો કે વડા ભાઇનાં હાથ નીચે તેના તાબેદાર રેહવા કરતાં પોતાની જાતી અકકલથી રોટી પેદા કરી ખાવી બેહેતર છે આએ વીચારથી તેણે જગલનો રસતો પકડયો જગલમા ગયા પછી જયારે આ પાદશાહી તોખમના શાહાજાદાએ તયાંની મુસીબતો જોઇ તયારે તેને માલમ પડયુ કે પોતાની રોટી પોતાને હાથે પેદા કરવાનો વીચાર કરવો જેટલો સેહેલો છે તેટલું તે કામ બજાવવુ સેહેલુ નથી ભુખ અને પેયાસથી તે પોતાની ચશમોમાથી આસુના કતરા વરસાવતો હતો. તેણે એવી માનત કીધી કે બામદાદમા જે કોઇ પેહેલો મલે તેની ખીદમતમાં રેહવુ અને તેથી જે મલે તે ઉપર શુકર ગુજારી કરવી એતેફાક એ બનયો કે બીજી બામદાદે તેને એક મોટો શીહા નાગ મલયો તે શાહાજાદાને જોતાં વાર આએ નાગ પોતાના દરમાં ભરાઇ બેઠો, જેથી શાહાજાદાએ તો પોતાના બધાયલા કોલ મુજબ તે દર આગલ જઇ એક બરાડ મારી કે " એ નાગ, તમો લોકો કેવા વગર વીચારના છો કે જયારે ગારોરી લોકો તમોને ફેસાવા માટે સરનાઇ વગાડે છે તયારે સેતાબ તેઓની આગલ હાજર થઇ હમેશ લગી તમો લોકો ફસી પડો છો ; પણ હું જયારે તાહરી ખીદમતમા આવયો છુ તયારે તુ બીહીને પાછો તાહરા દરમાં ભરાઇ બેઠો છે ! " આએ સાંભલી નાગ બાહાર આવયો અને શાહાજાદાને તે કોણ છે અને શુ મતલબ ધરાવે છે તે પુછયુ. શાહાજાદાએ તે નાગને પોતાની તમામ હાલતથી વાકેફ કીધો જેથી તેને રેહેમ આવી, પણ શુ કરવુ તેના તે વીચારમાં પડયો થોડાક દીવસ ગયા પછી નાગે શાહાજા

દાને કહ્યું કે "તું આદમજાત અને વલી એક શાહાજાદો થઈ આએ બીઆબાંન જંગલમાં પડી રહી માહરા જેવા સરપ જાનવરની ખીદમત કરે એ મહને પોતાને શરમીંદગીમાં ગરકાવ કરે એવું કાંમ છે. માટે બેહેતરતો એ કે હું કહું તેમ તું ચાલ. અહીયાંથી કેટલીક મંજલ ઉપર બરમાનો મુલક છે તે તો તું જાણે છે. આ મુલકનો રાજા એક સુફેદ હાથી પાલે છે, તેની ઉપર તે એટલો તો કુરબાંન છે કે તે હાથીની ખીદમતમાં સેંકડો માણસો રેહે છે, અને ગોયા તેને એક દેવતા તરીકે તેઓ માંને છે. આ મુલકમાં આપણ બેઉ સાથે જઈએ, અને હું કોઈ સારો વખત જોઇને તે હાથીની સુંઢમાં ભરાઉં એટલે તે હાથી હેરાનગતીથી બહુ આજુરદે થશે. આથી રાજા ઘબરાઈને મહને બાહાર કહાડવાને તરેહવાર ઠગારા લોકોને બોલાવી ધંતર-મંતર કરાવશે, પણ હું કોઈથી બાહાર આવી શકનાર નથી, સીવાય તું પોતે આવીને મહને બાહાર કાહાડે. પણ એટલું યાદ રાખજે કે મહને બાહાર કાહાડવા પછી મહને જરાબી ઇજા કોઇ કરે નહીં. જયારે તુને તાહરી મેહેનતનાં બદલામાં રાજા કંઇ આપવા માંગે, તયારે તે હાથી ઉપર તેઓનો એતેકાદ એવો છે કે તું જે માંગશે તે આપશે." આ મુજબ તેઓ બધે બરમાના મુલકમાં આવયા, અને નાગ એક રાતે જયારે પેલા હાથીનાં ખીદમતગારો ભર ઉંઘમાં પડેલા હતા તયારે તે હાથીની સુંઢમાં ભરાઇ ગયો. આથી તે હાથી એટલોતો અછાડા પછાડા મારવા અને તરફડવા લાગો કે આખા રંગુન શેહેરમાં સોહોર મચી રહયો. આએ નાગને બાહાર કાહાડવાને તરેહવાર ગારોડીઓએ તરેહવાર ફાંફાં મારયાં, પણ ફોકટ. રાજાએ શેહેરમાં ઢંઢેરો પીટાવયાથી આસતે રહી પેલો ફીસતાંનનો શાહાજાદો બાહાર આવયો અને તેણે પેલા સુફેદ હાથીને તેનાં ડરાંમણાં તરફડવામાંથી ખલાસ કીધો. પેલો નાગ બાહાર આવયો, પણ આગમચથી કરી રાખેલી ગોઠવણ મુજબ શાહાજાદાએ બરમાના લોકોને એવું સમજાવયુ કે એ

મોટો દવતા છે તેથી એને મારવો નહી જોઇએ. એમ કહી તેણે નાગને સહી સલામત જવા દીધો. જ્યારે રાજાએ ગાહાજાદાની ચાલાકી જોઈ ત્યારે તેને પોતાના ભાઇની મીજાગે કબુલ કીધો અને પેલા હાથીના વજન બરોબર સુનુ આપી તેને નવાજી નાખ્યો.

---

રાણેતા મુજબ આએ વાત પુરી થયા પછી આગે નાંમાંનાં ગોહેર પોપટે ખુજશતેને તેના દોસતને ઘર જવાની રજા આપી, જેથી ખુજશતે ખુશી થતી તયાં જવાને વાસને તૈયાર થઇ, પણ બામદાદ થઇ હતી તેથી ખુજશતેનુ જવુ ઢીલમાં પડ્યું.

---

## રાત આડત્રીસમી.

જ્યારે રાતનો વખત થયો ત્યારે ખુજશતે પોપટની આગલ આવી કેહેવા લાગી કે "એ પોપટ, તુતો પંખેરૂ જાનવર છે, તેથી આ જેહાંનની અંદર તુનેતો આદમજાતના સબંધમાં પીંજરાંમાંજ રેહેવુ સજાવાર છે; પણ તેને વાસતે તે મહુનબી આ ઘરમાં કેદ શા વાસને રાખીછે? હવે મહુન બાહાર કાહાડવાને તાહારે કઇ પણ તદબીર કરવી જોઇએ, નહીંતો એમાંથી કંઈ જુદોજ બનાવ બની જશે." પોપટે જવાબ દીધો કે "અફસોસ! કોઇ એવું આદમી નહીં મલે કે તે મહુને આએ પીંજરાં સુધાં લગાડી મેલે—આએ રંગદાર પોશાક સાથ બલીને હું ખાખ થઇ જાઉં. મુદત થઇ જો કે આપણે એક મત અને એકદીલ છઇએ, લેકીન ખોદા માલમ શુ છે કે તાહારી મોરાદ બર આવતીજ નથી. એક વાર એવું બનયુ હતું કે કેટલાંક નાતવાંન જાનવરોએ હાથી જેવા કદાવર અને ડરામણાં જાનવરનો જીવ લીધો હતો, લેકીન આપાણથી આવુ નજીવું કાંમ બની શકતુ નથી." ખુજશતે બોલી કે તે વાત શુ છે? પોપટે આનાકાંની બતાવી તે વાત નીચે મુજબ કીધી.

[દાસતાન ઓગણપચાસમું.]

## નબલાં જાંણી ભુલવું નહીં.

હીંદુસતાનની દક્ષીણ બાજુએ મલબાર કોસતા ઉપર એક બુલંદ, ખુશઓદાર અને પોહોલી ઘટા વાલું દરખત હતું, તેની ઉપર મમુલા નામનાં પંખીરનાં એક જોડાંએ માલો બાંધયો હતો. આ માલામાં માદાએ કેટલાંક ઈંડાં મુકયાં હતાં અને તેની રીવાયુ કરવાને આ જોડું ઘણી ખરદાસત લેતું હતું. લેકીન એક દીવસે એતેફાક એવો બનયો કે એક મસતાન હાથી આવી આએ ઝાડની સાથે ખુબ જોસથી પોતાનું પાહાડ જેવું બદન રગડવા લાગો અને તેની ડાલો પોતાની સુંઢમાં પકડીને તડોતડ ભાંજી નાખવા લાગો, જેથી પેલાં પક્ષીઓનાં ઈંડાં તમામ જમીન ઉપર પડીને ભાંગી ગયાં અને તે જોઇને મમુલા જાનવરો બહુ આજુરદે થયાં. તેઓએ હાથીની ઉપર કીનો લેવાને બાજી રચવા માંડી, પણ પોતે આ પાહાડ જેવાં જાનવરને કસુંબી કરવાને લાઇલાજ હતાં, તેથી તેઓ પોતાના એક બગલા દોસ્ત પાસે ગયાં અને તેની મદદ તથા સલાહ માંગવા લાગાં. બગલાએ જણાવયું કે હાથી જેવાં મસ્તાન જાંનવર ઉપર હુમલો કરવો એ કાંમ કંઇ જેવું તેવું નથી, માટે તેણે પોતાના એક બીજા દોસ્ત ભમરાની મદદ માંગવા જણાવયું. તેઓ સરવે પેલા ભમરા આગલ ગયાં, જેણે આએ કાંમ માથે લેવાની પોતાની મરજી જણાવી, પણ તેણે પોતાના એક બીજા દોસ્ત દેડકાની મદદ માંગી. આ દેડકાએ એવી તદબીર બતલાવી કે ભમરાએ હાથીનાં કાંન આગલ જઇ તંબોરાનાં જેવો આવાજ કરવો, જેથી તે વજંતરના શરોદ ઉપર એટલોતો મગન થતો દેખાશે કે તે વખતે તેને બીજી કશી ખબર રેહેશે નહીં. આ વખતે બગલાએ તે હાથીની આંખોમાંથી તેનાં દીદા બાહાર ખેચી કાહાડવા. પછી જયારે તે પેયાસો થાય તયારે, દેડકાએ કહયું કે, "હું પોતે માહારો આવાજ બાહાર કાહાડશ જે પીછાંની તે એવું સમજશે કે દેડકો બોલે તે જગોએ પાંણી

હશે તેથી તે પાંણી પીવાને માહારા આવાજ તરફ આવશે. આ વખતે હું તેને એવી જગોએ ઊંચી જઇશ કે તે તેમાંથી પાછો બાહાર આવવા પાંમશેજ નહીં." આ મુજબ ઠરાવ કરી તેઓએ પેલા હાથી આગલ જઇ દેડકાએ ફરમાવેલું કાંમ કીધું, જેથી હાથી બીચારો આંધલો અને લાઇલાજ થઈ ઉભો રહયો. લાંબો વખત નીકલી જવા પછી તેને પેયાસ લાગી તેથી એમથી તેમ તે પોતાની સુંઢ ફેરવવા લાગો, જે જોઇ દેડકાએ ધારી રાખેયા મુજબ પોતાનો આવાજ મારી આસતે આસતે તેને એક ઊંડા કુવાની અંદર લઇ જઇ નાંખ્યો! આ જોઇ મગુલાનાં જોડાંને સંતોશ થયો, તેથી તેઓ પેલાં બીજાં જાંનવરોનુ એહેશાંન માંની પોતાની જગોએ આવયાં.

---

પોપટે ખુજશતેને કહયું કે "હવે તુ નીગાહ કરી જો કે ત્રણ નાતવાન જાનવરોએ કેવું સખત કામ સેહેજ વારમાં બજાવયું, પણ આપણુ બંધેથી એક કાંમ નથી બનતું. હુ એમ ધારૂં છું કે ફેસાદ ઉઠાવનાર જમાનો આપણી સાંમે હઠ પડયો છે, વાસતે તુંબી સેતાબ ઉઠ અને હમણાંજ ચાલી જા." ખુજશતે ઉઠી, પણ બામદાદનો વખત થયો અને તેણીનું જવું મોકુફ થયું.

---

## રાત ઓગણચાલીસમી.

આએ હકતેકેશવર જમીન ઉપર જયારે શીહા અધારૂ થયું તયારે ખુજશતે ગમ ભરેલા દીલથી પોપટની નજદીક આવી અને કેહેવા લાગી કે "એક વેલાએ હજરત માવી પોતાની કોમના લોકોને એકઠા કરી મસલત કરતો હનો તેમાં એક બેગાંનો મરદ ચુપકીદી એખતીયાર કરી બેઠો હનો. હજરત માવીએ જયારે તેને એ મુજબ ચુપ બેસવાનુ કારણ પુછયું તયારે તેણે જવાબ દીધોકે રાસ્ત બોલવાથી કદાચ હજરતનુ દીલ

આજુરદે થાય અને જુઠુ બોલવાથી ખોદાનાં ખોફમાં અવાય તેથી ચુપ બેસવું વધારે બેહેતર છે. આ મુજબ, એ પોપટ, મારી હાલત થઈ પડેલી છે. જો દોસ્તની નનજીક જવાની વાત માહરો ખસમ સાંભલેનો તેથી રૂશવાઇ થાય, અને ખસમનાં કોલ ઉપર રહું તો દોસ્ત હાથમાંથી જતો રહે છે." પોપટે જવાબ દીધો કે " તું ડર નાં. જો તાહરા દોસ્તને ઘર જવાની ખબર તાહારા ખસમને થશે તો હર તરેહના મકકર કરી હું તુને છોડવી લઇ પેલા સોદાગરની ઓરતની મીસાલે ઉલટો તાહરા ખસમનું એકીન તાહરી ઉપર બેસાડી દેવસ." પોતાના ફાયદાની આએ વાત છે તો તે તેજ વખતે સાંભલવી જોઇએ એવું કહી ખુજશ્તે બજીદ થઇ પોપટને કાલાવાલા કરવા લાગી, જેથી પોપટે તે વાત નીચે મુજબ કીધી.

[દાસતાન પચાસમું.]

## શેહેરઆરા.

નીશાપુર શેહેરની અંદર એક જમાનામાં એક દોલતમંદ સોદાગર રેહેતો હતો ; પણ તેની પાસે જેટલી દોલત હતી તેટલી અકકલ કે એલમ નહી હતો—મતલબ, તે હેમક હતો. આ શોદાગરની શેહેરઆરા નામે એક ઓરત હતી, જે ખુબસુરતીમાતો એક પરીને વીસરાવે એવી હતી, લેકીન પોતાના ખાવીંદની હેમાકાવને લીધે તેણે પોતાની એકીનદારી અને વફાદારી ઉપર દાઘ લગાડયો હતો. શેહેરઆરાએ પોતાનું જીગર એક બીજા મરદને સોંફયું હતું, જેની મુલાકાતથી તે હંમેશાં પોતાના જીવને ગમત આપતી હતી. પાપ કદી છુપું રેહેતું નથી, અને આએ રીતની બદફેલી કોઇ દાહાડેબી જાહેર પડેછે, તેમજ આએ વાતની ખબર જયારે પેલા હેમક સોદાગરને થઈ તયારે તે ગમે તેવો હેમક હોવા છતાં કુદરતી રીતે તેની અદેખાઇના આતશ તેના જીગરમાં પુર જોસથી સલગયો. આવા બનાવથી આએ હેમક સોદાગરને કંઇ એવી બુંદી સુહુજી કે તેણે

પોતાની ઓરતને જુઠું સમજાવી પોતે સોદાગરીનાં કાંમ માટે મુસાફરી કરવાનો પોતાનો ઇરાદો જણાવી ઘરમાંથી બાહાર નીકલયો. તેના જવાથી શેહેરઆરાએ જાહેરમાંતો પોતાની ગમગીની દેખાડી, લેકીન બાતેનમાં ખુશી થઇ તે પોતાના યારને બોલાવી તેની સાથ મજાહ મારવા લાગી. જયારે રાતનો વખત થયો તયારે પેલો સોદાગર છુપી રીતે પોતાના ઘરમાં આવયો, અને એક ખુનામાં છુપાઈ બેઠો. જેવી શેહેરઆરા પોતાના દોસતની સાથે એક મસનદ ઉપર બેઠી તેવી તેની નજર પોતાના ખાવીંદ ઉપર પડી તેથી તે ચેતી ગઇ ખરી, લેકીન તે જાણતી હતી કે તેણીનો ખાવીંદ કેવો હેમક છે, તેથી તેણીએ સેતાબ એક તાલ શોધી કાહાડી અને જરાબી બીધા કે અચકાયા વગર ઘણીજ ધીરજથી પોતાના યારને પોતાની પાશે બેસાડી તે નીચે મુજબ કેહેવા લાગી:—“ એ નેક મરદ, જો કે તું બેગાંનો છે તોબી હું તુને માહારા પોતાના ભાઇ બરોબર ગણું છઉં, તેથી તું પણ માહરી તરફ પુરી દેયાનતથી નીગાહ કરતો ના અને મહને તાહરી પોતાની બેન તારીકેજ ગણજે. તુને માહરી આગલ બોલાવવાનો સબબ એટલોજ છે કે આજે બપોરે હું બાવાબમાં હતી તેવામાં મેં એક બુજરગ પીરમરદને જોયા. તે મહને એવું કેહેવા લાગો કે માહારી બેવફાઇની જુઠી ખબર લોકોમાં આશકારા થવાથી માહરા ખાવીંદનું મોહોત લાવી હવે મહને આ દુનીયાંમાં તનહા રાખવી. આએ સાંભલતાં વારજ માહરા હોસ ઉડી ગયા, તેથી મેં તે પીરમરદને એવી અરજ કીધી કે તે કંઇ એવી તદબીર બતાવે કે જેથી માહરા ખાવીંદની ઉમર છપારે થાય. તેણે જવાબ દીધો કે ‘ એ બેટી, તાહરા ખાવીંદની જીંદગી વધારવાની તદબીર માહરા ધયાંનમાં એમ આવે છે કે તું કોઇ બેગાંનાં મરદને તાહરા ઘરમાં બોલાવ અને તેની સાથે એક મસનદ ઉપર બેસીને તું તાહરી પોતાની વફાદારી બતાવ. એટલે તે તાહારી સાથ પુરી ચાલ ચલાવે, તોપણ તું તેનાથી દુરજ

આજુરદે થાય અને જુઠુ બોલવાથી ખોદાનો
તેથી ચુપ બેસવું વધારે બેહેતર છે. આ મુજબ,
મારી હાલત થઈ પડેલી છે. જો દાસ્તની
વાત માહરો ખસમ સાંભલેનો તેથી રૂશવાઇ થાય,
મનાં કોલ ઉપર રહું તો દાસ્ત હાથમાંથી
પોપટે જવાબ દીધો કે " તું ડર નાં. જો તાહરા
જવાની ખબર તાહારા ખસમને થશે તો હર તરેહના
કરી હું તુને છોડવી લઇ પેલા સોદાગરની ઓરતની
ઉલટો તાહરા ખસમનું એકીન તાહરી ઉપર બેસાડી
પોતાના ફાયદાની આએ વાત છે તો તે તેજ વખતે
જોઇએ એવું કહી ખુજરાતે બજીદ થઇ પોપટને કાલાવાલા
ગી, જેથી પોપટે તે વાત નીચે મુજબ કીધી.

[દાસતાન પચાસમું.]

શેહેરઆરા.

પોતાની ઓરતને જુદું સમજાવી પેતે સોદાગરીના કામ માટે મુસાફરી કરવાનો પોતાનો ઇરાદો જણાવી ઘરમાંથી બહાર [illegible] વી ઓમ નીકળ્યો. તેના જવાથી શેહેરઆરાએ જાહેરમાનો [illegible] અને તે અમગીની દેખાડી, લેકીન બાનેનમા ખુશી થઇ તે [illegible] નાહાત બેહેતર- યારને બોલાવી તેની સાથ મજાહ મારવા લાગી જ્યારે જેમાથી માહારો છુટકારો વખત થયો તયારે પેનો સોદાગર છુપી રીતે બે હાથ ઉઠાઉ અને માહરા આવયો, અને એક ખુનામા છુપાઈ બેઠો .હું" પોપટે જોયુ કે તે આજે પોતાના દોસતની સાથે એક મમનદ હું આવી છે તેથી જવાબ દીધો કે જર પોતાના ખાવીંદ ઉપર પરી હો, હરેક કામ કેહેવા કરતા બજાવવુ લેકીન તે જાણતી હતી કે તેમા મોહોબતથી જુદા પડવાનુ કામ પેહેલુ તેથી તેણીએ સેતાબ બો [illegible] ની છોડી શકાતી નથી રોમના પાદશાહની એક બીબી કે અયકાયા પોતાની પાસે રોજ મુજબ ફાકો રાખતી હતી કે તે હરગેજ કોઇ ઉપર મદદ ટોબત બાધનાર નથી, પણ જ્યારે તેણીએ ચીનના શાહાનશાહની તારીફ સાભળી, તયારે આખરે તેને પોતાનાં ખાવીંદ તરીકે તેણીને કબુલ કરવો પડયો જે તે વાત નીચે મુજબછે —

[દાસતાન એકાવનમુ]

## ચીનનો શાહાનશાહ અને રોમની શાહાજાદી.

ચીનની શાહાનશાહાત ઉપર અમલ ચલાવનાર ફગફુર શાહાનશાહ એક દીવસે પોતાની ખુવાબગાહની અદર ભર ઉંગમા પડેલો હતો, તેવામાં તેના એક વજીર, જે જાતે ઘણોજ અકલમદ અને દાનાવ હતો તે, કોઈ ઘણુજ અગતના કામ સર શાહાનશાહને બીદાર કરવા ગયો ફગફુર જેવો બીદાર થયો તેવો લાગનોજ પોતાની સમશેર મેયાનથી બાહાર કાહાડી તે દેવાના આદમીની માફક પેલા વજીરની ઉપર હુમલો કરવા દોડયો આએ રીતનો મામનો જોઇ તરત વેના તો વજીર મેહેલમાથી નાહાસી ગયો, પણ જ્યારે થોડોક વખત જવા દઇ તે પાછો મેહેલમા આવી જોવે છે તો પાદશાહ ખરેખર દેવાનો બની

ગયલો, પાદશાહી લેબાસ ચાક કીધેલો અને પોતાના શર ઉપરનાં બાલ પીખતો, જારી કરતો બેઠેલો છે. તમામ વજીરો તથા અમીર ઉમરાવોએ એક મોટી મીજલસ ભરી, અને પાદશાહની આએ હાલતનુ કારણ સોધવા લાગા. તેઓએ તેન ઘણુંખી સમજાવયો, પણ ફકત તેની હાલત ઉપરથી અને તેના બોલવા ઉપરથી જે કંઇ માલમ પડતું હતું તે એકે જયારે તે ખોવાબગાહમાં હતો તયારે તેના ખોવાબમાં તેણે એક નાજનીનને એવી તો ખુબસુરત જોઇ કે તેવી તેણે તેની શાહાનશાહાતમાં કદી જોઇતી નહીં. તે તેની સાથ ગોયા નાજ અને નખરાં સાથ તેના હાથો ઉપર બોશા દેતી હતી, તેઓ એક બીજાને બગલગીરી કરતાં હતાં, અને એવી રીતની મજાહમાં હતાં, તે દરમયાંનમાં વજીરે તેને બીદાર કીધો જેથી તે પોતાની અરધી મજાહમાં ખલેલ થયલી જોઈ દેવાંનો બનયો હતો. હવે જે વજીરે તેન બીદાર કીધો હતો તે વજીર ચીતારાના કામમાં એવો તો ખબરદાર હતો કે પાદશાહનાં બોલવા ચાલવા ઉપરથી તે પામી ગયો કે તેણે કેવી જાતની ખુબસુરત છોકરી પોતાનાં ખોવાબમાં જોઇ. તેથી તેણે અટકલ ઉપરથી એક તેવીજ નાદર સભી ચીતારી પાદશાહને બતાવી, જેથી પાદશાહ ખુશબખતીમાં આવી ગયો અને તેની સુધ જરા ઠેકાણે આવી. તોપણ તે એજ હઠ પકડી બેઠો કે શાદી કરવી તો એજ છોકરી સાથે કરવી. જે ઉપરથી વજીરે એક મેહેમાનખાંનુ યાને કારવાનસીરાઇ બધાવાનો હુકમ આપી તે જગોએ જે કોઈ મુસાફર અથવા બેગાંનો મરદ આવે,તેને પેલી સભી બતાવી તે વીશે તે કંઇ જાણતો હોય તો પુછવું એવો હુકમ કીધો. એમ કરતાં કરતાં આ કારવાનસીરાઇમાં દીવસે એક રોમનાં મુલકનો એક મુસાફર આવી લાગો તેણે પેલી શબી જોઇ જણાવયું કે તે સભી તે વખતના રોમના પાદશાહની બેટીને મલતી આવે છે. આ મુસાફરે તે શાહાજાદી વીશે વધારે એવું જણાવયું કે ચીનનો શાનશાહ તેની સાથ શાદી કરવા માંગશે એ વાત ખરી છે,

લેકીન તે શાહાજાદીએ તો મરદજાતને પોતાના વીચારમાથી તરક કીધો છે કારણકે એક દીવસે તે શાહાજાદી પોતાના મોહે-લના જરૂખા ઉપર તમાસો જોતી બેઠી હતી તેવામાં એકાએક તેના બાગમા આગ લાગી આએ બાગમા એક ઝાડ ઉપર એક મોર અને તેની માદા પોતાના બચા સાથે રેહેતા હતા જેવી આગ લાગી તેવો મોર પોતે ઉડી ગયો અને તેની માદા તેના બચાનો જાન બચાવતા પોતે અને બચા પણ તે આગમા બળી મુઆ તે દીવસથી શાહાજાદીના મગજમા એંજ ફાંગ ભરાયો છે કે મરદજાત બેવફા અને જુલમગાર છે તેથી તેની સોબત જીદગીમા કોઇ વારબી કરવી નહી જો કે તેણીએ આ મુજબનો પકો ઠરાવ કીધો હતો, તોપણ વજીરે તે કામ માથે લીધુ કે ફ્રગફુરને તેની સાથે કોઇબી રીતે શાદીના ગાઠથી જોડી આપનો તેણે રેમના મુલકનો રસતો પકડયો, અને તયા આવી પોહોચતા એક ચીતારાની દુકાન માંડી અસલના વખ તથીજ ચીનાઓ ચીતાર કામમા મશહુર રેહવાથી રેમના પાદશાહે આ વજીરને કોઇ અછો ચીતારો સમજી તેને પોતાનો મેહેલ રંગવાનુ કામ સોંપ્યુ—અને વજીર હનોજ તેવો ઉસ્તાદ ચીતારો, તેથી તેણે પેની. શાહજાદીના દેવાનખાનાની દેવાનો ઉપર કેટલાક નાદર ચીતારો ચીતારયા આ ચીતારોમા એક જે ઘણોજ ધેયાન આપવા લાગ હતો તે એ હતો કે એક નદીમા માહાભારત રેલ આવેલી છે અને તેના કીનારા ઉપર ચીનનો પાદશાહ ફ્રગફુર ઉભેલો છે રેલમા એક નર-હરણ પોતાના બચા ઓને બચાવતાં તેઓની સાથે ડુબી મરે છે, પણ માદા-હરણ બીજે પાર ઉતરી જીવ લઇને નાહાસે છે અને પાછુ ફરીને જોતી વટીક નથી આએ ચીતારની મતલબ જયારે પેની શાહાજાદીએ ચીતારા વજીરને પુછી તયારે તેણે જવાબ દીધો કે "ચીન અને માહાચીનનો શાહાનશાહ ફ્રગફુર એક દીવસે નદીના કીનારા-ઉપર ઉભો રહી એક માહાભારત રેલનો તમાસો જોતો હતો, તેવામા તેની નજરે આએ દખાવ પડયો, કેએક નર હરણ

પોતાનાં બચાંઓને બચાવતાં તેઓની સાથે ડુબી મુવો, અને માદા-હરણ એકદર બની એકલી એવી રીતે નહાસી ગઇ કે તેણે પાછું ફરીને જોયું વટીક નહીં, જેથી તે ફગફુરે તમામ ઓરતજાતને બેવફા જાંણી તે દીવસથી એવો ઠરાવ કીધો છે કે ઓરત જાતનું નામ લેવું નહીં." રોમની શાહજાદીએ જોયું કે ચીનના શાહાનશાહની વાતની મતલબ જો કે માહરી હાલતથી ઉલટી છે, તોપણ વાત તો મને મલતી આવે છે, તેથી તેણીએ પોતાનો વીચાર ફેરવયો. અને તે ચીતારા આગલ પોતાની મરજી જાહેર કરી પોતે ફગફુર સાથેજ નેકા કરવાને વાજબી વીચારયુ. અરસપરસ માગાં, અને હદીઆની ભેટ થઇ, અને જે છોકરીએ એકવાર મરદજાતને પોતાના ધીક્કારમાં લીધો હતો તેણીએ હવે પોતાનો વીચાર ફેરવી ચીનાઇ ફગફુર સાથે શાદી કીધી.

---

પોપટની રજા, ખુજશતેની રૂખસદ; ખાંમદાદનું ઉગવુ ને ધુલ મલે મકસદ.

---

## રાત એકતાલીસમી.

એકતાલીસમી રાતે ખુજશતે પોપટ આગલ જઇને કેહેવા લાગી કે "એ પંખેરૂ જાનવરોના સરદાર, આજના માહારા વીચારથી હું ગુંચવાડામાં આવી પડી છું. અગરજો હું માહરા દોસતને રાજી રાખવા જાંઉતો માહારા ખાવીંદ તરફ બેવફાઇ થાય છે, અને માહારા ખાવીંદને ખુશી કરવા જાંઉતો માહારા દોસત તરફની માહારી ફરજ અદા થઇ શકતી નથી. વાસતે બેહેતરતો એ છે કે તે બેઉને છોડીને હું પરહેજગારીનો સાહેયો ઓઢી એકદમ આ દુનીયાંદારીના કાંમથી હાથ ઉઠાવી નચીત થઇ બેસું." પોપટે જવાબ દીધો કે "એ ખુજશતે, આજનો તાહારો વીચાર તે પેલા ઘષેડાનાં જેવો છે કે જે પોતાનાં ભુરવાથી પોતેજ ફસી પડયો હતો. જો સાંભલવી હોય તો સાંભલ તે વાત."

## ઘધેડાનું ગાયન ઘધેડાને ભારી.

એક વખતે એક ઘધેડાને એક સાબર સાથે દોસ્તી થઇ: દોસતી તો એવી થઇ કે સુવુ, બેસવુ, ચરવુ, સરવે સાથે; જરાબી તેઓ જુદા પડવાને ચાહતા નહીં હતા. એક દીવસે એક ગુલજાર બાગની અંદર તેઓ બંધે સાથે ચરતા હતા, તેવાંમાં ઘધેડાને એકાએક ભુકવાની ખાહેસ થઇ. તે સાબરને કેહેવા લાગો કે "હુ એવુ તો ગાયેન ગાંઉં કે તે સાંભલવાથી તાહરોબી જીવ ખુશ થઈ જાય, કારણ કે તે પણ એવુ ગાયેન કદાચ તાહરા જનમમા સાંભલેંયુ બી નહીં હોય" સાંબરે જવાબ દીધો કે "ભાઇ ઘધેડા, એ વાતથી મેહેરબાની કરીને તુ પાછોજ રેહેજે—કઇ બનેતો પોતાના ગુજરાંનની વાતો કર—નહીતો નાહેકને માટે બેઉ જન મારયા જઇશુ. પેલા ચોરો જેઓ એક તવગરના ઘરમા ચોરી કરીને તેનાજ ઘરમા દારૂ પી મસત થઈ ગીત ગાવા લાગા અને ઘરધણી જાગી ઉઠવાથી તેઓ બધા ઇને પોતાના કરતુકની સજાએ પોહોતા, તેવી વાત તું કરવા માગે છે!" પણ ઘધેડા તે ઘધેડા. ઘધેડાજીનાં મગજમા તુમાખ હોવાથી તે સમજ્યા કે "સાંબર ગમે તે પણ જંગલનો રેહેનાર અને હુ પોતે શેહેરનો રેહેનાર—તે ગામડીયો અને હુ શેહેરી—વાસતે ગાયેનના હુન્નરની એજમતી કદર એ જંગલી તે શું પીછાંને?' સાબરે ફરીથી ઘધેડાને સમજાવ્યું કે "તુ એ વાતથી પાછો રહે, અને પેલા છાકટા કઠીયારાની ચાલ ના ચલાવ, નહીં તો આખેરત પરીમાંનીમાં ગીરફતાર થવુ પડશે એક કઠીઆરાને એક દીવસે જંગલમા લાકડા કાપતાં કેટલીક પરીઓ મલી હતી તેઓએ તેની ઉપર કુરબાન થઇ તેને એક માટીનું તલેસમાતી વાસણ આપયુ હતુ, જેમાં એવી ખામીયત હતી કે તેમા હાથ ઘાલવાથી જે ચીજની મોરાદ ચાહી હોય તે મલતી હતી આ વાંસણ ઘણીજ ગભાલથી ગખવાને વામ તે પેલી પરીઓએ તે કઠીયારાને ચેતવણી આપી હતી, તે

છતાં એક દીવસે તે કંઠીયારો શરાબની જુમમાં છાકટો થઇ તે વાંસણ પોતાની પીઠ ઉપર મુકી નાચવા લાગો, જેથી તે પડી ગયું અને તુકડે તુકડા ઉડી ગયા. એટલુંજ નહી પણ તે વાંસણની કરામતથી તેણે જે જે ચીજો મેલવી હતી તે પણ ફના થઈ ગઇ અને તે પાછો કમખખતીમાં આવી પડયો.— માટે, ભાઈ ઘધેડા, હું ચીંતા રાખું છું કે રખે તાહરા હાલ પણ તેના જેવા થાય." પણ ઘધેડો પોતાની જાત જણાવાને એટલો તો ઇન્તેજાર હતો કે પોતાના દોસતની નશીયત સાંભલવાને બદલે તે તાંણ પર ચઢયો. આએ માંમલો જોઇ સાગર તો પોતાની મોટી છલાંગ મારી પેલા બાગની દેવાલ કુંદાવી આ ગમચથી નાહાસી ગયું; અને ઘધેડો પોતાનું ગાયેન એવાંતો તાણ-સુરથી કરવા લાગો કે તેનો આવાજ સાંભની બાગમાંન તે જગોએ આવી પોહોચયો, અને ઘધેડાને પકડી એક ઝાડ સાથે બાંધીને મરણતોલ માર મારયો.

---

ખુજશતે જ્યારે આએ વાત સાંભલી રહી તયારે તે પોતાનાં દોસ્તને ઘર જવાને તૈઆર થઇ, પણ બામદાદના ફીરિસતાએ પોતાનાં બદન ઉપરનો પરદો ફેંકી દીધો, અને ખુજશતેનુ જવું ઢીલમાં પરયું.

---

## રાત બેતાલીસમી.

જ્યારે રાત થઇ તયારે ખુજશતે પોપટ આગલ આવીને કેહવા લાગી કે "એ તુતી, તુને માહરી ઉપર જે મુશીબત ગુજરે છે તેની રેહેમ નથી આવતી?" પોપટે જવાબ દીધો કે "હુ તુને હમેશાં એવી સલાહ આપું છું કે જેથી તાહરી હોરમત રેહે અને તાહરાં કાંમને ધોકો નહીં પોંહોચે. માહરી સલાહથીજ તાહરૂં કાંમ પાર પડશે, કારણ કે પોપટ અને મેના હમેશા આદમજાતનાં દુ:ખમાં તેઓને સારી સલાહ આપનારાં ગણાય છે. અસલનાં વખતમાં તબરસતાંનમાં એક સોદાગરજાદાનુ કાંમ પણ પોપટ અને મેનાથીજ પાર પડયું હતું." ખુજશતે પોછ્યું કે તે વાત શું છે? પોપટે જવાબ દીધો કે સાંભલ.

## મા બા પ ની સે વા.

તબરેજના મુલકમાં એક સોદાગરને ઉમેદ નાંમે બેટો હતો. આ છોકરાની શાદી થયા પછી તે પોતાની ઓરતની ઉપર એટલો તો દીવાનો થઇ ગયો કે પોતાનો ધંધોરોજગાર ભુલી ગયો એટલુંજ નહી, પણ પોતાના માબાપનેબી તેણે વીસારી મુકયાં. આ ઉપરથી પેલો જઇફ સોદાગર ઘણોજ હેરાંન અને પસેમાન થતો હતો કે નાહક તેણે પોતાના બેટાની શાદી કરી આપી તેની ગમગીનીની ખબર જયારે તેના ભાગીઆને થઇ તયારે તેણે તેને દીલાસો આપયો, અને જણાવયુ કે "ઉમેદ હજી જુવાંન છે, અને તેણે આએ દુનીયાનુ કઇ નરમ ગરમ કામ જોયુ નથી, તેથી તે કોઇની નશીયત સાંભળનાર નથી. મગર માહારા ઘરમા એક દાનાવ પોપટ અને એક અક્કલમંદ મેના છે તે જો હુ તાહરા બેટાની આગળ મોકલુ તો તેઓ કદાચ તાહરા બેટાને તેઓની ડાહાપણ ભરેની નશીયતથી ઠેકાણે લાવશે ' સોદાગરે આએ પોપટ અને મેનાની વાત ઉપર શક બતાવયો જેથી તેના ભાગીઆએ ખોલાસો કીધો કે આ પોપટ અને મેનાં કઇ પખેરા જાનવરો નથી, પણ તે તો કોઇ જાદુગરના ફંદામાં સપડાયના આદમજાત છે * * * આ મુજબ પેલા જાનવરોનુ પીંજરૂ ઉમેદના ઓરડામા ટાગવામા આવયુ એક પોહોર રાત ગુજરી જવા બાદ પોપટે બુમ બરાડા મારી ઉમેદને તેના બીછાણમાંથી બીદાર કીધો તે બોલયો કે "ઓ ઉમેદ, અમો તાહરા ઘરમા વગર બોલાવેના મેહેમાન તરીકે આવયા છઇએ અને તુ તો ગફલતના ખુવાબમા પડયો છે તુ અભાગી પારો આવ અને અક્કલનુ ખરેખરૂ ગોહેર અમારી પાસેથી માગી લે" આએ અવાજ સાંભળી ઉમેદ ઘણોજ અજાયબ થયો અને પોતાના ખુવાબમાંથી ઉઠવાથી ગુસ્સે થવાને બદલે તે પોપટની વાત ખુબ ધર્યાનથી સાંભળવા લાગો. પોપટે પેહેલા તો તેને પુછયું કે તે શુ ધધો કરે છે અને કીયા ફંદમા

મશગુલ છે, તેથી ઉમેદ જવાબ દીધો કે "હું આગલ સોદાગરનો પેશો કરતો હતો, પણ એક મુદત થઈ માહરા બાપે એક જુવાંન ઓરત સાથે માહરા નેકા કરાવી આપયા છે; જે ઓરત એટલી તો ખુબસુરતછે કે તેની પાપણનાં તીરે માહરૂં છગર વીંધાઇ ગયું છે, તેની મોહોબતે મહને જખમી કરીને એક લગડા લુલાની મીસાલે બનાવયો છે, અને તેથી મહને કઇ ધંધો—રોજગાર સુઝુજ પડતો નથી; એટલુંજ નહીં, પણ માહરા મામાપની સેવા કે બરદાસત માહરાથી બની આવતી નથી." આ ઉપરથી પોપટે તેને નશીયત દીધી કે "પોતાની ઓરતની દોસતી ઉપર દીલ રાખવુ એ હક વાજબી છે, તો પણ તે ઉપરથી માબાપ, જેના લોહીથી આપણી પેદાયસ છે, તેને વીસારી દેવું એના જેવુ મોટા ગુનાહનું કાંમ બીજું કસું નથી. ઓરતની પેશાંની ઉપર વફાઇના પરદો હોય છે, પણ અંદરખાંનેથી કેટલીક ઓરૈતો વધારે બેવફા હોય છે અને તેઓની જુવાંનીના બાગમાંનાં દીલ લલચાવનાર ફુલોમાંથી દગલબાજીની બદબો પ મરેછે. હજરત અમી તાલેબનો બેટો અલી પણ એમ કેહેતો હતો કે પાંચ ચીજ આદમજાતથી બનવી મુશકીલ છે, અને જો કદાચ બને, તો તે ધાસતી ભરેલી હોય છે:—અદેખા આદમીની નશીયત સાંભલવી, દુશમનોની દોસતી કરવી, ફકીરોની સખાવત લેવી, બદકાર લોકો સાથ દોસતી કરવી, અને ઓરત સાથ હદથી વધારે જાનફેશાંની કરવી. માટે, ઓ ઉમેદ, આએ ગુનાહ ભરેલુ વાદલ શાને વાસતે તું તાહરા ગીર ઉપર ખેચી લે છે?" પોપટે આ જગોએ એક બેવફા ઓરતની વાત* ઘણીજ અસરકારક રીતે ઉમેદને કહી બતાવી, જેથી તેનું મન પીગલયુ ખરૂ; પણ તેની ઉપર બરોબર વધારે અસર કરવાને પેલી મેનાએ તેને એક બીજી વાત કહી સભલાવી:—

* ત્રણ-ચાની કનયાની એક નહાની વાત આ વખતને અનુસરતી નહીં હોવાથી છોડી દેવાની ફરજ પડી છે.—સુધારનાર.

બલખ શેહેરમાં એક પરહેજગાર મરદને સાલેહ નામે બેટો હતો. તે પોતાના માબાપની ફરમાબરદારી પોતાના દીલોજાનથી કરતો હતો, લેકીન તેનાંમાં કંઇ એલમ નહી હોવાથી તેણે વીચાર કીધો કે એલમ વગરનુ આદમી કસા કામનુ નથી, તેથી તેને કઇ એલમ હાસેલ કરવો જોઇએ. આ વીચારથી તે પોતાના માબાપની મરજી નહી હોવા છતાં બજીદ થઇને એનમ શીખવાને પરદેશ ગયો. તે સહમજ્યો કે "માહરી ખાહેસ નેક છે, એટલે માબાપની મરજી ઉપરાંત હુ બાહાર જાઉ તો તેમાં કંઇ વાંધા ભરેલુ હુ જાતો નથી." તેણે બોખારાનો રસ્તો પકડ્યો તેજ દાહડે બપોરે તેણે એક મોટાં દરખત નીચે પોતાની આસાએસનો મુકામ કીધો, પણ તે દરખત ઉપરથી એક પખેરાએ છેર નાંખી તેનો તમામ પોશાક ખરાબ કીધો તે ઘુસ્સો કરી ઉપર જોવા લાગો, પણ તે પખેરૂ તો ઉડી ગયુ એટલે લાઇલાજ થઇ એક પાણીના ચસમામા તે પોતાનો પોશાક ધોઇ નાંખી આગળ ચાલચો નીમા શામની વખતે તે એક ગામડામાં જઇ લાગો, અને પાસે કઇ ખાવાનુ નહી હોવાથી ભીખ માંગવા લાગો એક માછણે તેની ઉપર રેહેમ કીધી, અને જણાવ્યુ કે તે જો જરા વાર ઢીલ પકડે તો બેશુમાર માછલી તે આજે મારી લાવી છે તેમાથી તેને કંઈ ભુજી આપે પણ માછણને જરા વીલમ લાગ્યાથી સાલેહ ઘુસ્સામા આવી ગયો અને પેની માછણ ઉપર તાનાજની કરવા લાગો માછણે તેને આ મુજબ સરજોરી કરતો જોઇ જ્યારે જવાબ આપયો કે "મહનબી ચુ તુ કઇ પેખુ પખેરૂ સમજે છે કે તુ માહરી ઉપર એટલો ઘુસ્સો કરેછે," તયારે સાલેહ ખુબ અજાયબ થયો કે એ માહરી મુસાફરીની વાત શુ સહમજે ! તેણે તે માછણ પાસ તેનો ખુલાસો માગયો તયારે તેણે પોતાના એક ભાઇ પાસે તેને મોકલ્યો કે એનો ખોલાસો તેને તયાથી મલશે. આ માછણનો ભાઈ એક પારધી હતો, અને જેમ માછણ સેકડો માછલીઓ મારતી હતી તેમ તે સેકડો

પંખેરાંઓને પકડીને તે વેચી પોતાનું ગુજરાન કરતો હતો. આ પારધી સાથે સાલેહની મુલાકાત થઇ તયારે સાલેહે પુછ્યું કે "તમો બેઉ ભાઇ બેહેન આટલાં ખધાં જાનવરો પકડો તેમાં તમુને શું ફાયદા હાંસેલ થાય છે અને એમાં શું બરકત છે!" પારધીએ જવાબ દીધો કે "અમો માબાપનાં હોકમમાં છઇએ અને તેઓથી કોઇબી વાર અમો બેફરમાંન થયાં નથી, પણ તું તો તાહરા માબાપની રજા વગર બાહાર પડયો છે. અગરચે એલમ શીખવવાની નેક નઇયતથી તું બાહાર પડયો છે એ વાત ખરી છે, તોપણ પોતાના માબાપની રજામંદી છે તે તમામ સવાબોમાં મોટું સવાબછે." સાલેહ પેલા પારધીનાં આ સખુનો સાંભલી તુરત પાછો પોતાને ઘર ગયો અને પોતાના માબાપની ખીદમત ચાકરીમાં મશગુલ થયો. *તેના અવેજમાં થોડાજ* વખતમાં ગેબી રીતે તેની આગલ એલમનાં સઘલા દરવાજા ખુલ્લા થયા.

મેનાએ ઉપલી વાત કરી રહયા પછી ઉબેદને કહયું કે "માબાપના હુકમમાં રેહેવાથી એવી નેયાંમત મલી આવે છે; પણ તું તો ઓરતની મોજમજાહમાં પડીને માબાપને વીસરી ગયો છે, તે દુનીયાંનાં કાયદાથી ઉલટું અને ઇનસાફનાં કાંમથી અનઘટતુ છે." ઉબેદ જયારે આએ વાતો સાંભલી તયારે તે પાછો પોતાની રાહા ઉપર આવયો, અને પોતાની બદચાલથી પશેમાંન થઇ પોતાના માબાપને પગે પડયો.

---

આએ વાત કરી રહયા પછી પોપટે ખુજસ્તેને કહયું કે "તુ પણ માહરા સખુનો સાંભલશે તો ઉબેદની મીસાલે આસાનીથી પોતાની મકસદ પોંહોચશે. અને જયારે તું માહરા સખુનો સાંભલવાને રાજી છે તો ઉઠ સેતાબ, અને જા તાહરા દોસતને ઘર." ખુજસ્તેએ ચાહયું કે તેમજ કરે, પણ બામદાદનો વખત થયો એટલે તેનું જવું ઢીલમાં પડયું.

# રાત તે'તાલીસમી

---

જયારે આફતાબ મગરેબની તરફ ગયો અને માહાતાબે પોતાની રૂપેરી રોશની આએ આલમના તકતા ઉપર ફેકી, તયારે ખુજરાતે પોપટની આગલ આવી કહેવા લાગી કે " એ દાનાઇના ગોહેર, નાહરી દાનાઇથી મહને કયારે લાભ થશે ? હવે પછી કઇ એવી તદબીર કર કે જેથી માહરા ધગ ધગતાં જીગરમાનો આતશ થડો પડી જાય" પોપટે જવાબ દીધો કે "એ ખુજરાતે, મોહોબતના કામને છુપાવાની કોઇનામા તાકાત નથી ; અને જો કોઇ તે છુપાવા જાય છે તો ઉનટો તે પેલા મુસલમાનની માફક જાહેર પડી આવે છે." ખુજરાતે બોલી કે તે શુ છે ? પોપટે જવાબ દીધો કે

[દાસતાન ચોપનમુ ]

## રોજાદાર મુસલમાન

એક શેહેરમા કોઇએક વખતે એક પરહેજગારીનું ડોળ ધાલનાર મુસલમીન રેહતો હતો, જે રોજાના દીવસો ઉપર રોજા રાખતો હતો. લેકીન રોજાના તેહેવારોમા એક દીવસે તેને નાન તથા ગોસતની અખની ખાવાનો શોખ થયો, તેથી તેણે દરીઆફત કીધી કે તે જો તે જગલમા લઇ જઇને ખાશે તો તેને કોઇ જોનાર નથી. એવા વીચારથી પેલુ પકનાન લઇને તે જગલમા જઈ એક મોટાં દરખતની નીચે બેસીને તે ખાનુ ખાવા લાગો હવે બનાવ એવો બનયો કે તે જગલનો રખેવાલ એક બરાહમણ તેજ દરખત ઉપર બેસીને ચોકી કરતો હતો, તેની નજર પેલા મુસલમીન ઉપર પડવાથી તે પેલા ઝાડ ઉપર હીલચાલ કરવા લાગો, જેથી તેના ખખડાટે તે મુસલમીનનુ ધયાન ઉપર ખેચાયુ હવે મુસલમીન રેવાજ મુજબ તો કોઇનેબી ખાનુ ખાતી વખતે સાથે ખાના ખાવાવાની ફરેજછે, તેથી તે મુસલમીન પેલા બરાહમણને પોતાની સાથે

તેથી પાદશાહ આજેજ થયો. તેણે વીચાર કીધો કે આ વખતે સાંઢની સલાહ લીધી જોઈએ; તેથી તેની સોધ કરવા શારૂ પોતાની રૈયતને શીકાર કરવાનું બાહાનુ જણાવી પોતાની રાણીને લઈને તે બાહાર નીકલયો, અને તેણીને જણાવયું કે "હું તુને એ ભેદના ખોથામો શીકારગાહમાં કરશ, અને તેમ કરતાં માહરૂં મોહોત નીપજે તો મહને જંગલમાંજ તાહરી મરજીમાં આવે તેવી રીતે ઠેકાણે પાડજે." આ મુજબની ગોફતગો કરીને જંગલમાં જઈ પોહોંચતાં તેઓને એક કુવાની આગપાસ ચરતાં કેટલાંક બકરાં મલયાં, જેમાંથી એક બકરીએ કુવામાં નીગાહ કરતાં જોયુ કે તેની અંદર ઘણોજ સરસ ચારો થયલો છે. તે બકરીએ એક બકરાને પોતાની મરજી જણાવી તે ચારો બાહાર લાવવા જણાવયુ, પણ તે બકરાએ તેને જવાબ દીધો કે "તાહરે વાસ્તે હું માહરો જાન બરબાદ કરવા કંઈ એ કુવામાં પડું નહીં." આએ વાત સાંભલી બકરીએ જણાવયું કે "તુ જો એ કુવામાંથી ચારો લાવી નહીં આપશે તો હું એમાં પડી માહરો જાંન બરબાદ કરસ." બકરાએ કડે પેઠે જવાબ દીધો કે "હું કંઈ આએ પાદશાહ જેવો બેવકુફ નથી કે એક ઓરતની હઠીલાઈને વસ થઈ માહરો જાંન ને જાંન ખોઉં, અને વલી ઉપરથી મુરખમાં ખપું!" જયારે પાદશાહે બકરાને મોહોડેનાં આએ સખુને સાંભલયા તયારે તેને બહુ શરમીદગી પોહોંચી. તે હવે પોતાના ઠરાવમાં મજબુત થયો અને પોતાની રાણીને સાફ જણાવયું કે તે એ ભેદના ખોલાસો કદીબી કરનાર નથી, પછી તેને જોઈએ તો તે ગમે તેમ કરે. આ ઉપરથી રાંણી આજેજ થઈ, અને પોતાનો આપઘાત કરવાનો જીવ તો ચાલયો નહીં તેથી પાદશાહથી જુદી રહી; પણ પાદશાહે જોયું કે તેનો જાંન જતો બચયો તેથી તેણે પાછો શેહેરમા આવી દુરવેશોને ખેરખેરાતો કીધી અને જીવયો તયાં સુધી એક ઓરત [illegible] બાકીનાં બીજા સુખચેનમાં રહયો.

પોપટે જણાવ્યુ કે " અગર, ઓ ખુજશ્તે, તુબી જો તે પાદશાહની માફક માહરા સખુનો સાભળશે તો આકેબત સુખીજ થશે હવે તુ ઉઠ અને તાહરા દોસતને ઘર જા" ખુજશ્તે ઉઠી અને જેવી બાહાર પગ મુકવા જાય છે કે રોશન આફતાબે પોતાની સુનેરી થાન આ જમીનના તકતાને રોશન કરવા બાહાર કાહાડી, જેથી ખુજશ્તે પાછી પોતાના મકાનમા જઈ વીચારમા બેઠી

## રાત ચુમાલીસમી.

જયારે પોહોર રાત ગુજરી તયારે ખુજશ્તે પોપટની નજદીક રૂખસદ માગવા આવી અને કેહેવા લાગી કે " ઓ રોશન ચેરાગ, હવે તુ માહરા જરદ ચેહેરા ઉપર બખ્શેશ કર તુ જો કે એક દોસતની ઉપર હુ મોહોબ્બતમા કેટલી ગીરફતાર થઈ છુ અને તેને વાસતે હુ દર રોજ તાહરી રજા માગવા આવુ છુ, લેકીન તાહારૂ સખત જીગર હજી પીગલતુ નથી અને દર રોજ તુ મહને વાટ્યો કરે છે જો તાહરે ના કેહેવુ હોય તો ના કહે કે ફરીથી હુ તુને કટાલો આપવાને આવુબી નહી પણ ખોદાને ખાતર તુ મહને ટવનાવ ના" પોપટે જવાબ દીધો કે "અગરચે તાહરા દીલનો ગમ તાહરી મોહોબતના સબબથી હોય યાતો તાહરા ખાવીંદની જુદાઈથી હોય તેનો મહને શુ મુજાકો છે ? હુ તો કોઈબી પરકારે તુને સારી મસલત દેઉ છુ. પણ મહને લાગે છે કે હવે તાહરા ખાવીંદની સફરના ઘણા દાહડા તો જતા રેહેયા અને થોડાજ બાકી રહયા છે, તેથી સેતાબીથી હવે તાહરે પેના ગજાની માફક તાહરૂ કામ કરી લેવુ જોઈએ" ખુજશ્તેએ પુછયુ કે તે રાજાની વાત શી તરેહની છે, જેથી પોપટે નીચે મુજબ કહયુ.

[હીંદુસતાન પંચાવનમું.]

## "બોત ગઈ: થોડી રહી."

આગલા જમાનાની અંદર હીંદુસતાનમાં એક જઈફ રાજા રાજ કરતો હતો. તેને પેટે એક છોકરો અને એક છોકરી એવાં બે ફરજંદો હતાં, જેમાં છોકરાની ઉમર લગભગ ચાલીસ વરસની થવા આવી હતી અને છોકરીની ઉમર પણ તેજ મીસાલે એટલી બધી વધી ગઈ હતી કે તેણીની જુવાંનીનો બાહાર ખીલી હવે થોડા વખત પછી તે કરમાવાની તયારી ઉપર આવનાર હતો. આએ બેઉ ફરજંદો પોતાના બાપને મરવાની રાહા જોતાં હતાં, પણ તેનુ મોહોત તો નજદીક આવવાને બદલે દુર જતું હતું. છોકરો એવું વીચારતો હતો કે " માહરી ઉમર ચાલીસ વરસની થવા આવી, જુવાંની તમામ બરબાદ થઈ, અને જે વખત રાજની જાહેરજલાલી ભોગવવાનો તે તમામ માહરા બાપની તાબેદારીમાં ગયો, અને હજી હું રાજનુ સુખ ભોગવવા પાંમયો નથી. હવે પછી ખોદા માલમ મહને કયારે રાજ મલશે—અને મલશે તો શું કાંમનું !" આએ રીતનાં વીચારથી તેણે પોતાના બાપનુ ખુન કરી તેને મારી નાખવાનો વીચાર કીધો. હવે તેણે જયારે એવો વીચાર કીધો તયારે તેની બહેને પણ તેવોજ વીચાર કીધો. તે એમ દરીયાફત કરતી હતી કે "માહરી જુવાંની અને જોબન તમામ બરબાદ થાય છે, અને માહરો બાપ મહને કોઇ માહરે લાયકનો ખાવીંદ સોધી કાહાડીને માહરી શાદી કરી આપતો નથી. ગમે તેવુ મેહેલનું સુખ છે તે માહરે શા ખપનું ? અને જોબનનો બાહાર કરમાઇ જવા પછી માહારી શાદી કરશે તો તેબી શા ખપની ?" એવું વીચારી તેણીએ પણ પોતાના બાપને ઝેર પાઇને મારી નાખવાનો વીચાર કીધો. હવે આએ બુઢા રાજાને ગાયેનનો અતીશે શોખ હતો. વારેવાર તે પોતાના મેહેલમાં ગાયેનની મીજલસ સમારતો હતો, અને રામરાગરો અને ગવૈઆઓ પાસ ગાયેન કરાવી જયાં તક તેઓ થાકીને લુસ થઈ જાય

તયાં તક તેઓને તે છોડતો નહીં હતો. એક રાતે તેણે આ મુજબ ગાયેનની મીજલસ સમારી હતી, અને ગવૈયા તથા રામરાગરો ખુબ તાન લઇ ગાંનુ ગાતાં હતાં, જેથી રાજાનુ તમામ ધેયાંન તેઓ તરફ ખેંચાયું હતું. આએ તકનો લાભ લઇ પેલો છોકરો પોતાના બાપને મારી નાંખવાનાં વીચારથી એક ખંજર છુપુ લઇ તે મીજલસમાં દાખલ થયો, અને છોકરી પણ તેવાજ ઇરાદાથી ઝેરનું એક પયાલું લઇ દાખલ થઇ. જો એકને હાથે રાજા છુટે તો બીજીની હાથે મરે એવું હતું, પણ ખોદા જયાં રાખનાર હોય તયાં એવા લખો અને કરોડો મારનારનું કસુ વલતું નથી. બનાવ એ બનયો કે ખુબ જોસથી ગાતાં અને નાચતાં ગાયેનકારો થાકીને લાઇલાજ થઇ ગયાં હતાં તેથી તેઓ આસાએસ લેવા બેઠાં, જેથી મીજલસમાંનાં બીજા લોકો એવું વીચારવા લાગા કે રાજા તરફથી એઓને કંઇ મલયું નથી તેથી નાસીપાસ થઇ એઓ બેઠાં હશે. આએ બોલો એક ગવૈયાને કાન પડવાથી તેણે વીચારયું કે મીજલસનાં લોકો રાજાને દોશ દે એ વાત રાજાને કાંને પડશે તો ઠીક નહી થશે, તેથી તેણે પોતાના ગાયનકારોને કહયું કે "હવે એક ઘડી રાત રહી છે. આખી રાત ગાયેન અને નાચ રંગ કીધા પછી એક ઘડીને વાસતે તમો બદનામી લેઓ એ ઠીક નહીં. રાત હવે 'થોત ગઇ ને થોડી' રહી છે, વાસતે મીજલસને દલગીર કરવી નહી જોઇએ, તેમજ આપણી નબલાઇ બતાવી આપણી આબરૂને હીણું લગાડવું નહીં જોઇએ." આએ ગવૈઓ જો કે ઉપલા બોલો પોતાના ટોલાને બોલયો હતો, તોપણ તેની અસર રાજાનાં બેઉ છોકરાંને એટલી તો મકકમ રીતે થઇ કે તેઓએ પોતાનો બુરો ઇરાદો ફેરવી નાંખયો. તેઓએ જાંણી લીધું કે "આએ ગવૈઓ જે કેહે છે તે ખરહક છે: રાજાની ઉમર પણ 'થોત ગઇ ને થોડીજ બાકી રહી' છે; જેટલાં વરસ તેણે કાહડયાં એટલાં બધાં હવે એ કાહડે એમ નથી, તો જરાને વાસતે નાહક તેના લોહીમાં હાથ બોરવા, અને કોઇનું નહીં પણ એક બાપનું

ખુન કરવું!—બાપનું ખુન પોતાની ગરદન ઉપર લેવું—એના જેવું માહા જબુન પાપ બીજું કયું હોય!" શાહાજાદાએ, તેજ વખત પોતાનું ખંજર ફેંકી દીધું અને પોતાના અંગ ઉપર જે જરરીન પોશાક હતો તે કાહાડીને પેલા ગવૈઆને આપયો, તથા બીજા એક હજાર દીનાર આપવાનો તેણે હુકમ કીધો. પેલી શાહાજાદીએબી તેવાજ વીચારથી ચાનાક પકડી હતી તેથી જયારે તેણીએ પોતાનાં ભાઇને આ મુજબ કરતાં જોયો તયારે તેણીએ પણ પોતાનાં ગલામાંથી એક હીરાનો હાર હતો તે પેલા ગવૈયાને આપી દીધો. આ મુજબ તેઓ પોતાનાં ભુડાં કરતુકથી પાછાં હઠયાં એટલુંજ નહીં, પણ પસેમાન થઈ ઉલટાં સખાવતનાં ભલાં કાંમમાં તેઓ સામિલ થયાં. પણ તેઓની આએ વરતનુક જોઇ જઇકે રાજા બહુ ગુસ્સે થયો. તે બોલયો કે "અજાયબ છે કે, માહરી નેયામતનો દરીયાવ પોતાની છોલમાં આવે તેની આંગમચ તમો લોકો તમારી મેહેરબાંનગીની નદી જારી કરો; પણ એ રીત અદાબનાં કાનુનથી દુર અને અક્કલના કાયદાથી વેગલી છે." આએ જોઇ પેલા છોકરાએ જવાબ દીધો કે "એ રાજવંસી બાપ, બેઅદબી માફ! આએ ગવૈયાએ મહને એક મોટી આફત અને બલામાં ગીરફતાર થતો અટકાવયો છે: એનાથી મેં એક એવી નશીયત પકડી છે કે તેવી નશીયત કોઇથી મહને મલી નહીં હતે." તેણે સાફ દીલથી પોતાનો ઇરાદો શું હતો તે પોતાના બાપે આગલ કહી બતાવયો; પણ હવે પેલી છોકરીએ પોતાનો હાર એક ગવૈયાને આપી દીધો તેનું શું કારણ? તેણીની તરફે જયારે રાજાએ પોતાની નજર ફેરવી તયારે તે પણ તેવીજ રીતે સાફ દીલથી પોતાનો જે બુરો ઇરાદો હતો તે કેહેવા લાગી. આએ સાંભલી રાજા અજાયબ થયો, અને બીજે દીવસે પોતાના અમીર ઉમરાવોની મોટી દરબાર ભરી તેની વચ્ચે પોતાનું તાજ પોતાના બેટાનાં માથા ઉપર મુક્યું અને પાદશાહી શીરપાવ પેહેરાવી તેને તખતનશીન કીધો, તથા પોતાનાં ખાનદાનનાં એક ઉમરાવ સાથે પોતાની બેટીની શાદી કરી આપીને પોતે પરહેજગારીનો સાહેઓ ઓઢીને એબાદતગારો સાથે સામેલ થયો, અને પોતાની બાકીની જીંદગીના દીવસ તેણે ખોદાતાલાની બંદગીમાં ગુજારયા.

"વાસતે, ઓ ખુજસ્તે, તાહરે પણ આએ વાત ધેયાંનમાં રાખવી જોઇએ કે ઘણા દહાડાનો ગુજરી ગયા અને થોડાજ હવે બાકી રહયા છે. તાહરા ખાવીંદને આવવાનો વખત હવે નજદીક આવતો જાય છે, માટે ઉઠ અને સેતાબ તાહરે કામે ચાલી જા. નહીં તો વલી પાછલથી તું માહરી ઉપર દોષ ના મુકતી." એટલું કહી પોપટે ખુજસ્તેને રજા આપી, લેકીન બામદાદનો ફીરસ્તો પેલી બાજુએ પોતાનો રસ્તો કાપી બાહાર નીકલયો, તેથી તેણીનું જવું મોકુફ થયું.

## રાત પીસતાલીસમી.

મેમુન સોદાગરને સફર ગયા પછીની પીસતાલીસમી રાતે ખુજસ્તે વરસતાં વાદલની મીસાલે પોતાની આંખમાંથી આંસુનાં કેતરા વરસાવતી પોપટની આગલ આવી કેહવા લાગી કે "યારની જુદાઇનાં આતશથી માહરૂં કલેજું કપાઇને કટકા થઇ જાય છે, અને માહરાથી હવે એ જુદાઇ વધારે વખત તાબોરા થઇ શકતી નથી. વાસતે, ઓ રેહેમ દીલ હકીમ, તું કંઈ ઉપાય બતાવ; નહી તો આએ જીંદગીની આખર આવેલી ભલી." પોપટે જયારે ખુજસ્તેને આએ રાતે બેતામ હાલતમાં જોઇ તયારે તે ઘભરાયો કે "માહરી સઘલી મેહનત જરાને માટે બરબાદ જશે." આજે ખુજસ્તેની બેકરારી એટલી તો વધી પડેલી છે કે તે હવે કાંઇ ઉલટુંજ કામ કરી દે એવી તેને ધાસતી લાગી. તેથી તેણે ધીરજથી દીલાસો આપી જવાબ દીધો કે "ઓ નેક બુધીની ખુજસ્તે, તુ કઇ એવા સખુન બોલ કે આપણ બેઉની વચે કોઇબી જાતનો બીનાકેસો ઉભો નહીં થાય. આપણને કોઇબી જાતની અદાવત નથી, એટલે પછી તું જો માહારી ઉપર વીસવાસ રાખી કામ કરસે તો તેથી તુ હરગીજ રૂસવા થનાર નો નથીજ. લેકીન તુ કોઇ તાહરા દુશમનના બોલવા ઉપર એતેકાદ ના લાવતી, નહીં તો તાહરા હાલ પેલા અમીરના જેવા થશે" વલી આ અમીરની વાત શુ હશે? તે જાણવીજ જોઇએ. તેથી ખુજસ્તેની અરજ ઉપરથી પોપટે તે નીચે મુજબ કહી સંભલાવી.

[દાસતાન છપનમું.]

## દુશમનનો વીસવાસ કેવો ?

એક શેહેરને દરમીયાંન એક અમીર રેહેતો હતો તેને શીકારનો બહુ શોખ હતો, તેથી એક દીવસે તે જંગલમાં શીકાર કરતો હતો તેવામાં કેટલાક શીકાર મારતો અને કેટલાકોને પછાડતો તે એક સાંફની મુકાબેલ જઇ લાગો. આએ સાંફ અમીરને જોઇને ઘણીંજ મીનતંજારીથી તેને અરજ કરવા લાગો કે "ઓ નેક મરદ, આજ દીને એક દુશમન મહને મારવા માહરી પછવાડે લાગેલો છે, માટે તું જો માહરા જેવા એક કમીનાં જાનવર ઉપર રેહેમ કરીને માહરો જાન બચાવશે તો તાહરૂં મોટું અહેશાન થશે." સાંફની વાત ઉપર ઇતબાર રાખી પેલા અમીરે તેને પોતાની દામનમાં છુપાવયો, જેથી તે સાંફ તે અમીરનાં પેટની આસપાસ મજેહથી વોટલાઈ બેઠો. આ પછી એક જુવાંન મરદ તે સાંફની સોધ કરતો આવી તયાંથી સાંફ નહીં મલવાથી પાછો પોતાને રસતે ચાલયો ગયો. ત્યાર પછી અમીરે સાંફને કહયું કે હવે તેનો દુશમનતો પાછો ગયો, માટે તે હવે બાહાર નીકલીને પોતાની જગો ઉપર જાય. "ગ સાંફ જયારે તેનો એવો જવાબ વાલયો કે "હું તાહારાં

ઘભરાયો, અને જોયું કે હવે મોહોત નજદીક આવયું તેથી તે કરીમે કારસાજને યાદ કરી તેણે પોતાના બેઉ હાથો આસમાન તરફ ધરી છેલ્લી વારની તે પાક પરવરદેગારની બદગી કીધી—અને જોઇ લેઓ ! જેબી બસારત થવાથી તેને એવો તો જુસ્સો ચહડી આવયો કે પેલાં સાંપ્નની પુછડી જે છુટી હતી તે પકડીને એકદમ તેને બાહાર ખેચી કાહડી તેને જમીન ઉપર એવોતો જોસથી પટકયો કે તેજ વખતે તે સાંપનાં ફાટીને તુકડે તુકડા થઈ ગયા !

---

જયારે ખુજશતેએ આએ દાનાઇની વાત પોપટથી સાંભળી તયારે તે પોપટની દાનાઇ ઉપર આફરીન કરવા લાગી, અને તે વખતે અરધી રાતનો સુમાર થયો હતો તેથી તેણીએ ચાહયુ કે હવે તે આએ રાતે જરૂર પોતાની મકસદે પોંહોચશે, પણ તેવામાં પોપટે કહયુ કે " ધીરજવાંન અને દાનાવ ખુજશતે, હવે તુ જા; પણ તાહરા ફાયદાને માટે હુ નશીયત કરૂ છુ તે ખુબ રવેશે યાદ રાખજે. વલી બીજુ એ કે જો કોઇ બીજુ માણસ કઇ કામ કરે તેજ કાંમ કરવાથી તુ પોતે પરહેજ રેહજે, નહીતો પેલા હજામના જેવા હાલ તાહરા થશે " આ એક બીજો અટકાવ મલયો, અને તે બાંમદાદ સુધીનો, કારણ કે ખુજશતેને તે વાત સાંભલવીજ જોઇએ ! તેણીની અરજથી પોપટે તે વાત નીચે મુજબ કીધી.

[ દાસતાન સતાવનમુ ]

## ખા ર જ મ નો હ જા મ.

ખારજમના મુલકમા અબદુલ મલેક નામનો એક તવંગર અને નામીચો સોદાગર રેહતો હતો આ સોદાગર હમેશાં ખોદાતાલાની બદગીમાં મશગુલ રેહતો હતો તથા ફકીરોને તથા મીસકીનોને તે ખેરાતો પણ કરતો હતો વલી ને પોતાનો ફુરસદનો વખત કાબેલ ઓનમાઓની મીજલસમાં સામેલ થવામાં કાહાડતો હતો. પણ કોઇ સબબથી તેના મુવા પછી

તેની દોલતના હક મેલવવાને તેને કોઇ વારેશ કે ફરજંદ નહી હતું. આ ઉપરથી તેણે ઠરીયાફત કીધી કે તે દોલત તેના મુવા પછી રાહામાલ થાય તેનાં કરતાં જીવતાં જીવત તે ગરીબોને બક્ષેશ કરવામાં કામે લગાડે તો વધારે બેહેતર. એવાં વીચારથી તેણે પોતાની દોલત સખાવતનાં કામમાં એટલે તો છુટે હાથે ઉડાવા માંડી કે થોડાજ દીવસમાં તેની દોલત ખુટી ગઇ. હવે તે પોતાના વીચારમાં પડયો કે નથી તો તેનું આગલું કઉવત તેનામાં બાકી રહયુ કે જેથી તે કંઈ મેહેનત કરીનબી પાછું પોતાનું ગુજરાન કરી શકે. પણ તેજ રાતે તેણે એક ખોવાબ દીઠો જેમાં તેણે એક તપેસરીને જોયો ; ને આવી તેને કેહવા લાગો કે "હું તાહરા બખતની સુરત છઉં. જ્યારે તે તાહરી તમામ દોલત ફકીરોને ખેરાત કીધી તયારે મહને બી લાજેમ થયું કે તુંને તંગીમાંથી છોડવું. આવતી કાલે હું તાહરી નજદીક જયારે આએજ સુરતે આવું તયારે તું માહરા ઉપર લાકડીનાં કેટલાક જપેટા મારજે કે હું તમામ સુનાની સુરત થઇ જઇશ, અને પછી તેમાંથી કાપી કાપીને તાહરા ખપ જેટલું તું વાપરજે." એટલું કહી આએ સુરત ગેબ થઇ ગઇ બીજે દાહડે બામદાદમાં જયારે અબદુલ મલેક પોતાની દાહડી એક હજામ પાસે કતરાવતો હતો તયારે પેલી સુરત એક તપેસરીના રૂપમાં તેને આવી મલી. અબદુલ મલેક તેની ઉપર કેટલાક લાકડીનાં જપેટા મારયા, તેથી પેલો તપેસરીતો તુરત તમામ સુનાનો બની જમીન દોસત થયો કે લાગતો અબદુલ મલેક તેને પોતાનાં ઘરમાં લઇ ગયો. પેલો હજામ આએ બનાવ જોઈ ઘણોજ હેરત રહયો ; પણ અબદુલ મલેક જાણતો હતો કે હજામ લોકોનાં દીલમાં કંઇબી વાત છુપી રેહેતી નથી, અને તેને તો તે વાત છુપી રાખવી હતી, તેથી તેણે પોતાના હજામને કેટલુક સોનુ આપી તેને જણાવયું કે આએ વાત મેહેરબાની કરી તેણે કોઇની આગળ જણાવવી નહીં. પણ આએ હજામે તો વળી કંઇ જુદોજ ખીયાલ આવયો ઘેરઆગળ આવેલાં

સોના ઉપર ગજી નહીં થતાં તેણે પોને એવો લોભ કીધો કે " હું પોને એ સોદાગરની માફક દોલતમદ કાય નહીં થાઉ ?" તેણે તુરત બજારમાં જઇ પેલું સોદાગરે આપેલુ સોનુ વેચી તેના નાણાથી એક મોટી જ્યાફતની મેહેજ્માની તેયાર કીધી, અને તે શેહેરના તમામ તપેસરીઓને જમવા અને ખેરાત આપવાને બાહાને બોલાવયા તે સહમજયો કે " સોદાગરે તો એકજ તપેસરીને ' મારયો, પણ હુ જો આએ સબધા બધ તપેસરીઓને મારીશ તો માહરા જેવો દોલતમદ બીજો આએ દુનીયાંમા પછી કોણ થશે ?" તપેસરીઓને જમાડયા પછી એક દેવાનાં આદમીની મીસાલે એક છેડેથી તે એક મોટી લાકડી લઇ પેલા તપેસરીઓના ઉઘાડાં માથાઓ ઉપર લટાબટ મારવા લાગો, જેથી તેઓના માથાં ભાગી ગયા અને લોહીની નેહેર વેહેવા લાગી. તપેસરીઓના સોહોર અને પોકારથી બાહારનાં લોકો મદદે દોડી આવયા, અને પેલા હજામને પકડીને કોટવાલ આગળ ઉભો કીધો. કોટવાલે જયારે તેને એમ કરવાનો સબબ પુછયો તયારે હજામે પેલા સોદાગરની વાત કોટવાલ આગલ કહી દીધી. આ ઉપરથી કોટવાલે અબદુલ મલેકને બોલાવી મગાવયો, જેણે એવી ગોવાહી આપીકે "સાહેબ, એ હજામ માહારા મોહોલામાં રેહે છે, પણ કેટલાક દાહાડા થયા એનુ મગજ ઠેકાણે નથી—એ દેવાનો થઇ ગયો છે— અને આખો દાહડો ભમતો ફરે છે માટે એના બોલવા ઉપર ઇતબાર રાખવો વાજેબ નથી બેહેતર તો એ છે કે એના એ દેવાનાપણાનો ઇલાજ કરવો જોઇએ, નહીંતો નાહેકને વાસતે બીચારો આખો કારીગર હજામ મુફતમાં મારયો જશે ' અબદુલ મલેકની વાત કોટવાલને દાનાઇ ભરેલી લાગી તેથી તેણે પેલા તપેસરીઓને સમજાવીને રવાને કીધા, અને પેલા હજામને બારે ધમકી આપી કાહાડી મેલયો !

આએ વાતો કરી રહયા પછી પોપટે ખુજશતેને કહયુંકે "તું પણ કંઈ મોહોબતની જુહુમમાં એવું કાંમ ના કરી દ-તી કે જેથી હજામની માફક તાહરી રૂસવાઈ થાય, અને વલી દેવાંનામાં ગણાય. માટે હવે તું ઉઠ અને જા તાહરા દોસતને ઘર બેફીકર, પણ માહરી નશીયતને યાદ રાખજે." ખુજશતે જેવી બાહાર નીકલી તેવાંમાં મુરગે પોતાનો કુકરે કકનો આવાજ ઉડાવયો, અને બામદાદનો વખત જાહેર થવાથી તે પોતાના ઈરાદામાં એક બીજી રાત થવાની રાહા જોતી બેઠી.

---

## રાત છેતાલીસમો.

જેહાંનને રોશન કરનાર આફતાબ જયારે પસચીમ તર-ફનાં મુલકોને રોશન કરવાને નીચે ઉતરયો, અને આએ બા-જુના મુલકો તરફ રાતનો શીહા અંધારો પરદો પડયો, ત્યારે ખુજશતે નાજ અને નખરાં સાથ પોપટની પાસે રૂખસદ લેવા ગઇ. પયારની જુદાઈથી તેણીનાં સીનામાં જે આગનાં સોહે-લા ઉઠતા હતા તે પોપટ આગલ તેણીએ કહી સંભલાવયા. પછી તે બોલી કે "ગઈ રાતે મેં એક ખોવાબ એવો દીઠો કે એક જુવાંન મરદ પોતાના એક હાથમા એક સેબફલ અને બીજા હાથમાં એક કેરી લઇ માહરી આગલ આવી ઉભો, અને જરાવારમાં તે બેઉ ફલ મહને આપી ગેબ થઈ ગયો એટલે હું જાગી ઉઠી. આ ખોવાબની તાસીર કેહેનાર પોપટ, એનો ભેદ શું હશે?" પોપટે જવાબ દીધો કે "આએ ખો-વાબની હું તુને વધાઈ આપુ છું. એ ખોવાબ ઘણોજ બેહેતર છે. તેં જે જુવાંન મરદને જોયો તે તાહરૂં નસીબ છે, અને તેં જે બે ફલો જોયાં તેમાં એક તાહરો ખસમ છે અને બીજો તાહરો દોસત છે. અને આએ ખોવાબ મુજબનો હવે તયારે પેલો ઉજ્જન શેહેરનો વીકરમ રાજા પોતાની મોરાદમાં જેમ ફાવયો હતો તેમ તું જરૂર જલદીથી તારી મોરાદમાં ફાવશે. ખુજશતેને

આ વખતે વીકરમની એક આગલી વાત યાદ આવી, તેથી તેણીએ વીચાર કીધો કે આએ વાતબી વલી તેનાજ જેવી સરસ હોવી જોઇએ; તેથી તેણીએ ઓજર ઓવાહીથી પોપટ પાસે તે વાત જાણવા માંગી. પોપટે તે નીચે મુજબ કહી:—

[ દાસતાન અઠાવનમુ. ]

## વીકરમની બીજી વાત.

ઉજન શેહેરનો માહારાજા વીકરમાજીત એક દીવસે પોતાના રેસાલા સહીત શીકાર કરવા ગયો હતો, જે રેસાલામાં તેનાં વજીરનો એક છોકરો પણ સામેલ હતો. શીકારનુ કાંમ ઘણું જોસપર ચાલતુ હતું તેવામાં વીકરમનાં તીરનાં સપાટામાંથી એક ઘણુંજ નાજુક અને ખુબસુરત જાનવર વીજલીની ઝડપથી છટકી ગયું. આએ જાનવરના છટકી જવાથી વીકરમ ઘણો દલગીર થયો, જે ઉપરથી તેની સાથનાં બીજા માંણસો વાત કરવા લાગા કે આએ જાનવરની ખુબસુરતી અલ મદીને શેહેરના રાજાની કેહેરોએ નામની બેટીના જેવી છે કે જેની ખુબસુરતીની કંઇ તારીફ થઇ શકતી નથી. આએ વાત પેલા રેસાલામાં થવાથી રાજાઓનો રાજા વીકરમ બહુ અજાયબ થયો, લેકીન શીકારના કામમાં રોકાવાથી તે વાત ઉપર તેણે વધારે ધેયાંન આપયુ નહી. પણ બીજી બાજુએ જે પેલો વજીરનો છોકરો હતો તેણે જ્યારે આએ વાત સાંભલી તયારે તે કેહેરોએની સોધમાં ફરવા લાગો. રાતને દીન તેનુ ધેયાંન ફકત એને એજ વાતમાં લાગી રહયુ હતું. જો કે તે પોતે જાદુગર હતો અને તેની જાદુઇને જોરે તે અલમદીને શેહેરમાં જઇ લાગો, તોપણ આ શાહાજાદીને મેલવવાને તેનામાં તાકાત નહીં હતી. હવે એક દીવસે રાજા વીકરમનાં દવાનખાનામાં તેની રાણી પોતાની દાસી પાસે પોતાની તારીફ કરાવતી હતી તયારે તેના પોપટને હસવુ આવયુ, જેથી રાંણીને ધુસ્સો આવયાથી તે તેનું કારણ પુછવા લાગી. તેવાંમાં રાજા અંદર આવી લાગો, એટલે પોપટે જવાબ દીધો કે "અલ-મદીન શેહેરની અંદર

તયાંના રાજાની કેહેરાએ નામની બેટી છે તેની ખુબસુરતી એવી છે કે તેની આગલ શાંણીની ખુબસુરતી તો આફ્‌તાબની એક રજાલ મુઆફેક છે.” આ ઉપરથી વીકરમને પેલી શીકારગાહની વાત યાદ આવી, તેથી તેણે પકો ઠરાવ કીધો કે ગમે તેમ કરી તે ઓરત કોણ છે તેને એકવાર મેલવવી. પોતાના રાજપાટની લગામ બીજા વીસવાસુ અને ખબરદાર માણસને સોંફીને જોગીનો લેબાશ લઇ તે બાહાર નીકલયો, અને એક આખો દીવસ દરીએ કીનારે જઇ તે સાહેબની બન્દગી કરવા લાગો. બંદગી કીધા પછી તે આગલ ચાલયો અને મંજલ દર મંજલ કાપતાં તે આખરે એક ખુશનુમા બાગની આગલ આવી પોંહાંચયો. આએ બાગની અંદર એક મનોરંજક ફુવારા આગલ બેસીને તે આસાએસ લેતો હતો, તેવામાં તે જગોએ કોઇ બે નોજુવાંન મરદો આવી લાગા અને વીકરમને કેહેવા લાગાકે “એ મુસાફર, તાહરા દેખાવ ઉપરથી તું કોઇ પાદશાહી મરદ માલમ પડે છે, તેથી અમો ધારીએ છે કે અમારો ઇનસાફ આ જગોએ તાહરા સીવા બીજું કોઇ કરી શકનાર નથી. અમારો બાપ આજ કેટલોક વખત થયો ચાર ચીજો મુકીને મરી ગયો છે, જેને માંટે અમો બેઉ ભાઇઓને ઝઘાડો ચાલયા કરે છે. તે વેહેંચી લેવાને અમો કોઈ વીસવાસુ અને દાનાવ આદમીની સોધમાં ફરતા હતા, તેવામાં સારૂં થયું કે તું જેવો દાનાવ મરદ અમોને મલી ગયો. જો તે ચાર ચીજો એક સરખી હતે તો અમો તે સેહેલાઇથી વેહેંચી લેતે, પણ તે ચીજો તદન જુદી છે. તેમાં જે એક ગોદરી છે તેમાં એવી ખાશીયત છે કે તેમાંથી જેટલો જર જોઇએ તેટલો નીકલયાજ કરે; બીજું એક તલેસમાતી વાંસણ છે, તેમાંથી જેટલી ખાવાની ચીજો માંગે એટલી નીકલયાજ કરે; ત્રીજી ચીજ તે લાકડાંની પાવડીની એક જોર છે જેમાં એવી કરાંમત છે કે તેની ઉપર પગ મેલીને આદમી જે જગોએ જવા માંગે તે જગો ઉપર સેકેન્ડ વારમાં પોંહાંચી શકે; અને ચોથી ચીજ

એ છે કે એક હાડકાની તલવાર બનાવેલી છે, તેને જો એક જગતમા મીયાનમાથી બાહાર કાહાડી હોયતો તે જગાએ કોઇ આમાની ભરેલુ શેહેર થઇ જાય પણ વલી તે તલવારમાં એવોબી ગુણ છે કે ગતની વેળાએ તે જો મીયાન કરેતો પણ તે શેહેર નાબુદ થઇ જાય" રાજા વીક્રમે ધારયુ કે અગરજો તેનુ કાન બર આવે તો ફક્ત આએ ચીજોથી બર આવે તેથી તેણે પેલી ચીજોને પોતાની પાસે મગાવી તેના બે ભાગ પાડયા, અને પછી તેણે એક દાડી અને બે દડી તેઓ પાસે મગાવી પછી તેણે તેઓને કહયુ કે "હુ આએ બે દડી જુદી જુદી બાજુએ ફેકુ, અને તે તમો લેવા દોડો; પછી તેમા જે પેહેલો દડી લાવશે તેને આએ ભાગ મલશે, અને બીજાને આ બીજો" આ મુજબ તેણે પેલી દડીઓ એવી તો જોસથી બે એકકથી જુદા રસ્તાઓ ઉપર ફેકી કે તે પાછી લાવતા તેઓને કેટલોક વખત નીકલી ગયો પણ તેઓ તે દડીઓ લઇ પાછા ફરે તે પેહેલા વીક્રમે પેલી ચીજો પોતાને હાથમા લઇ પેલી પાવડી ઉપર પોતાના બેહુ પગો મુકી એવુ ચાહયુ કે તે પેલી કેહેરોયેના શેહેરમા જાય, તેથી લાગલોજ તે તો તયાથી ગેબ થઇ ગયો, અને પેલા બે ભાઇઓ પોતાની મુરખાઈ ઉપર રૂદન અને જારી કરવા લાગા કે કજીઓ કરવાથી તેઓએ પોતાની તમામ ચીજો ખોઇ દીધી. બીજી બાજુએ હવે જયારે વીકરમ કેહેરોયેના બાપ બીજોગમના મેહેલ આગલ જઇ લાગો તયારે તેને પેલો પોતાના વજીરનો છોકરો મલયો તેને વીક્રમે અજાયબ થઇ પુછયુ કે તે અહીંઆ શા સબબથી અને કેવી રીતે આવી લાગો, તયારે તેણે પોતાનો હેવાલ કહી દીધો કે "રાજા સલામત, કેહેરોયેની ખુબસુરતીની તારીફ સાભલી હુ દેવાનો બની એ જગોએ આજ મુદત થઇ આવેલો છઉં, પણ અફસોસ! કાઇ વલતુ નથી" વજીરનો છોકરો વીકરમની તારીફ ગાવા લાગો કે તેનુ નામ આએ તલન અજાણી જગો ઉપરબી કેવુ આશકારા થયલુ છે, અને તેથી તેનુ નામ સાભલી કેહેરોયે

પણ વીકરમની ઉપરજ કેવી ફીદા છે. આએ વાત સાંભલી રાજા ખુશી થયો. પણ તેઓ વાત કરે છે તેટલાં વીકરમને તે શેહેરમાં આવી પોહોંચવાની ખબર મેહેલમાં પોહોંચી વલી, તેથી બીજોરાંમ પોતે વીકરમને બા આદરમાંનથી એસતેકબાલ લેવા બાહાર આવયો અને તેને, પોતાનાં મેહેલમાં લઇ ગયો. ખેરોફીયેત પુછયા બાદ તેને તયાં આવવાનું કારણ પુછયું, અને વીકરમે જયારે પોતાનું ખરૂ કારણ જણાવયું તયારે બીજોરાંમ પણ બહુજ ખુશી થઇ ગયો. તેણે જોયું કે વીકરમ સીવાય વલી બીજો મોટો માહાવીર આ દુનીયાંમાં તેની બેટીને વધારે બેહેતર બીજો કોણ મલનાર છે? બીજે દીવસે નેકાની તૈયારી થઇ અને મોટા ભપકાથી રાજ રસમ મુજબ શાદી થઇ. વીકરમે જયારે પોતે નજરે કેહેરોયને જોઈ તયારે તે એટલો તો અજાયબ અને ખુશી થયો કે તેના પાર નહીં. હવે જયારે આએ વાતને કેટલાક દીવસ ગુજરી ગયા તયારે એક દીવસે કેહેરોયાની એક બીજી બેહેન હતી તેણે કેહેરોયને તાણો મારયો કે "તાહરો ખાવીંદ કંઇ વીકરમ નથી: તે જો વીકરમ રાજા હોય તો તેને ફકીરી ચીજો, જેવી કે એક ગોદરી, એક વાંસાણનું ડોબલું, એક લાકડાંની પાવડી તથા હાડકાંની તલવાર સાથે તેને શું કાંમ છે? એવા નામચીન રાજાએ તો પોતાની નીશાંની દાખલ રાજદંડ અને ખંજર રાખવાં જોઇએ. વલી જે પગમાં રૂપાની રેકાબ જેબ દેવી જોઇએ તે પગ તે લાકડાંની ફકીરી પાવડી ઉપર મુકવાથી કેમ નહી શરમાય?" કેહેરોયને આ તાણાજનીનાં સખુનોથી એટલું તો ખરાબ લાગું કે તેણીએ તે વાત વીકરમ આગલ જઇને કહી. વીકરમે જવાબ દીધો કે "હા, એ ચીજો સરવે લોકોની નજરમાં બુરી દેખાય એ વાત ખરી છે, લેકીન તે વાતનો તાહરે કંઇ અદેશો કરવો મુનાસેબ નથી. એ ચીજોમાં એકેકી એવી ખુબી છે કે તેની ઉપર સેકડો રાજપાટ કુચ બીસાદમાં નથી. એ ચીજોની ખુબી હમણાં નહીં પણ કોઇ

દીવસે હુ તુને જાહેર કરીશ" રાજાના આ બોલવાથી કેહેરોય નરમ પડી કેટલોક વખત આ મુજબ પસાર થયા પછી રાજાએ હવે પોતાને પાછો ઉજન જવાની મરજી જણાવી બીજોરાએ તેને બા ભપકાથી રવાને કીધો શેહેર છોડયા પછી તેણે કેરોયેન પોતાની ગોદમા લીધી અને પેલી બાકીની ચીજો પોતાની સાથે લઈ પેની પાવડી ઉપર પગ મુકી એવુ ચાહ્યુ કે તે પેલા બાગ આગળ જાય કે જયાથી તેને પેલા બે ભાઇઓ પેલી તરેસમાતી ચાર ચીજો સાથે તેને મલયા હતા તે તુરત તયા જઇ લાગો, પણ આએ વખને તેની સાથે પેલા વજીરનો છોકરો પણ એક માખની સુરતે તેની દામનની ઉપર બેસી તે જગો ઉપર આવયો હતો રાજાને તયા આવેલો જોઇ પેના બે ભાઇઓ— જેઓ હજી સુધી દરરોજ તે જગોએ ફેરા ખાતા હતા, એવી આશાથી કે કોઇવારબી તેઓને તે સખસ જેની ઉપર તેઓએ વીસવાસ રાખી ઇનસાફ કરવા સોફયો હતો તે આવી મલશે—તેને આવી મલયા વીકરમે પેની ચારે ચીજો તેઓની આગલ ધરી દરગુજર ચાહી જણાવયુ કે " તમો એમ જાણતા હશો કે હુ મુસાફર પરદેશી તમારી સાથે બુરાઇ કરી ફરેબથી તમારી ચીજો ચોરી કરી ગયો હોવશ પણ જે કામની મહને હાજત હતી તે કામ તમારી ચીજોની મદદ વગર હરગોજ બને એમ નહી હતુ, અને તે મેળવવાને મહને એટલીતો ઇન્તેજારી હતી કે તે ભનમનસાઇથી તમારી પાસે માગવાનુ ભુની જઇ મે આપખુદીથી એ કામ કીધુછે તેથી હુ માફ માગુ છઉ" વીકરમનો સ્વભાવ આ વખને એવોતો દીલપજીર થઇ પડયો હતો કે તેથી પેના બેઉ ભાઇઓનુ મન ફરી ગયુ તેઓએ જણાવયુ કે "એ નેક મરદ, આ ચીજો એવી છે કે તે જયારે અમારી પાસે હતી તયારે અમો લડી મરતા હતા; પણ તે જયારે તુ લઇ ગયો તયારે અમો બેઉ ભાઇઓ એકકન એટલાનો પયારથી ચાહવા લાગા કે તેવો પયાર અમારા જનમમાં અમોએ કદીબી કીધો હતો નહીં અને હવે તુ એ ચીજો

'અમોને પાછી આપવા માગે છે તો અમારામાં પાછો મીના-કેસો ઉભો થશે. વાસતે બેહેતર તો એ છે કે એ ચીજો હવે તુંજ લઈજા—તુનેજ એ ચીજો મુબારક હોજો." આએ રીતે વીકરમને આએ બેઉ ભાઈઓ સાથે એટલી તો મોહો-બત બાજી ગઇ કે તેઓને એક બીજો એલમ આવડતો હતો તેપણ વીકરમને તેઓએ શીખવયો. આએ એલમ તે એક મુવેલાં 'હાડપીંજરમાં ભરાઇ તેને જીવતું બનાવાનો હતો, અને તે જયારે વીકરમ શીખયો, તયારે વીકરમની દામન ઉપર માંખના રૂપમાં બેઠેલો પેલો વજીરનો છોકરો પણ શીખી ગયો હતો. હવે જયારે વીકરમ આએ બેઉ ભાઈઓથી રૂખસદ લઇ પેલી પાવડીની મદદથી પોતાની નવી ઓરતને લઇ ઉજન શેહેરના દરવાજા આગલ આવી લાગો, તયારે પેલો વજીરનો છોકરો પોતે પાછો માણસના રૂપમાં બદલાઇ ગયો, અને વીક-રમને નમસકાર કરી દગલબાજીથી કેહેવા લાગો કે " હે રાજા, તું કદાચ અજાયબ થશે કે હું એટલો જલદીથી કેહેરોયના શેહેરમાથી અહીં શી રવેશ આવી પોહોંચયો હોવસ, પણ હું જાદુઈનો.એલમ શીખેલો છઉં તેથી અહીં એટલો જલદી આવી લાગો છું. પણ હવે તું જો ચાહતો હોય તો આપણે બેઉ જણ શીકાર કરવા જઇએ, કારણ કે લાંબો વખત થયો આપણે શીકારે ગયા નથી. વીકરમે પણ પોતાની શીકારગાહની મજાહ ઘણા દીવસ થયા જોઇ નહીં હતી, તેથી ખુશીથી કેહેરોયને એક તંબુમાં રાખી પોતે પેલા ફરેબમાન વજીરજાદા સાથે શીકાર કરવા ગયો. શીકારમાં તેઓએ એક હરણ મારયું, પણ પાંઉ પેણદા દાડીને શીકાર કરવાથી થાકી ગયા હતા તેથી તે જગો ઉપર આસાએસ લેવાના ઇરાદાથી બેસીને તેઓ જુદી જુદી બાબતો ઉપર વાત લંબાવા લાગા. આએ તકનો લાભ લઇ વજીરજાદાએ પોતાની બડાઇ મારી જણાવયું કે તે પોતે એવો એલમ જાણે છે કે જેથી તે માંખની સુરત બની શકે છે. એમ કહી તેણે પોતાનું રૂપ માંખની સુરતનું કીધું. વીકરમે હવે પોતાનો

એમલ બતાવવો જોઇએ તેથી તેણે કહયું કે "તું તો માખ બની જાણે છે, પણ હું એવો એલમ જાણુંછું કે તેથી એક મુવેલાં જાનવરનાં બદનમાં ભરાઈ તેને હું જીવતું બનાવી શકુંછું, અને તું જો ચાહતો હોય તો આએજ વખતે." એમ કહી તે પોતે પેલાં મુવેલાં હરણના બદનમાં ભરાયો. જેવો વીકરમ હરણમાં ભરાયો કે લાગલોજ વજીરજાદો વીકરમનું જે જીવ વગરનું બદન તયાં પડેલું હતું તેમાં ભરાઇ ગયો. વીકરમને હરણના આકારમાં છોડી વજીરજાદો કેહેરોયની નજદીક ગયો અને તેને લઇ તે વીકરમના મેહેલમાં દાખલ થયો. વીકરમના નેકા કેહેરોયની સાથે થયલા સાંભલી તમામ વજીરો તથા બુજ્રુગો, તથા લશકરના સરદારો, રાજાનાં દરશણ કરવાને તથા મુબારકબાદી આપવાને એકઠા થયા. રઈયત પણ ખુશી ખુશાલીમાં ગરકાવ થઇ શેહેરમાં રંગ રાગ અને રાંમશાની કરવા લાગી. હવે જયારે રાતનો વખત થયો તયારે વજીરજાદો કેહેરોયની મુલાકાત કરવા ગયો, પણ તેની બોલવા ચાલવાની ઢપ અને અદબ આદાબ વીકરમ કરતાં તદન જુદાં જોઇ કેહેરોયને શક આવયો, એટલુંજ નહીં પણ બીજી પણ ઘણીક ઉલટી વાતથી કેહેરોયની ખાતરજમે થઇ કે એ વીકરમના કાલબુદને મલતો આવે તો શું થયું, પણ એ વીકરમ પોતે તો નથીજ. તેથી તેણીએ આએ વીકરમની સુરતમાં બદલાયલા વજીરજાદાને સાફ જણાવયું કે "તું વીકરમતો નથીજ, માંટે જો વધારે જબરીથી તું માહારાં મકાનમાં આવશે તો માહરા જીવ પર કરીને હું તુને રૂસવા કરીશ." વજીરજાદો ઘભરાયો તેથી તેણે ફરીથી કેહેરોયની સોબતમાં જવાની હીમત કીધી નહીં. તે જો કે રાજ ચલાવતો હતો, લેકીન પોતાની મોટામાં મોટી મોરાદમાં આખરે નાસોપાસ થવાથી હેરાંન અને સરગરદાંન રહયો હતો. હવે બીજી બાજુએ એતેફાક એ બનયો કે હરણનાં આકારમાં વીકરમ દર પલે કોઇ વાઘ યા શીકારીનો ભોગ થઇ પડવાની ધાસતીમાં હતો, તેથી તે કોઇ બીજી જાતનાં મુરદાંની શોધ કરતો હતો. એમ કરતાં કરતાં

તેને એક મુવેલો પોપટ મલયો, જેના કાલબુદમાં ભરાઇને વીકરમ પોપટ બની પોતાના મેહેલના જરૂખા ઉપર આવી બેઠો. તયાંથી તે કેહેરોયનાં ખોલા ઉપર જઈ બેઠો અને તેની આગલ તમામ હકીકત કહી તેણીને વાકેફ કીધી. કેહેરોય તેને મલવાથી જેમ ખુશી થઇ તેમજ તેને એક પંખેરાની હાલતમાં બદલાયલો જોઇ નાખુશ પણ થઈ. તે વીચારવા લાગી કે હવે પોપટના રૂપમાંથી તે પાછો માણસના રૂપમાં કેમ આવી શકશે? પણ તેનો ઉપાય વીકરમે પોતાની નવી રાંણીને એવો બતાવયો કે તેમાં તેણીને મદદ કરવી પડશે. તે એમ કે પેલા વજીરજાદાને બોલાવીને હવે તેણીએ ગોયા તેની સાથ મોહોબત કરવી અને તેને જણાવવું કે તેની ઉપર જે શક હતો તે તે દુર થયો; પણ તે જે પોતાનો જીવ બીજાં મુવેલાં જાનવરનાં કાલબુદમાં લઈ જઈ તેને જીવતાં કરવાનો હુનર જાંણે છે, તે જો એક દીવસે તેની સનમુખ કરી બતાવે તો ગણી તેને પોતાના ખાવીંદ તરીકે કબુલ કરે. બીજે દીવસે ઠરાવ કીધા મુજબ વજીર જાદો આવયો, અને કેહેરોયની વાત સાંભલી તે એટલો તો ખુશાબખતીમાં આવી ગયો કે તેજ વખતે પાદશાહી તબેલામાં એક મુવેલો ઘોડો પડેલો હતો તેનું કાલબુદ અંગાવી તેની અંદર તે ભરાયો. આએ તકનો લાભ લઈ વીકરમ જે પોપટના રૂપમાં છુપાયલો હતો તે શેતાબ બાહાર નીકલી આવીને પોતાના બદનમાં ભરાયો! આ મુજબ ઘોડાના રૂપના વજીરજાદાને તયાર પછી એટલીતો મુશીબતો ખમવી પડી કે તેથી તે મરણ પાંમયો, અને વીકરમ પોતાની નવી રાંણી સાથે સુખચેનમાં રહયો.

---

આએ વાત પુરી કીધા પછી પોપટે ખુજસતેને કહયું કે "ભારે સંકટ અને દુઃખ ખેંચયા પછી જેમ ઉજ્જનનો રાજા વીકરમ પોતાની મુરાદ પોહોંચયો તેમ તું પણ તાહરા ખાવીંદ મુજબ હવે જલદીજ તાહરા રાસનને મલવાને ફતેહમંદ થશે." પોપટના રજા આપવાથી ખુજસતે ઉઠી, લેકીન હજી તો તે બાહાર જઈ નહીં પોહોંચી એટલામાં બામદાદનાં ફીરેસતાએ પોતાની રોશની આ જમીનનાં તકના ઉપર પાંથરેલી તેણીને જણાઇ, તેથી તેણીનું જવુ મોકુફ થયું.

## રાત સડતાલીસમી.

આએ રાતે ખુજશતે પાછી આંસુ ભરી આંખે પોપટ આગલ આવી અને કેહેવા લાગી કે " ઓ દાનાવ હકીમ, મોહબતની જંજાલે માહરી ગરદનમાં ભારે તોક નાખી છે, અને માહરૂં તન ગાલી નાંખયું છે. હું હમેશાં એ ઉમેદમાં તાહરી નજદીક આવું છું કે તાહરાથી માહરી મુશકીલ આશાન થાય, પણ તું પોતે તો માહરો જાન લેવાનેજ ફરી બેઠો છે, અને નશીયતની વાતો દરમયાંન લાવીને તેનાં તીર માહરાં જખમી થયલાં જીગરમાં મારી તેને વધારે જખમી બનાવે છે. માહરા જીગરમાં સલગેલી મોહોબતની આગમાં શીખામણનાં સોહોલા નાખી તેમાં વધારે તાપનાં સોહોલા ઉડાડે છે. એ ભલા પોપટ, તું જાંણતો તો હશે કે નશીયત તો જે કોઈ દાનાવ હોય તેજ સાંભલે, પણ હું તો એક મોહોબતનાં કાંમથી દેવાની બનેલી ઓરત છઉં, તો તાહરી નશીહત માહરા ઉપર શું અસર કરી શકનાર છે? હવે બેહેતરતો એ છે કે તું મહને જવા દે, નહીંતો તાહારો યા માહરો બેમાંના કોઈનો જાન સલામત રેહેનાર નથી." પોપટે અંદાજ અને આદાબથી જવાબ દીધો કે " બેશક, ખુબસુરતીની મલીકા ખુજશતે, તું જે કહે છે તે તમામ સચાઈ સીવાય બીજું કશું નથી. આજે ફકત તાહારા સબંધમાંજ નહીં, પણ તે પાક પરવરદેગારની પેદા કીધેલી તમામ આદમ જાતની અંદર મોહોબત અને નશીયત એ બે હમેશાં એકકના દુશમન છે. તુંને પણ સજાવાર છે કે તું માહરી નશીયત નહીં સાંભલે, પણ જે કોઈ પોતાના દાસતની નશીયતનાં સખુનો નહીં સાંભલે, અથવા સંતોશ નહીં પકડે, તેના હાલ પેલા 'નાદાન મરદનાં જેવા થાય કે જેણે પોતાના ત્રણ દોસતોની નશીયત નહીં સાંભલી હતી.'" ખુજશતે વાત સાંભલયા વગર કોઈ રાતે પોપટ આગલથી પાછી નહીં ફરી તો આજે કેમ ફરે? તેથી તે એક મસનદ ઉપર બેઠી અને આંસુ ભરી આંખે પોપટની સાંભલવા લાગી.

[ દાસતાન ઓગનસાઠમું. ]

## લોભ ના કર.

એક વેલાએ બલખ શેહેરમાં ચાર યારો હલીમલીને રેહેતા હતા. તેઓની દોસતી એવી રીતની હતી કે જેથી તેઓ એક બીજાની લાંબી મુલાકાતોને લીધે પોતાના ગુજરાંનને માટે રોજગાર કરવાનું પણ છોડી બેઠા હતા. પણ જ્યારે તેઓ ભુખે મરવા લાગા તયારે ફરજનાં મારયા કંઇબી હવે ધંધો કરવો એવું વીચારી તેઓ તે શેહેરનાં એક દાનાવ મરદ પાસે જઇ તેની સલાહ પુછવા લાગા. આ દાનાવ મરદે તેઓ ચારેને એકેકો મોહોરો આપયો અને જણાવયું કે શેહેર બાહાર જઇ તે મોહોરાને તેઓએ પોતાનાં શર પર મુકી જંગલનો રસતો પકડવો, અને જેનો મોહોરો જે જગોંએ નીચે પડી જાય તે જગો ઉપર તેણે મીટી ખોદી જોવું કે તેમાંથી શું નીકલે. આ દાનાવના બોલના ઉપર એતેકાદ લાવી આએ ચારે દોસતો પેલા મોહોરા લઇ શેહેર બાહાર નીકલયા, અને તે દાનાવના કહયા મુજબ પેલો મોહોરો પોત પોતાના શર પર મુકી તેઓએ જંગલ તરફનો રસતો પકડયો. કેટલીક મંજલ ચાલયા પછી તેઓમાંથી એક જણનો મોહોરો તે જંગલમાં પડી ગયો, તેથી તેણે તયાં ખણવા માંડયું. થોડેક વખત ગયા પછી ખણતાં ખણતાં તેઓ જોય શું કે તેમાંથી ત્રાંબાની એક ખાંણ નીકલી! તેને તેની ખાંણ સાથે કામે લાગેલો મુકી બાકીના બીજા દોસતો આગલ ચાલવા લાગા, અને થોડીક મંજલ નહીં ગયા કે વલી બીજા દોસતનાં માથા ઉપરથી બીજો મોહોરો નીચે તુટી પડયો. આએ દોસતે લાગલુજ તે જમીનમાં ખાતર પાડયું તો તેની ખુશાલીનો પાર રહયો નહીં. તેમાંથી તેને તો રૂપાંની ખાંણ મલી! પેલા બાકીના બીજા બે દોસતોએ જ્યારે આ મુજબ જોયું તયારે તેઓને વધારે ખાત્રીથી ઉમેદ આવી કે તેઓને તેઓના આગલા બે દોસતો કરતાં કંઇ વધારે કીમતી ચીજ મલશે. એવા વીચારથી તેઓ

આગળ ચાલતા હતા તેવામાં ત્રીજા દાસતનાં માથાં ઉપરથી વલી પેલો એક મોહોરો તુટી પડચો, અને ખરેખર તેને વલી તે જમીન ખોદતા વધારે કીમતી ચીજ હાથ લાગી—અને તે એક સોનાની ખાણ હતી! આએ દાસતે જોયુ કે સોના કરતા વધારે કીમતી ધાતુ હોતી નથી, તેથી તેણે પોતાના બાકી રહેલા છેના દાસતને ઘણુ સમજાવયો કે "હવે તુ લોભ કરીને આગળ ના જા, અને આએ મહને જે સોનાની ખાણ હાથ લાગી છે તેની ઉપરજ તુ પણ સુકરાના કર." પણ છેના દાસને માનયુ નહી, અને હુજત કરીને તે આગળ ચાલયો ઘણીએક મજલ કાપયા પછી તેના મોહોરો તેના શર ઉપરથી તુટી પડચો, અને સોના કરતાબી વધારે કીમતી ચીજ હીરાની ખાંણ હાથ કરવાની ઉમેદમા ને ઉમેદમા તેણે તે જમીન ખણવા માડી પણ, અફસોસ! તેના નસીબમા એક લોખડની ખાણ હતી! તે હવે ઘણોજ પસતાવો કરવા લાગો કે તેણે તેના ત્રીજા દાસતની દાનાઇની વાત સાભલી નહી અને હુજત કરીને આગળ આવયો, તો તેનુ ફલ તેને આએ મલયુ પણ આએ હુજતી મરદ એમ નહી સમજયો કે તેના નસીબમા લોખડ હતુ તેથી લોખડ મલયુ તો હવે તેની ઉપરજ સુકરાના કરવા. તે આએ લોખડની ખાણ છોડી પાછો પોતાના સોનાની ખાંણ વાલા દાસત આગલ ગયો કે હવે તેની આગળ પસતાવો કરી માફ માગી તેની સોનાની ખાણમા ભાગ મલવુ પણ તે જગો ઉપર આવીને જોયતો તે ખાણબી નથી અને તેના દાસત પણ નથી આ ઉપરથી નાસીપાસ થઇ તે પાછો હવે તો પોતાની લોખડની ખાણ ઉપર સુકરાના કરવાના ઇરાદાથી તે તરફ ગયો પણ જયારે તેણે તના આવીને જોયુ કે તેની લોખડની ખાંણબી હવેતો તયાથી ગુમ થઇ ગઇ, તયારે તેની અજાયબી અને ગમગીની નો શુ પાર? તે હાથ અને પગ અફાડવા લાગો અને પોતાના કમતાને ઉપર હાય અને જારી કરવા લાગો. આવી હાલતમા

તે ભટકતો ભટકતો પાછો બલખ શેહેરમાં આવી લાગો, જયાં તેના બીજા આલખીતાઓએ તેને જારી કરવાનું કારણ પુછયું. તેણે પોતાની ઉપર વીતેલી વાત કહી બતાવી, જેથી પેલા દાસતો તેને કંઈક દીલાસો અને કંઇક ઠપકો આપી કેહેવા લાગા કે તેણે પેલા હુજતી મરદની માફક પોતાના દાસતોની મસલેહત અને શીખામણ નહીં સાંભલી, અને જેમ તે પોતાની હુજતથી મારયો ગયો તેમ તેના પોતાના હાલ થયા ; તેથી હવે બેહેતરતો એ છે કે જે બનયું તેનાં સુકરાંનાં કરવા.

---

પેલો હુજતી મરદ કોણ હતો અને તેની વાત કેવી હતી તેનો ભેદ ખોલયા વગર પોપટે ઉપર વાત પુરી કીધી, પણ હુજતી મરદની વાત નહીં સાંભલવી એ ખુજશતેને મનથી દરૂસત લાગયું નહીં. તેથી તે બજીદ થઇ પોપટને કેહેવા લાગી કે જયારે તેણે વાત કીધી તયારેતો તે પુરીજ કરવી. પોપટે જણાવયું કે "હવે કાલનો ભરોશો નથી—એતેફાક તાહેરો ખાવીંદ આવી પોહોચશે—વાસને તું તાહારે કાંમે જા ; નહીંતો વલી તાહેરો ઠપકો માહરી ઉપર રહી જશે." ખુજશતે કબુલ થઇ કે જો કદાચ તેમ બનયું તો તેનો દોશ તે પોપટને આપશે નહીં તેથી તેણે તે વાત નીચે મુજબ કહી દીધી.

[દાસતાન સાઠમું]

### હુજતનો બદલો.

એક જમાંનાંની અંદર એક શેહેરને દરમીયાંન કેટલાક દાસતો સાથે રેહેતા હતા તેઓમાં એક દાસત ઘણોજ હુજતી અને હઠીલો હતો. દરેક વાતમાં જયારે તેના દાસતો તેને કંઈ કેહેતા તયારે તે પોતાની જુઠી હઠ પકડી બેસતો હતો. અને કોઇનીબી દાનાઇની વાત ઉપર ધયાંન આપતો નહીં હતો. એમ કરવાનો તેનો સબબ એ હતો કે તે જાદુઇનો એલમ જાણતો હતો, તેની ઉપર તે મુસનાક રેહેતો હતો. એક દીવસે

આએ હઠીલો મરદ પોતાના કેટલાક દાસતોની સાથે ફરતો હતો તેવાંમાં તેઓએ એક મુવેલા સાંફને પડેલો જોયો જેના તમામ સાંધાં છુટા પડી ગેલા હતા. પેલા જાદુગરે તકોબરીથી પોતાનો હુનર પોતાના દાસતોને બતાવા પેલા સાંફના સાંધા એકઠા કરી તેને જાદુઇથી આખો બનાવયો. તેણે ચાહયું કે તેની ઉપર પોતાના એલમના બીજા હાથ બતાવી તેને જીવતો કરવો. તેના બીજા દાસતોએ જયારે તેનો એવો વીચાર જાણ્યો તયારે તેઓ તેને ઘણો સમજાવા લાગા કે "એ ભાઇ, એ ભુંડું જાનવર છે—આદમજાતનો દુશમન છે—એને જીવતો કીધાથી કંઇ સારૂં ફલ નીપજવાનું નથી, વાસતે તું એ વાત જવા દે,—કંઇ સહુમન!" પણ નહીં. જેમ જેમ તેને વધારે મના કરવામાં આવતો તેમ તેમ તે વધારે હુજત કરતો હતો. જયારે તેના દાસનોએ જોયું કે તે કરી વાતથી સમજતો નથી તયારે તેઓ તયાંથી દુર જઇને ઉભા, અને દુરથી તમાસો જોવા લાગા. જાદુગર મરદ તેઓની આએ ચાલને હીચકારી ગણી ધીકારવા લાગો અને તેઓના એ હીચકારાપણા ઉપર હસયો. તેણે પોતાનો એલમ અજમાવયો એટલે લાગલોજ સાંફ જીવતો થયો અને તેને જીવતદાન બખશનારનેજ તે કડવા આવયો! જાદુગરે તયાંથી નાહાસવાની અને તેને પાછો રાખવાની તજવીજ કરવા માંડી, પણ તે કંઇબી કરે તે આગમચ તે સાંફે તેને એવોનો ડખ મારયો કે તેજ ઘડીએ તેણે પોતાનો જીવ છોડયો. દુરથી આએ દેખાવ જોઇ તેના ત્રણે દાસતો તયાંથી જીવ લઇ નાઠા.

---

આએ વાત પુરી તો થઇ, પણ ખુજસ્તે હવે પસતાવા લાગી, કારણ કે પોપટની રજાથી જેવી તે બાહાર નીકલી તેવામાં બામદાદના મુરગે પોકાર મારયો, અને તેનું જવું ઢીલમાં પડયું.

# રાત આડતાલીસમી.

જયારે આએ બાજુએ આલમનાં તમામ લોકો આરામ લેવા ગયાં તયારે ખુજરાને એખરી જાગતી હતી. રાબેતા મુજબ તે બેકરાર દીલથી આંજુ ભરી આંખે પોપટ આગલ આવી પોતાના યારને ઘર રૂખસદ થવાની રજા માંગવા લાગી. તે કેટલીક જાતનાં આતશોનું બેયાંન કરવા લાગી, અને કેહેવા લાગી કે તમામ આતશો કરતાં તેનાં જીગરમાં સોહોલા ઉડતો મોહોબતનો આતશ માહા જબુન છે. તે બોલી કે "જો આએ આતશ હું ઓરતજાતનાં જીગરમા આટલા જોરથી સોહોલા ઉડાડે છે, તો તે માહારો દાસત જે એક મરદ છે તેના જીગરમાં તે કેટલા બધા જોરથી સલગતો હશે !" પોપટે જવાબ દીધો કે " ઓ મોહોબતથી દેવાની બનેલી ખુજરાને, તું જે કેહે છે તે તમામ બરહક છે ; લેકીન જેટલી મોહોબતથી તું બલીને ખાખ બને છે તેટલી જોસ ભરી મોહોબત તાહારા દોસતનામાં નથી તેની સાબેતી મહને મલી ચુકી છે. જેટલી જોસભરી મોહોબત તાહારામાં તેને વાસતે છે, તેટલી જો તેનામાં હતે તો તેની અને તાહરી મુલાકાત આજ કેટલાક દીવસો આગમચની થઇ હતે, જેમ એક બગદાદનાં તવંગર મરદની મુલાકાત એક કંચની સાથ થઇ હતી." શું આએ વાત ખુજરાને સાંભલ્યા વગર છોડી દે ! તેણીએ તે સાંભલવાની પોતાની મરજી જાણાવી, અને પોપટે તે વાત કરી બતાવી.

[દાસતાન એકસઠમું]

## ખરી મોહોબતનો બદલો.

બગદાદની અંદર અસલ જમાનામાં એક તવંગર મરદ રેહેતો હતો. દોલતનો તો તેની પાસ પાર નહીં હતો ; પણ પોતાના દરજજાની ઓરત સાથ એખલાસ અને મોહોબત વધારવાને બદલે તેણે પોતાનું દીલ એક કંચની ઓરત ઉપર બાંધયુ

હતું. તેના દાસતો અને બીજાઓએ આએ કામથી તેને કેટલીકવાર મના કીધો હતો, તોપણ તેણે બાંધેલી મોહોબત એટલીતો મકમ હતી કે તે મોહોત વગર કસાથીબી છુટે એમ નહીં હતું—પછી તેની આબરૂ અને દોલતનેબી એકવાર ખેજાલત લાગેતો શું થયું. આએ ઓરતને તેણે પોતાનાં ઘરમાં લાવી રાખીને તેની ઉપર તે એટલો તો દેવાંનો બની ગયો કે પોતાની તમામ દોલત તેની ઉપર આંધલાની માફક ખરચીને આખરે તે ભીખારી હાલતમાં આવી લાગો! હવે જરા તેની નજર ઉઘડી. તેના દાસતો તેનાથી દુર થઇ ગયા હતા. તેઓના તાણાબાનની અને પોતે ખોઇ દીધેલી આબરૂનુ તો કંઇ નહીં, પણ હવે તે અને તેની દીલદાર ભુખે મરવા લાગાં તેનું શું! તે હવે પોતાના દોસતોની સલાહ લેવા ગયો, જેમાંના એકે રેહેમ કરી તેને એવી સલાહ આપી કે "તેં પોતાની આ કંચની ઓરતને મોટા ખરચથી ગાયેનની તાલીમ ઘણીજ ઉત્તમ રીતે અપાવી છે, વાસને બેહેતર તો એ છે કે તું એક વજંતર લે અને તમો બેઉ જણા ગવૈયાનો પેશો કરો. ઉમરાવોની મીજલસોમાં જઇ એ મુજબ ધધો ચલાવશો તો તમારો દાહડોબી ગુજરશે અને હાથમાં પૈસોબી આવશે" આએ સલાહ ગમે તેવી હતી, પણ તે આ મુરખને મનથી ઝેર જેવી લાગી. તેણે જવાબ દીધો કે "જે કોઈ નાદાન અને મુરખની મમલેહત કરે અને જે કોઇ હેમક આદમીની નજદીક પોતાનુ ભલુ ચાહાવાને વાસતે જાય તે એવોજ જવાબ સાંભલે કે જેવો મેં આજે તાહરાથી સાંભલયો છે." તે ગુસ્સે થઇ પાછો પોતાને ઘર આવયો, અને જેમ તેમ માહા મુસીબતે કેટલાક દાહડા ગુજારયા. પણ હવે જયારે કંઇજ દીરગ રહયો નહીં તયારે પેલી લોન્ડીએ પોતાના બગદાદીને કહયું કે "હવે બેહેતરતો એ છે કે તું મહને કોઇ સોદાગરને તયાં વેચ કે આપણે બેઉ સુખી થઇએ: તુને તાંણુ મલસે, અને હું ભુખમરામાંથી છુટી માહરૂ પેટ ભરીસ." બીજો કોઇ ઉપાય નહીં રેહેવાથી આ બગદાદીને

મનથી એવુજ બેહેતર લાગુ કે બેકીનદારીથી ગવેશાના પેશે કરવા કરતાં પોતાની કંચની ઓરતને વેચવી બેહેતર ! આએ મુજબ તેણે તે ઓરતને પંદરસો દીનાર લઈને એક હાસમી સોદાગરને વેચી, અને પછી તેની જુદાઈનો ગમ ખાઈ તે પોતાના ઘરમાં આવી જાર જાર રૂદન અને જારી કરવા લાગો. એક બાજુએ તે એમ કરતો હતો, અને બીજી બાજુએ તે કંચની ઓરત પણ તેની મોહોબતની બંધમાં એટલી તો મજબુત વીટલાયલી હતી કે તે પણ પેલા સોદાગરને ઘેર રોના અને જારી કરવા સીવા બીજું કસું કરતી નહીં હતી. એમ કરવા છતાં, અને પેલા બગદાદીએ પેલા પદરસો દીનાર પાછા આપી તે કંચનીને પાછી માંગવા છતાં, પેશે સોદાગર તે કંચનીને પાછી આપવાને રાજી નહીં હતો, કારણ કે તે જેમ ગાયેનનાં હુન્નરમાં ચાલાક હતી તેમજ ખુબસુરતીમાં પણ પુર હતી. આએ સોદાગર એમ સહમજતો હતો કે તેઓ એકકને વીસરી જવા પછી તે ઓરત તેને ઘણી કીમતી થઇ પડશે, તેથી તેને પાછી આપવાને તેણે હરગેજ હા પાડી નહીં. સાટુ ફેરવવા સારૂ તે બગદાદીએ ઘણીબી કાકલુદી કીધી, પણ જયારે કંઇ વલ્યું નહીં તયારે તે પાછો આંસુ લગી આંખે પોતાને ઘેર જવા નીકલયો. પણ રસતે ચાલતાં તેણે વીચાર કીધો કે "ઘેર જઇને કદાચ હું માહરા ઘરને માહારી ઓરત વગરનું જોવસ તો આગલી વાતો યાદ આવવાથી મહને વધારે ગમગીની પેદા થશે, અને માહરૂં કલેજુ વગર આતશે બલીને કબાબ થશે," તેથી તે બીચારો નદી કીનારે એક ઝાડની છાયા તલે જઇને બેઠો. તે આહાસંકટમાં વીચાર કરતો બેઠો હતો તેવામાં તેની ઉપર ઉંઘે ગલબો કીધો, જેથી પેલી પંદરસો દીનારની કોથલી પોતાનાં માથા તલે મુકી તેણે ખુવાબ કીધો. કેટલેક વાગે જયારે તે જાગી ઉઠયો તયારે તે જોય શું કે તેની ઉમરથી વાહાલી ઓરતને વેચીને મેલવેલી રાકમ તેના માથા તલેથી કોઇ ચોરી ગયા છે ! જયારે તેણે પોતાને બેદાવનમાં

આવી પડેલો જોયો તયારે તેની ગમગીનીનો પાર રહયો નહીં. દેવાના આદમીની મીસાને તે પોતાના આગ ઉપરના કપડા ચાક કરવા લાગો અને જમીન ઉપરની ખાક પોતાના શર પર છાટવા લાગો તેને હવે દુનીયા અકારી થઇ પડી, તેથી ડુબી મરવાના ઇરાદાથી તેણે પાસેની નદીમા ઝોકાવયુ પણ તેનુ મોહોત તે વખતે નહીં હતુ તેથી આસપાસના કેટલાક લોકો દોડી ગયા અને તેને પાંણીના વમળમાથી બાહાર ખેચી કાહાડયો તે લોકોએ તેને એવી રીતે પોતાના જાનને બરબાદ કરી ખોદાનો ગુનેહગાર થવાનો સબબ પુછયો, અને તેના જવાબમાં જયારે તેણે પોતા ઉપર વીતેની આફત કહી તયારે એક બુજુરગ મરદ તેને કેટલીક નશીયત દેવા લાગો કે "એ ફરજંદ, તાહરો માલ તાહરા હાથથી ગયો અને તાહરી માશુક બી તાહરી ગોદમાથી ગઇ, અને જો તુ હવે તાહરો જીવ બરબાદ કરશે તો તેથી તુને તાહારી ખોવાયની દોલત અને માશુક પાછીતો હરગેજ મલનાર નથીજ, પણ તુને ફાયદોબી શુ હાંસલ થશે ? હવે ઉપાય તો ફકત એજ છે કે તુ તે બારેહકતાલા ઉપર એકીન રાખી સબુરી એખતીયાર કર કે તેમાથી કદાચ તાહરો નસીબો પાછો ખીલી જશે" આએ સલાહ મુજબ તે દરીયાકૃત કરતો બેઠેલો છે, તેવામા તે નદીમા એક કીસતી કેટલોક માલ લઇ બમરા ખાતે હંકારી જવાને તૈયાર થતી હતી તે તરફ તેનુ ધેયાન ખેચાયુ તેણે તે કીસતીમાં બેસી કોઇ બીજે મુલક નીકલી જવાનો વીચાર કીધો, પણ તેની પાસે તેના કરાણીને આપવાને એક ફુટી બદામબી બાકી રહી નહીં હતી, તેથી તેમા મુફત બેસી જવાને તેણે તે કીસતીના કરાણીને અરજ કીધી આ કરાણીને તેની ઉપર રેહેમ આવયાથી એવી શરતે તેને કીસતી ઉપર બેસવા દીધો કે તેણે પોતાનો પોશાક ઉતારી તે કરાણી જે પોશાક આપે તે પેહેરીને બેસવુ તે કબુલાત ગમે તેવી હતી તોપણ તે તેણે કબુલ રાખી જયારે તે કીસતી ઉપર સવાર થયો તયારે તેને

માલમ પડયું કે તેમાં ભરેલો માલ પેલાજ હાસમી સોદાગરનો છે કે જેને તેણે પોતાની માશુક કંચનીને વેચી હતી. પણ જ્યારે તેણે જાણ્યું કે તે ઓરત પણ તે કીસતી ઉપર બીજે મુલક જવાને બેઠેલી છે તયારે તેની ખુશાલીનું શું પુછવું ? તેણે પેલા બુજુરગ મરદને હજારો હજાર દુવા કીધી કે તેની નશીયત મુજબ હવે તેના નેક બખતનો દરવાજો ખોલવાની શરૂઆત થશે અને એક વાર તે પોતાની માશુકને પાછો નજરે જોઈ શકશે. હવે પેલી કંચની ઓરત હરદંમ પોતાના બગદાદી ખાવીંદની જુદાઈમાં જાર જાર રડીને બેજા રેહેતી હતી—તે કોઈનુબી કહયું માનતી નહીં હતી—તેથી જે સોદાગરને તેણીને વેચવામાં આવી હતી તેણે કંટાલીને તે ઓરતને પોતાના માલની સાથે બીજે મુલક લઈ જઇને તેણીનો ગમ વીસરાવાનો ઠરાવ કીધો હતો. આ મુજબ તે ઓરતને લઇને તે સોદાગર પણ પેલી કીસતીમાં સવાર થયલો હતો. કીસતીએ પોતાનું લંગર ઉઠાવયું અને તે સોદાગરે પેલી કંચનીને કેટલોક દીલાસો આપી તેણીને કોઇ સરોદ ગાવાને ફરમાવયું. સોદાગરના હુકમને તાબે થવાની તેણીની ફરજ હતી, લેકીન જે જુદાઇનો ગમ તેણીના જીગરમાં લાગ્યો હતો તે તે વીસરતી નહીં હતી, તેથી તેણીએ એક એવું તો ગમગીનીથી ભરેલું ગાયન ગાયું કે દરીયાવબી તેથી શરમીંદા થયો. હજીતો કીસતીએ તે નદીનું ખારૂ પમાર નહીં કીધું તેટલામાં એક જબરદસત તોફાન થયું. હર વખતે તે કીસતીને ઉંધી વલવાની દેહેક નીસાંણીઓ દેખાવા લાગી, અને કીસતીમાંનાં તમામ લોકો તે બારે હકતાલાની અરજ ગુજારી કરવા બંદગીમાં મશગુલ થયા. આએ તોફાનનાં દરમીયાંનમાં પેલા સોદાગરને આએ વખતે યાદ આવી કે પેલી કંચની ઓરતનો ખાવીંદ પણ આએ કીસતીમાં છે. તેથી તેણે તે બાબદ ઉપર કેટલોક દરીયાફત કીધા પછી એવો ઠરાવ કીધો કે જો આએ તોફાન નરમ પડી જાય ને તેઓ સરવે બસરા ખાતે સહી સલામત જઈ પોહોચે તો

તે કંચની ઓરતને તેણીનાં બગદાદી ખાવીંદને પાછી સવા ધીન કરવી. થોડાક વખતમાં તોફાન નરમ પડી ગયું તેથી તે સોદાગર હેરત થયો, અને પેલા બગદાદીને પોતાની પાસે બોલાવી કેહેવા લાગો કે "જે દાહાડેથી મે તાહરી લોન્ડીને વેચાતી લીધી છે તે દાહાડેથી તે અનામત પાક જાત રહી છે, અને એણે મહને એક બુરો સગુન કેહેવાનોબી સબબ આપયો નથી. તોપણ જ્યારે તેણીને જે ગાયેન અને રાગના કાંમને વાસતે મે ખરીદ કીધી હતી તે ગાઈને મહને ખુશી કરવાને બદલે, તાહરી માશુક તાહરી જુદાઈમાં રાત અને દાહાડો આંસુના કતરા તેણીની ચશમોમાંથી વરસાવે, તો તે મહને ખુશી કેમ કરો શકે? તેમજ તાહરો આએ હાલ જોઈને તાહરી ઉપર મહને બહુ રેહેમ આવે છે, અને તેથી હુ આએ તાહરી માશુકને તુને પાછી સવાધીન કરૂં છું. વલી તુને કેટલુક નાણું પણ બખશુછું કે જેથી તું કંઇ તાહારો ધંધો ચલાવી તાહારૂ ગુજરાન કરવાને શકતીવાંન થાય" જ્યારે પેલી કચની ઓરતને આએ વાતની ખબર મલી તયારે તે એટલી તો ખુશબખતીમાં આવી ગઇ કે તે લાગલી પોતાનો સીતાર લઈ આએ ખુશાલીમાં એક ગાયેન ગાવા મંડી ગઈ. તેણીના સરોદ સાંભલવાથી કીસતી ઉપરનાં તમામ માણસો એટલાંતો હેરત થયાં કે તે ગાયેનની અંદર તેઓ પોતાનું કાંમ ચુકી ગયાં, અને તેથી કીસતી એક જજીરાની ઉપર જઈને લાગી ગઇ. માલથી ભરેલી કીસતી હવે જયાં સુધી પાણીની ભરતી થાય નહીં તયાં સુધી તયાંથી ઉપર તરી નીકલે નહીં, તેથી પાંણી ભરાવાને ઘણો લાંગો વખત છે એવુ વીચારી દરીયાઇ સફરથી થાકેલા તમામ લોકો તે જજીરાને ખુબનુમાં જોઇ તેની મજાહ જોવાને ઉતરી પડયા. મરજી મુજબ સરવે લોક એમથી તેમ ફરવા લાગાં; તેમાં પેલો બગદાદી પોતાને પાછી મલેલી માશુક અને પેલા હાસમી સોદાગરે તેની ઉપર કીધેલી રેહેમ અને બક્ષેલી દોલતનાં ઉંડા વીચારમાં ને વીચારમાં એટલોતો દુર

નીકળી ચાલયો કે તે પોતાનો રસતો ચુકી ભુલો પડયો.' હવે બીજી બાજુએ પેલા લોકો પાણીની ભરતી થવાથી અને સારો પવન નીકળવાથી કીસતી ઉપર પાછા સવાર થઇ/કીસતી હંકારી ગયા! ભટકતો ભટકતો આએ બગદાદી આખરે જયારે કીનારા ઉપર આવી લાગો, અને તેણે જયારે તે કીસતીને હંકારી ગયલી જોઇ, તયારે - હેરાંન અને સરગરદાંન, પોતાનાં કમતાલે ઉપર અફસોસ અને જારી કરતો, અને ખાલો પીખતો તે માહિતમ-પોશી કરવા લાગો. થોડોક વખત ગયા પછી તેણે જોયું કે માહેતમપોશી કરવાથી કંઇ વલવાનું નથી, તેથી તે હવે પગ રસને બસરે જવા નીકલયો; અને ભુખ તથા પયાસ અને રસ-તાની મુશીબતો વેઠી કેટલેક દીવસે તે બસરે આવી પોહોંચયો. પેહલાંતો તેણે બંદર ઉપર જઈ હાસમી સોદાગરની કીસતીની ખબર કાહાડી, પણ તેનો પતો તયાં નહીં મલવાથી નાઉમેદ અને લાચાર થઇ પોતાની કમબખતી ઉપર હાથ મારતો તે બેઠો હતો, તેવામાં એક દુકાંનદારે તેની ઉપર રેહેમ કરી તેને લઇ જઇને પોતાની દુકાંન ઉપર ચાકરી રાખયો. જો કે તેણે થોડાક વખતમાં આએ દુકાંનદારની મેહેરબાનીથી કેટલુંક નાંણુ એકઠું કીધું હતું અને તેને દરેક પાંતીનું સુખ હતું, તોબી તે પોતાની દીલદારની જુદાઇમાં બલીને ખાક થતો હતો. કેટલોક વખત એમ નીકલી જવા બાદ એક દીવસે તેજ દુકાંન ઉપર પેલા હાસમી સોદાગરનો એક ગોલામ આવી લાગો, તેણે તેને ઓલ-ખવાથી તેઓ બેઉ એક બીજાની ખેરોઆફીયત પુછવા લાગા. તયાર પછી બગદાદી તે ગોલામની સાથે પેલા હાસમી સોદા-ગરને ઘર ગયો, જેને જોઇ તેઓ સરવે ખુશી થયાં. એક બીજાંની મુસાફરીની હકીકત કહી સંભલાવયા પછી પેણ હાસમી સોદાગરે કહયું કે "હું તુને માહારા કૌલ મુજબ પેલી દોલત તો આપું છઉં, લેકીન તાહરી ઓરત હાલ્તુરત અહીંઆં નથી. તે તાહારી જુદાઇમાં એક જગો ઉપર તાહરી કબર બનાવી રાહને દાહડો તે કબરની ઉપર આંસુનાં ઝરા વર-

સાવે છે, અને તાહરો ગમ તેનાં મગજમાંથી વીસરતી નથી." તે પેલી કબર આગલ જઇ પોતાની કંચની ઓરતને મલયો,- જે વખતે તેઓ બંધેના એખલાસથી થયલો દેખાવ કોઇનીબી આંખોમાંથી ખુશીના આંન્જુ વરસાવે એવો હતો. આએ હાસમી સોદાગરે આપેલું નાંણુ તથા તેણે પોતે એકઠું કીધેલું નાંણુ મલી તેની પાસે હવે સારી પુંજી થઇ હતી, તેથી તેણે પેલા દુકાનદાર પાસે ચાકરી છોડવાની રજા લીધી, અને પછી પોતે જુદો ધંધો કરી પોતાનુ ગુજરાન ચલાવી પોતાની માશુક સાથે જીવયો તયાં સુધી સુખ ચેનમાં રહયો.

---

જો કે પોપટે ઉપલી વાત ઘણી જડકૃથી કહી સંભલાવી, તોપણ રોશન રોજ આ વખતે એટલો તો વધી ઉપર નીકલયો હતો કે ખુજશતેને ફરીથી પોતાના કાંમમાં ખલલ થઈ.

## રાત ઓગણપચાસમી.

આએ રાતે જયારે ખુજશતે પોપટની આગલ આવી તયારે તેણીનો ચેહેરો એવો તો કદરૂપો દેખાતો હતો કે તે જોઇ પોપટ બોલયો, "ઓ માહાતાબને ચેહેરેની ખુજશતે, આજે તે તાહરો ચેહેરો એટલો બદસુરત શુ કાંમ બનાવયો છે? શું તુને ખબર નથી કે ઓરતે હમેશાં પોતાના મરદની સોબતમાં પોતાનો ચેહેરો ખુશનુમાં રાખવો જોઇએ? ઓરતોના એવા કદરૂપા ચેહેરાથી અને તેઓની એવી બરીચેલ ચાલથી મરદજાત હંમેશાં એટલો તો આજુરદા રેહે છે કે તેની અસરથી તે મરદ પોતાની જુવાંનીમાંજ બુઢો બની જાય છે. વાસતે બેહેતર તુને ઘટે છે કે તાહારા દાસતને ઘર જતી વખતે તાહેરે નાજ અને નખરાંથી જઇ તેને ખુશી કરવો જોઇએ છે. નહીં તો પોતાની ઓરતના એવા બરીચલ ચેહેરાના બલાપાએ પોતાની જુવાનીમાંજ બુઢા બનેલા બે મરદોની વાત તેં નહીં સાંભલી હોય તો સાંભલ." ખુજશતેનો વીચાર આએ વાત સાંભલવા પર થયો, અને તેણીએ ધીરજથી તે સાંભલી.

[દાસતાન બાસઠમું.]

## બદ બખતી બુઢાપો લાવે.

કોઇ એક ચોકસ ગામની અંદર એક કુણબી પોતાનાં ઓરત બચાં સાથ સુખ ચેનમાં રેહેતો હતો, અને તે પોતાનું ગુજરાંન પોતાની ખેતીથી કરતો હતો. એક દીવસે એવું બનયું કે તે પોતાની ખેતીમાં હળ ફેરવતો હતો તેવાંમાં તે હળના કોમાનો ધોકો લાગવાથી જમીનની અંદરથી એક ઘઉંનાં સુકા છોડનો ભાથો મલી આવયો. આ ભાથો ઘોડાનાં પુછડાં જેવો મોટો હતો, અને તે ઉપર ઉગેલા ઘઉંના દાનાં આલુનાં જેટલા મોટા હતા! આએ જોઇ તે કુણબી અજાયબ થયો અને કંઇ ઇનામ મેલવવાના ઇરાદાથી તે પોતાના પાદશાહની સનમુખ લઇ ગયો. પાદશાહ પણ આએ અનાજ જોઇને હેરત થયો; પણ તેણે હુકુમ કીધો કે એ વાતની કોઇ દાનાવ અથવા વીદવાંન સક્ષોથી તેહકીક કરવી જોઇએ, સબબ કે એમાં કંઇ છુપો ભેદ હશે. ખબર કાહાડતાં માલમ પડયું કે એક ચોકસ શેહેરની અંદર એક તવંગર અને જઇફ કુણબી રેહે છે તે એ વીશેનો ખોલાસો કરી આપશે. પાદશાહે તે ભાથામાંથી એક કંઠી તોડીને પોતાના દેરબાનને આપી તે શેહેરમાં રવાનાં કીધો કે તેનો ભેદ અને ભરમ શું છે તેનો ખોલાસો તે લાવે. પાદશાહના હુકમ મુજબ તે દરબાન તે શેહેર તરફ ચાલયો. * * * તે શેહેરમાં પોંહોંચતાં ખબર કાહાડી તે પેલા કુણબીને ઘર જઇ લાગો. તયાં જઇને જોય છે તો તે કુણબી ઘણો જઇફ થયલો હતો. દરબાંન પેલી કંઠી તેની આગળ મુકી તે વીશે તમાંમ હકીકત કહી સંભલાવી અને પછી તેનો ખોલાસો ચાહયો. તે બુઢા કુણબીએ જવાબ દીધો કે એ વાતની ખબર તે પોતે રાખ્નો નથી, પણ તેનો એક બીજો વડો ભાઇ છે તેને એ વાતની ખબર હશે. દરબાંન તયાંથી તે કુણબીના વડા ભાઇની ખબર મેલવી તેની આગળ આવી લાગો, પણ તયાં આવી વીચારમાં પડયો કે આ કંઇ તે કુણબીના વડો ભાઇ હોય

નહીં, કારણ કે તે કુણબીના બાલતો તદન પાકીને સુર્દ બની ગયલા હતા, અને આએ તેના વડો ભાઇ જો હોય તો એના બાલ હજીતો અરધા કાલા રહેલા છે, અને વલી તે પેલા આગલા કરતાં ઓર જરા જુવાન દખાતો હતો ! તેની આગલ પેવી કડી મુકી દરબાંને આગલ મીસાલ તેની હકીકતથી તેને વાકેફ કરી તેનાં ભેદનો ખોલાસો માગયો બીજા કુણબીએ જણાવયુ કે "મહને એ વાતની ખબર બરોબર નથી, પણ માહરો એક બીજો વડો ભાઇ છે તે એ વાતનો ખોલાસો કરશે" આ બીજા વડા ભાઇનુ ઠેકાણુ પુછી તે આગલ ચાલયો, અને તેને ઘર આવીને તે જોય છે તો વલી તે પેલા બીજા ભાઇ કરતાબી વધારે જુવાંન દેખાતો હતો, અને તેના એકબી બાલ પાકેલો નહીં હતો ? બુઢાપાની તો તેનામા કસી નીશાન માલમ પડ તીજ નહીં હતી તેની આગલ પેવી કડી મુકી દરબાને તેની હકીકત કહી તેના ખોલાસો માગયો, તયારે તે કુણબીએ જવાબ દીધો કે "એ વાત હુ સારી પઠે જાણુ છુ જયારે આ લમમા એવી કડી થતી હતી તયારે માહરા ખેતરમાબી એજ મીસાલે અનાજ પાકતો હતો, પણ તે વખત તમામ સાચ-વટનો હતો. તે એટલો સાચવટનો હતો કે એક વાર એક મરદે પોતાનુ ઘર એક બીજા મરદને વેચયુ ઘર વેચાતુ લેનારે તે ઘરને સમરાવા માડયુ તે વખતે તેની અદરથી કેટ-લોક દાટેલો ખજાનો નીકનયો, જેને ઘર વેચાતુ લેનારે પોતાને સવાધીન લેવાનુ અણુઘટતુ વીચારીને પેલા વેચનારને પાછો આપવા ગયો અને કહયુ કે 'તે મહને તાહરૂ ઘર વેચાતુ આપયુ છે, પણ તેમાનો ખજાનો કઇ વેચાતો આપયો નથી.' તે ઘર વેચનારે જવાબ દીધો કે 'અગરજો એ ખજાનો માહરા નસીબમાં હતે તો જયારે એ ઘર માહરા સવાધીનમા હતુ તેજ વખતે તે મહને માલમ પડયો હતો પણ એ ખજાનો તુને નજર આવયો તો હવે એ તાહરોજ છે' આ ઉપરથી તેઓ બધે વચે એવો તો સખત ઝઘડો થયો કે તેઓ મારા મારી

કરતા તે શેહેરના પાદશાહ પાસે ઈનસાફ કરાવા ફરીયાદ થયા. પાદશાહે તે બેઉ સખશોને પુછવા ઉપરથી માલમ પડયું કે એકને ઘર એક બેટાનું ફરજંદ છે અને બીજાને ઘર એક બેટીનુ, તેથી તેણે હુકમ કીધો કે તેઓ બધે જણે તેઓના આએ ફરજંદોના નેકા કરી આપવા, અને તે નેકાનાં ખરચમાં આએ ખજાનો વાપરવો | પાદશાહના આએ ચુકાદા ઉપર તેઓ બધે જણ રાજી થયા અને તેજ મુજબ તેઓએ પોતાનાં ફરજંદોનાં નેકા કરી પેલો ખજાનો તેમાં વાપરયો.—તે આગલો વખત એવો હતો, અને તેની બરકતથી ખોદાની મેહેરબાનીનાં જોરે અનાજમાં પણ એવીજ રીતની કુદરતી બક્ષેશ થતી હતી."

આટલો ખોલાસો મેલવયા પછી તે દરબાને પોતાનાં મગજમાંનો ભેદ ખોલો કરવાનાં ઇરાદાથી પોતાની તરફથી તે ખેડુતને પુછયુ કે "ધારયા મેસે તમો ત્રણે ભાઇઓ એક માયને પેટનાં હોવા છતાં તમારામાંનો જે સરવેથી નહાનો છે તે સરવેથી બુઢો દખાય છે, અને તેના બાલ તમામ પાકીને સુફેદ થઈ ગયા છે ; વચલા ભાઇનો દેખાવ અધીર જેવો લાગે છે, અને તેના બાલ અરધા કાલા અને અરધા સુફેદ છે ; અને તું પોતે સરવેમાં વડો ભાઇ કેહેવાય છે 'ને તાહરો દેખાવતો જુવાંન મરદનાં જેવો લાગે છે, અને તાહરો એકબી બાલ સુફેદ થયો નથી, કે નથી તાહરી ચામડી ઉપર કરચલી વલી—એનો સબબ શું છે ? તે કુણબીએ જવાબ દીધો કે "એનો સબબ એ છે કે માહરા નાહાના ભાઇને બે વાતની ફીકર હંમેશાં વલગેલી છે: ઘરની અને બાહારની—પેહલી ઘરની ચીંતા તો એ કે તેની ઓરત ફેસાદખોર છે, અને બીજી બાહારની ચીંતા એ છે કે તેની ખેતીનો પાક હમેશાં બગડી જાય છે. આએ રીતે તે બે જાતની ચીંતા અને જંજાલથી જુવાંનીમાંજ બુઢો થયો છે. માહરા બીજા ભાઇને એકજ જંજાલ છે, અને તે એ કે તેની ખેતીનો પાક તો સારો થાય છે, પણ તેની ઓરત ભુડા અને પાજી સવભાવની હોવાથી તે અધીર જેવો દેખાય છે. અને હું પોતે કસી વાતની ફીકર રાખતો નથી, સબબ કે માહરી ખેતી સારી થાય છે એટલુંજ નહી, પણ માહરી ઓરત મહને એવી મલેલી છે કે માહારી ઉપર કંઈબી ફીકર

ચીંતાના સબબ આવી પડે તો તે દીલાસો આપી મહને ખુશી રાખવાને હંમેશાં ખંતી રેહે છે. તેથી હું સુખી છઉં અને બુઢાપામાં જુવાંન જેવો દેખાઉં છઉં !" આએ રીતનો ખોલાસો લઇ પેલો દરખાંન પાછો પોતાના શેહેરમાં ગયો અને આએ વાત પુરી થઇ.

---

પોપટે ખુજશતેને કહયું કે "ઓ નાજનીન, જો હવે તું સહમજ કે મરદને ખુશી કરવાનો સબબ ઓરત હોય છે, અને તે જો પોતાની ફરજ બજાવવામાં કાહેલી કરે તો મરદનુ તમામ સુખ બરબાદ થાય છે. વાસતે તું બી હવે ઉઠ, અને તાહારી પેશાંની ઉપરથી કચરો સાફ કરી તાહરા દોસતને ખુશી કરવાની તાહરી પેહેલી ફરજ છે તે બજા લાવ." ખુજશતે ઉઠી ને બાહાર ગઇ, પણ જોય શુ કે રોશન રોજ તલુયયલો છે, તેથી તેનું જવું મોકુફ થયું.

---

## રાત પચાસમી.

જ્યારે શીહા રાતનો વખત થયો તયારે ખુજશતે શોલે સણગાર કરીને પોપટની આગળ આવી, અને હંમેશ મુજબ પોતાની મોહોબતનું પીંજન કરી ફરીયાદ ઉઠાવા લાગી. પોપટે કહયુ કે "ઓ ખુજશતે, તુ તાહારા દોસતને ઘર જા, અને જરૂર જા; તુને મે કદીબી અટકાવી નથી. તું જઇને તેના ઘરને રોશન કર; પણ યાદ રાખજે કે તાહરો ભેદ તું કોઇની આગલ જાહેર ના કરતી, પછી તેં છુપો રાખવાથી તાહરી ઉપર ગમે એવી મુશીબતો આવી પડે તો શું થયું ! રોમના શાહાનશાહો જેઓને કએસર કરીને કહે છે તેઓમાંનાં એક કએસરની બેટીએ એવીજ રીતે અસલ જમાનાંમાં તેણીનો બેટો કતલ થયો એવું જાણવા છતાં પોતાનો છુપો ભેદ દબાવી રાખયો હેનો, તે વાત કેદાચ તુને ખબરબી હશે. તેજ મુજબ તું પણ તાહારા ભેદને છુપાવી રાખજે." આએ વાત વલી ખુજશતેને મનથી નવાઇ જેવી લાગવાથી તે તેણીએ જાણવા માંગી, જેથી પોપટે તે નીચે મુજબ કહી બતાવી.

[ દાસતાન ત્રેસઠમું. ]

## કયેસરની બેટી.

એમ કહે છે કે ઉગમણુ તરફના મુલકમાં આગલા જમાનામાં કોઇ એક જુલમગાર પાદશાહ રાજ કરતો હતો. તે આસપાસનાં નબલા અને એકમારગી રાજાઓનાં રાજ્ય છીનવી લેઇ અને હરેક પાંતીનાં જુલમાતો ગુજારી પોતાનું રાજ વધારતો હતો, તથા પોતાની રૈયત ઉપર પણ બે મુમાર જુલમાત અને ગેરઇનસાફ ગુજારતો હતો. પોતાના લશકર અને સરદારોને ધીકારી તે તેઓનાં પગાર નહીં આપતો હતો, અને કોઇના બોલવાને તે ખાતરમાં લાવતો નહીં હતો. આ-ઉપરથી ભુખમરાને લીધે તેના લશકરના સીપાઇઓ એટલા તો ઘુસ્સે થઈ ગયા કે બલવો ઉઠાવાના ઇરાદાથી તેઓએ પોતાના સરદારો સાથે ભેગા મલી વજીર આગલ ફરીયાદ ઉઠાવી. વજીર જાતે દાનાવ હતો, તેથી તેઓને ધીરાપાદી, તેઓનો પગાર કેમ અપાવવો તેની એક તદબીર સોધી કાહાડી. બીજે દીવસે તે પાદશાહ આગલ જઇ રોમ શેહેરનાં કયેસરની બેટીની ભાબત તારીફ કરવા લાગો. આ ઉપરથી પાદશાહે તે છોકરી સાથ પોતાના નેકા કરવાના ઇરાદાથી તે શેહેરમાં કેટલોક હદીઓ આપી એક એલચી મોકલયો. તોપણ કયેસરે આએ પાદશાહને પોતાનાં દરજ્જાથી હલકો સમજી તે હદીઓ પાછો વાલયો અને પોતાની બેટીને તે પાદશાહાને નેકામાં આપવાની ના પાડી. આ બેટ પાછી ફરેલી જોઇ પાદશાહાને એટલું તો ખરાબ લાગું કે તેણે કયેસરની સાંમે સેતાબ લડાઈ ઉઠાવાનો હુકમ કીધો; પણ આ વખતે તમામ સીપાઇઓ બેદીલ હતા તથી પેલા વજીરે કહયું કે લડાઇ ઉઠાવાની જો પાદશાહા સલાંમતને જરૂરત હોય અને તેમાં જીત મેલવવાની ઉમેદ રાખવી હોય તો તે પેહેલાં તેઓને બેદીલીમાંથી ખલાસ કરવા જોઇએ અને તેઓના પગાર ચુકવી આપવા જોઇએ આએ

પુછયુ તયારે ખેરશાંમે જવાબ દીધો કે " ઓ બેવફા, મકારે ઓરત,—ને માહરા તાજ અને તખતનો જરગાશી વીચાર નહી દીધો. તો જો કે તુ પોતે પરહેજગારીનો દાવો કરતી હુતી તે કયા ગુમ થઇ ગયો? એક નીચ અને બેગાના મરદને માહરા ખાંનગી——"તેને બાતનો અટકાવી રાંણી બોલી ઉઠી કે ' હા! સબર! માહરા દુશમણની કુડી વાતો નાખવીને અમલ કરવો તુને ઘટારત નથી. માહરા હાલ ઉપર નીગાહ કરી એ વાતની તજવીજ કરવી જોઇએ હુ ધારૂચ કે આમે કીનાની ગેરદ બોવાસા વછરે ઉડાવી છે પણ જો તુ એક ઘડી સબર કરે તો માહરી પરહેજગારીની સાબેતી હુ તુને બતાવી આપુ " તેણીના વીચાર હતો કે પેરા વછરે બોકનેરા ટુકો બતાવી પોતાની બેકીનદારી જાહેર કરવી; લેકીન પાદશાહનો ગુસો વધારે ઉસકેરાવા લાગો તેણે પોતાના પરદેદારને હુકમ દીધો કે " આએ ઓરત વછરની ઉપર જુઠુ બોહોતાન જોડે છે, વાસતે એ બેહુયા રાંડને દુર લઇ જઇને એનુ માથુ કાપી નાખે" પરદેદાર જાને શાણો હતો તેથી પાદશાહને સમજાવયુ કે " ઓ જયારનાક અને રેહેમદીલ પાદશાહ, આગના બુજુરગ લોકો ઓરત જાતને કમકીમત સહમજી તેને જખમ કરવાની મનાઇ કરી ગયા છે અગર એને કતલ કરવીજ જોઇએ એવુ જો કોઇ જરુર કામ એણે કીધુ હોય તો બેહતર કે એને એક ઉંટની ઉપર મજબુત બાંધી તે ઉંટને જંગલ તરફ હાંકી મુકવુ કે તયાં એ ભુખ અને પેયાસ સાથ તડકા અને ટારમાં રીબા રીબીને પોતાની મેતે મરણ પામશે ' આએ ઠરાવ બેરેગમન વધારે પસંદ આવયો અને તેજ અમલમાં લાવી તેને એક ઉંટ સાથે બાંધીને તે ઉંટને જંગલ બીઆબાંનમા છોડી દીધુ રાંણી પોતાની પરહે-જગારીથી પોતા ઉપર પડતી આફત મુગે મોહોડે ખમતી હતી, અને ઉંટની ઉપરથી જો કે તેણીના હાડકાં તમામ દરદાં થઇ ગયા હતા તોપણ તે ધીરજથી હકતાલાને યાદ કરતી હતી આએ ઉંટ ફરતુ ફરતુ એક કુવા આગલ જઇ લાગુ, જયાં એક મુસાફર બેઠો હતો તેને રેહેમ આવવાથી તેણે રાણીને તેમાથી ખલાસ કીધી મુસાફરના ગયા પછી રાંણી આએ જંગલમા ફલ ફેનાદી ખાઇ દાહાડા કાહાડતી હતી અને આખો વખત નીચી મુંડીએ પડી તે ખોદાની નીમાજ કરતી હતી એક દીવસે

એતેફાક એવો બનયો કે બેહેરામનાં કેટલાંક ઉંઠ ખોવાઇ જવાથી તેની સોધમાં એક સારવાંન ફરતો ફરતો તે જગોએ આવી પોહોં-ચયો. પેલી ખુબસુરત ઓરતને તયાં બંદગી કરતી નીચી મુડીએ બેઠેલી જોઇ તેણે પુછયું કે "એ છોકરી, તું કોણ છે, અને આએ જંગલમાં એખલી શા વાસતે બેઠી છે?" રાંણી જે હમણાં સાદા પોશાકમાં હતી તેણીએ ઉંચે જોયા વગર નીચી મુડીએજ જવાબ આપયો કે "એક અદેખા દુશમણના ફુસ-લાવયાથી માહારા ખાવીંદ મહને લાચાર અને પરાગદે કીધી છે તેથી હું દુનીયાંની લાલચ તજી આ જગોએ તે બારે હક-તાલાની નીમાજમાં માહરૂં દીલ એખતીયાર કરી બેઠી છું." ઉંઠના સારવાનને આએ ઓરત ઉપર રેહેમ આવી તેથી તે બોલયો કે "ઓ ભલી ઓરત, આએ બીયાબાંન જંગલની અંદર રેહેવાને તુને કંઇ ધાસતી નથી લાગતી? ઉઠ, હું તુને માહરા પાદશાહની નજદીક લઇ જાઉં; તે તાહરો ઇનસાફ કરી તાહરા દુશમનને સજા કરશે." રાંણીએ આગલ મુજબજ પોતાનુ શર નીચેજ રાખી જવાબ દીધો કે "જે માણસ દુનીયાં તજીને પોતાનુ દીલ તે હકતાલાને સોંપીને બેઠું હોય તેને એવાં જંગલ બીયાબાંનની અને તેની અંદર વસનારાં હેવાંનો અને ચોર લોકોની શુ ધાસતી છે?" આ ઉપરથી સારવાંને તે રાંણીના ઝભાની દામન ઉપર બોશા દીધા, અને તેણીને અરજ કીધી કે તે કંઇ તેની તરફથી ખોદાની બંદગી કરે કે જેથી તેના ખોવાયલાં ઉંઠો તેને પાછાં જડે. તેણીની દુવા લઇ સારવાન તેણીને સેજદો કરી આગલ ચાલયો, અને કેટ-લીક શાયેત પછી તેણે પોતાનાં ઉંઠને એક પાહાડ ઉપર ચરતાં દીઠાં. તે ઉંઠોને એકઠાં કરી તે પાદશાહ આગલ લઇ ગયો, અને જયારે પાદશાહે તેને પુછયું કે તે ઉંઠો તેને કઇ જગો ઉપરથી મલયાં, તયારે તેણે પેલી પરહેજગાર ઓરતની અને તેની દુવાથી તેને કેમ ઉંઠ મલયાં તે તમાંમ હકીકત કહી સંભલાવી. તે પેલી ઓરતની પરહેજગારીની એટલીતો તારીફ કરવા લાગો કે બીજે દીવસે પાદશાહે શીકારને બાહાને તે ઓરતને જોવાની ખાહેસથી પેલા જંગલ તરફ ગયો. પોતાના સઘલા ખીદમત-ગારોને તે જંગલમાં એક છાવણીમાં રાખી ફકત એકજ ખીદમતગારને સાથે લઇ તે પેલા સારવાંને આપેલી નીસાંણી

મુજબ પેલા કુવા આગળ પોતાની ઓરતની મુકાબેલ જઇ લાગો. તે ઓરતતો હમેશાં પોતાનું શર નીચે નમાવીનેજ પોતાનાં ગુંઠણ ઉપર પડી રેહેતી હતી, અને આએ વખતે પણ તે તેજ મુજબ પડેલી હતી, તેથી પાદશાહ તેણીને પીછાંની શકયો નહી, તેથી તે દુર ઉભો રહી સઘલો દેખાવ જોતો હતો. આએ વખતે આએ દેખાવ જોઇ તેની તુંદાઇ અને મીજાજ તમામ નાબુદ થઈ જવાથી તે એક દાનાવ આદમી બની તયાં ઉભો હતો. જયારે રાંણી બંદગીનાં કાંમથી ફારેગ થઇ તયારે તે પોતાનુ શર ઉઠાવી પોતાના મોહોડા ઉપર બેઉ હાથો ઢાંકી રડવા લાગી, જેથી બેહેરાંમ તેણીને પીછાની શકયો નહી તોપણ રેહેમ દીલીથી તેની છાતી ભરાઈ આવી ; તેથી તે પોતાની છાવણીમાં પાછો આવયો, અને તયાંથી કેટલોક હદીયો આપીને એક દરબાંનને રાંણી આગળ મોકલયો. તેણે રાંણી ઉપર એવો પેગાંમ ફેહેવાડયો કે "પરહેજગાર ઓરત, હુ પોતે પાદશાહ બેહરાંમ છઉ, અને તાહરી પરહેજગારીથી એટલોતો હેરત રહયો છઉ કે તાહરી સાથ નેકા કરવાના ઇરાદાથી હુ અહીયાં આવયો છઉ. શા વાસતે તુ તાહારી જીંદગી આએ મીસાલે એક બીયાબાંન જંગલમાં ગુજારે છે ? આવ તું શેહેરની આબાદાનીની અંદર કે તાહરી સોહોબતમાં હુ પોતે પરહેજગાર થાંઉ અને માહરાં દોજખી કાંમથી છુટુ." આએ પેગાંમ સાંભલી રાણીએ તે દરબાંનને જવાબ દીધો કે "હું પોતે તેજ ઓરત છઉં કે જેની ઉપર માહરા દુશમનોનાં ભમાવવાથી તાહરા પાદશાહે પોતાથી બની આવયો તેટલો જુનમાત માહરી ઊપર ગુજારયો છે હું તેજ ખાસા વજીરની બેટી છઉ કે જેનુ શર તાહરા પાદશાહનાં ગુરજ તલે છુદાઇ તેના પુરજે પુરજા ઉડી ગયા હતા ! હું પોતે બેગુનાહ છઉ." હું તાહરા પાદશાહની નેકાનાં ગાઠથી જોડાયલી કમબખત ઓરત છઉ, એટલે તે જો મહને પાછી બોલાવે તો તેની સાથે મહને શેહેરમાં જવાને કોઇબી જાતની અડચણ નથી, લેકીન તે પેહેલા તેને ઘટે છે કે માહરો તેહેકીક કરી બેરોબર ખરો ઇનસાફ કરે, અને બોલાસા વજીર જો ગુનેગાર ઠરે તો તેને ઘટતી સજાએ પોંહોચાડે." પોતાના પેગાંમનો આએ જવાબ સાંભલી પાદશાહ હેરત રહયો, અને હુકમ કીધો કે સેતાબ બા આબરૂથી તેણીને શેહેરમાં

લઇ જઇ તેના જેટલા દુશમનો હોય તેટલાઓને મેહેલમાં હાજર કરે. ને પોતે પોતાના રેસાલા સહીત પાછો પોતાના મેહેલમાં આવયો, અને એક દરબાર ભરી તેમાં એક પરદાની પછવાડે પોતાની રાંણીને ઉભી કીધી. ખોલાસા વજીરને એક બાજુ ઉભો કીધો. ઇનસાફ ચાલયો તેમાં ખોલાસાને પુછવામાં આવયું કે "ખાસા વજીરની બેટી તાહરી ઉપર ફરીયાદ છે અને તે જે સવાલ પુછે તેનો તાહરે રાસત જવાબ આપવો જોઇએ. તે પુછે છે કે તેણીને આલમમાં આ મુજબ બદનામ કરવાનો તુને શું સબબ મલયો અને તેનામાં તેં શું એબ જોઇ?" આએ વખતે ખોલાસા થરથર કાંપવા લાગો, પણ તેજ વખતે જયારે રાંણીએ પરદામાંથી ખોલાસાએ લખેલો પેલો રૂકો—જે તેણે પાદશાહની ગેરહાજરીમાં રાંણી ઉપર લખયો હતો અને જે રાંણીએ પોતાનાં પોશાકમાં હજી સુધી છુપાવી રાખયો હતો—તે બાહાર કાહાડી આપયો તયારે ખોલાસાનાં હોસ ઉડી ગયા. તેણે પોતાની તમાંમ તકસીર અવલથી તે આખેર સુધી કબુલ કીધી. તે બોલયો કે "રાંણી વીશે મેં પાદશાહને જે કંઇ કહયું હતું તે તમાંમ જુઠું અને તોહોમત ભરેલું હતું." વજીરનો આએ મુજબનો એકરાર સાંભલી તમામ દરબાર રાંણી ઉપર ખોદાનો સુકરાંના કરવા લાગી અને વજીરની ઉપર તીરસકારની નજરથી જોવા લાગી. આએ વખતે બેહેરાંમનાં કીનાનું શું પુછવું? તેણે જયારે રાણીના બાપ ખાસા વજીરનું રાર ગુરજથી છુંદયું તયારે જેટલો ધુસ્સો કીધો હતો તેથી બમણા ધુસ્સાથી તેણે એક શીહની માફક બરાડ મારી એવો હુકમ કીધો કે "સેતાબ ખોલાસા વજીરની જીભ તેની ગરદનને રસતે બાહાર કાહાડે, કે ફરીથી એની માફક કોઇબી આદમ જાત, જયાં સુધી બેહેરાંમનુ રાજ છે તયાં સુધી, એવી રીતે પોતાની જીભનો ઉપયોગ કરવાની હીમત કે તાકાર ધરાવે નહીં!" આએ ઇનસાફ થવા પછી રાંણીની મરજીથી પેલા પરદેદારને એક મોટી પદવી આપી નવાજવામાં આવયો, કે જેણે રાંણીને બેહેરાંમનાં હુકમથી મરતી બચાવી તેણીને ઉંઠ ઉપર બાંધીને છોડી મુકવાની ભલાંમણ કીધી હતી. આ પછી આએ જુવાંન પાદશાહ પોતાના પરહેજગાર બાપ તથા માએને પોતાની સાથે લઇ પાય તખત શેહેરમાં જઇ રહયો.

પોપટે ખુજશનેને કહયું કે "આએ તમામ વાત પેલી ઓરતની પરહેજગારીનુ અમુલ ફળ છે. વાસતે તું પણ જો એવીજ પરહેજગારી રાખેતો અલબત તાહરી પરહેજગારીને જોરે તુને પણ કોઇ દીવસે જયાંન નહી પોહોંચે—જો કે પેહેલાં તેથી તુને ખમવું તો પડશે. તોપણ તાહરો વીચાર જો હજીબી તાહરા દોસતને મલવાનોજ હોય તો તું સેતાબ જા; નહીંતો વલી એમ ના વીચારતી કે મેં તુને અટકાવી." આટલી વાત થયા પછી ખુજશતે બાહાર નીકલી, પણ બામદાદ હોવાથી તેણીનુ જવું મોકુફ થયુ.

---

## રાત બાવનમી.

જયારે શીહા રાતનો વખત થયો, તમામ શેહેરની અંદર ચુપકીદી અને અંધકાર શીવાય બીજુ કસુ માલમ પડતું નહીં હતું, અને ખુજશતે અને પોપટ શીવાય તમાંમ લોકો ખોવાબ ગાહમાં ગયાં હતાં, તયારે મેમુન સોદાગરનો પોપટ પોતાનુ શર પાંખમાં ખોસી દઇ અફસોસ કરતો બેઠો હતો. ખુજશતે રાબેતા મુજબ તેના પીંજરાં આગલ આવી, અને જયારે તેને એ મીસાલે ગમગીન બેઠેલો જોયો તયારે તે પુછવા લાગી કે "ઓ પંખેરાંઓના અકલમંદ પાદશાહ. કહી દીલમરની જુદાઇનાં ગમની આફત તું પંખેરાં જાતની ઉપર આવી પડી છે? તુને એટલો બધો અંદેશો કરવાનો સબબ શો છે?" પોપટે જવાબ દીધો કે "ઓ ખુજશતે, મહને પોતાને માહરો ગમ નથી લાગતો તેટલો તાહરે વાસતે લાગે છે. તું જાણે છે કે આજે બાવન રાત થઇ તું તથા હુ રાતનો વખત વાતમાં ગુજારી દીવસનો કીમતી વખત ઉંઘ અને આલસાઇમાં ગુજારીએ છે. આજે દીવસે તેજ મીસાલે હું જુફતો હતો, તેવાંમાં મેં એક ખોવાબ એવો દીઠો કે ગોયા તાહરો ખાવીંદ પોતાની મુસાફરીથી પોતાના ઘરમાં પાછો ફરયો છે, અને ઘરમાંનાં તમાંમ ચાકર-નોકરો તથા લોન્ડી-બાંદીઓ તેને આવી પુગવાની ખુશાલીમાં એમથી તેમ દોડતાં ફરે છે. જો આએ ખોવાબ ખરો પડયો તો એમજ જાંણજે કે તે આજ સુધી

તાહુરા દાસન તરફ બતાવેલી કાહેલીથી તુને પેલા પરહેજગાર મરદની ઓરત ભીસાલે ઘણી શરમીંદગીમાં રેહવું પડશે." ખુજસ્તેએ જોયું કે ગમે તે થાય પણ જયારે આજ સુધી પોપટની દરેક વાત તેણીએ સાંભલી છે, તો હવે એટલી વાત સાંભલયા વગર શા વાસતે છોડવી, તેથી તેણીએ તે વાત જાણવા માંગી, જેથી પોપટે તે નીચે મુજબ કરી બતાવી.

[દાસતાન પાંસઠમું.]

## હરતેરંગ મુરગ.

બેની-ઇસરાયેલના ટોલામાં એક ગરીબ પણ પરહેજગાર મરદ, તેની ઓરત અને તેનો બેટો સાથે રેહેતાં હતાં. કેટલીક વાર જેમ ગરીબ પરહેજગાર મરદાને ભુખમરો વેઠવો પડે છે તેમ આએ મરદ ઉપર જયારે ભુખમરો પડવા લાગો, તયારે તે પોતાની રોટી પેદા કરવાને વાસતે કોઇ બીજે શેહેર જવા નીકલયો. રાહના દરમીયાનમાં તેને એક મરદ મલયો જેનો સારો દેખાવ જોઇ તેણે પોતાનો હેવાલ તે મરદ આગલ ખોલી કહયો. આએ મરદને તેની ઉપર દયા આવી, પણ તેણે પુછયું કે "માહરી પાસે હરામોથી મેલવેલા દસ દરમ છે અને હલાલીથી મેલવેલો એક દરમ છે—તુને તે દસદરમ આપું કે એક?" ગમે તેવો ગરીબ હોવા છતાં તે ખોદાઇ રાહા ઉપર ચાલનાર ઇસારાયેલે કુદરતી રીતે હલાલ મેહેનતનો એક દરમ પસંદ કીધો, અને તે લઇ પેલા મરદને દુવા દઇ તે આગલ ચાલયો. આગલ ચાલતાં રસતામાં તેને એક પારધી મલયો. તેની પાસે એક હફતેરંગ મુરગ હતો. તે એવો તો ખરાબ હતો કે તે પારધી જે કોઇને તે વેચવા જતો તે વેચાતો લેનારની આખમાં તે મુરગ પોતાની ચાંચ મારતો હતો, જેથી તે પારધીને તે વેચાતો લેનાર પાછો આપી જતા હતા એટલુંજ નહી, પણ તે પારધીને તેઓની ગાલો ખાવી પડતી હતી. આ ઉપરથી તે પારધી એટલો તો કંટાલી ગયો હતો કે તે મુફત આપી દેવાને ખુસી હતો. પણ આ ઇસરાયેલે પેલો દરમ આપી પેલો મુરગ વેચાતો લીધો, અને તેને તે મુરગે કંઇબી ઇજા નહી કીધી તેથી તે ઇસરાયેલ તે મુરગ લઇ પાછો પોતાને ઘેર આવયો. પોતે ભુખે મરવા છતાં આ મુરગ વેચાતો

સેવાની તેની મતલબ શી હતી તે તેને પોતાને ખબર પડી નહીં, પણ જ્યારે તેની ઓરતે તેને કહ્યું કે ઘરમાં પેટ ભરવાને અનાજનો દાનો નહીં મળે ને તે એક વધારે જાનવરને પેટ ભરવાને લાવયો છે, તયારે તેની સુધ ઠેકાણે આવી. તોપણ હવે જે થયું તે તો થયું. તે પોતાના બચાવમાં બોલયો કે "તે પાક પરવરદેગારે જ્યારે એક જાનવર પેદા કીધું, અને તે જ્યારે એક કીડીથી તે હાથી જેવાં જાનવરોનું પેટ ભરનાર છે, તો એ મુરગ જેવાં જાનવરનું પેટ ભરવાને તે સાહેબ આપણને રોજી વગરનાં કંઈ રાખનાર નથી." પણ હવે અહીયાં શું બને છે તે જુઓ. તે પરહેજગાર મરદ જેવું તે મુરગ પોતાની બગલમાંથી નીચે મુકયું તેવુંજ તે પોતાની પાંખો ફફડાવતું ઉડી ગયું. પણ વધારે અજાયબ જેવું તો એ છે કે તેની પાંખો ફફડાવાથી તેમાંથી કેટલાંક કીમતી ગોહેરો નીકલી પડયાં! આ ગોહેરોની લાલચમાં તે મુરગ જતું રહયું તેની પરવા નહી કરતાં તે પરહેજગારે તે ગોહેરો વટાવી પોતાનું ગુજરાન કરવાનો ઠરાવ કીધો, અને તેણે તે મુજબ પોતાનું ગુજરાન કરવા માંડયું; પણ તે જોય શું કે પેલું મુરગ તો જંગલમાંથી હર વખત તેને એકકી શમુરની પુશતીન લાવી આપતું હતું. આ પુશતીનો તથા પેલાં ગોહેરો વેચવાથી તે હવે એક તવંગર મરદ બની ગયો. પણ જેમ કેટલાક લોકોને દોલત મલવાથી તેઓનુ દીલ ધરમ ઉપરથી ઉડી જાયછે તેમ થવાને બદલે આએ મરદે પોતાનાં ધરમી એતેકાદથી હજ્જ કરવાનો ઇરાદો કીધો. નેક લોકોની ઓરતે કેવી નેકીથી રેહેવુ જોઇએ, પોતાના બેટા તથા પેલાં મુરગ સાથે કેમ વરતવું, જરૂરનાં કાંમ સીવાય બાહાર જવું નહીં, એ વગેરે બીજી નશીયતો પોતાની ઓરતને આપી તે હજ્જ કરવા નીકલયો. પણ આએ ઓરત બદફેલ અને બુરાં કરતુકની હતી, તેથી કેટલાક દીવસ ગયા પછી તે પોતે બજારમાં ગઇ અને તયાંથી એક જુવાંન શરાફને ખુબસુરત જોઇ તેની સાથ દોસતી બાંધી શરમનો પરદો પોતાના મોહોડા ઉપરથી કાહાડી નાંખી તેને પોતાને ઘેર બોલાવી લાવી. આ શરાફે તેના ઘરમાં આવી જ્યારે જોવા લાગો કે તેઓ થોડા વખત ઉપર તો તદન મુફલીસ હાલતમાં હતાં અને હમણાં તો તે ઘરને તમાંમ સાણગારીને આરાસતા કીધેલુંછે, તયારે તે

તાજુબ થયો. તેનો ખોલાસો જાણવાની તેણે પેહેલતો હીંમત કીધી નહીં, પણ તે દરરોજ આવતો હતો તેથી જેમ જેમ તેની મોહોબત તે ઓરત સાથે મજબુત થતી ગઇ તેમ તેમ તે તેણીની સાથે વધારે છુટથી વાત કરવા લાગો, અને એક દીવસે તેણે તે દાલનનો ખોલાસો તે ઓરત પાસે જાણવા માંગયો. આએ ઓરતનું દીલ તે શરાફ સાથે એટલું તો મજબુત લાગુ હતું કે તેણીએ પેલા હફતેરંગ મુરગની તમાંમ વાત ખોલીને કહી દીધી. આએ વાત સાંભલયા પછી એક દીવસે આએ શરાફ પોતાના એક હકીમ દોસતની પાસે પોતાની ખડાઇ મારતો હતો, તે દરમયાનમાં તેણે પેલા મુરગની વાતનો વધારે ખોલાસો ચાહવાના ઇરાદાથી તેણે તે હકીમને પુછયું કે એનો ભેદ શું હશે ? હકીમે જવાબ દીધો કે "આ હફતેરંગ મુરગમાં ઘણીક ખુમીઓ છે, અને તેમાની સરવેથી ઉમદા ખુમી એ છે કે તેનું શર જે કોઇ આદમ જાતના ખાધામાં આવે તે પાદશાહ થાય અને તાજ-વ-તખત તેના મગતબાને પોહોંચે." આ ઉપરથી આ શરાફના લોભનો આતશ ઉશકેરાયો, અને તેણે એવો અંદેશો કીધો કે "હું શું પાદશાહીને લાયક નથી?" મુરગનું માથું ખાવાની તદબીર તેણે એવી લગાડી કે પેલી બદફેલ ઓરતથી જુદો પડી તે આખો દાહડો પોતાના ઘરમાં બેસી રહયો અને તેણીની આગલ તે દીવસે ગયોજ નહીં. આથી તે ઓરત ઘભરાટમાં પડી અને તેની ઉપર પેગાંમ ઉપર પેગાંમ મોકલયા કે તે આવતો નથી તેનો સબબ શો છે ? શરાફે જવાબ મોકલયો કે "મહને હફતેરંગ મુરગ ખાવાનો શોખ થયો છે માટે તાહરી પાસે જે મુરગ છે તે કાપીને તેની મેહેમાંની કરે તો હું તાહરો મેહેમાંન થાંઉ, નહીં તો આજ પછી હરગેજ હું તાહારા દીદાર જોવા માંગતો નથી." ઓરતે જણાવયું કે "આએ મુરગ છે તે માહારા ઘેરની રોશની છે: તેના આવયાથી તો અમારો નસીબો ખીલી નીકલયો છે અને અમારૂં ઘર રોશન થયું છે. અમોને તવંગર થવાનો સબબનો એ મુરગ છે, તો એને હું મારીને તાહરી મેહેમાનદારી તે કેમ કરી શકું ? હું જયાં તલક જીવની છઉં તયાં તલગ માહરી પાસ એવું કાંમ કરાવાની મેહેરબાંની કરીને હરગેજ મહને ફરજ પાડતો ના." આએ રીતે પેલો શરાફતો

ભારી થઇને પોતાના ઘરમાં બેઠો હતો, પણ તેની જુદાઇ પેલા બદફેલ ઓરતથી લાંબો વખત તામોસ થઇ શકી નહી, તેથી એક દીવસે તેણીએ પેલા મુરગને કપાવીને પોતાના બાવરચીને તેનો ઘણોજ નાદર પકવાન બનાવવાનો હોકમ આપયો, અને તે વીશે તેણીએ તે શરાફ ઉપર પેગાંમ મોકલયો, જેથી તે શરાફ પાછો તેને મલવા આવયો ખરો, પણ તેની મોરાદમાં કંઇ તે ફાવયો નહી; કારણ કે પેલો મુરગ કાપયા પછી તે ઓરતના છોકરાએ બાવરચીની પાસ તે મુરગનું ગોસ ખાવા સારૂં રડીને તોફાન કીધું હતુ તેથી તેણે તે મુરગની મુડી કાહડી તે છોકરાને ખવાડી દીધી હતી. શરાફેની નજદીક જયારે તે મુરગના ખાનાનો સુફરો બીછાવયો તયારે તેના જોવામાં તેની ઉમેદની અનામત પેલી મુડી જયારે જોવામાં આવી નહી, અને જયારે તેના પુછવાથી તેને માલમ પડયું કે તે મુડીતો તે ઓરતનો નહાનો બેટો ખાઇ ગયો છે, તયારે તેણે તે મુરગની ઉપરથી તે ગોસતની રકેબી ફેંકી દીધી, અને ધુસ્સો કરીને તયાથી ઉઠીને તે પાછો બાહર જતો રહયો. તે પોતાના પેલા હકીમ દોસતને ઘર ગયો અને વીતેલી તમામ વાત તેની આગલ કહી બતાવી. તે હકીમે કહયું કે "દોલત કઇ હીલ્લા, ફરેબ, અને મકરથી હાથ આવતી નથી, અને હુન્નરથી કઇ નસીબને ખીલવી શકાતું નથી. પણ હવે તે છોકરાનુ માથુ જો કોઇના બાંધામા આવે તો તે આખરે પાદશાહ અથવા પાદશાહનો બામેશકાર થઇ શકે એમ છે. તે છતાં હુ નહીં ધારતો કે તુ ગમે એટલાં ફાંફાં મારશે તોબી એમા તાહરૂ કઇ વલી શકે" પેલી ઓરતે શરાફ ઉપર પાછો પેગાંમ કેહવાડયો કે "એમ ધુસ્સો કરવાનો સબબ શો છે? તુને ફકત રાજી રાખવાને ખાતર મેં માહરાં ફરજંદ જેવાં હફતેરંગ મુરગને મારી નાંખી માહરા ઘેરને અધકાર બનાવયુ છે. એક મુડી સીવાય મુરગ તમામ અનામત છે, અને કદાચ તેમાંથી એક મુડી માહારી અજાંણે માહરા બેટાએ ખાધી તો તેમાં માહરો શો ગુનાહ છે." શરાફે જવાબ વાળયો કે "મહને જે ચીજ જોઇતી હતી તે મુરગની મુડીજ જોઇતી હતી, વાસતે બેહતર તો એ છે કે હવે તાહરે માહરી દોસતી કાયેમ જો રાખવી હોય તો જે સખસે તે મુરગની મુડી ખાધી

છે તેનુ શર કાપી મહને ખવાડે. અગર નહીં તો આએ શેહેર પણ છોડીને હું બાહાર નીકલી જાઉં." એવી રીતનો જવાબ સાંભલી પેલા પરહેજગાર મરદની નાપેકાર ઓરતે એક બેવફા યારને ખાતર પોતાનાં ફરજંદને કતલ કરવાની છુકર ચલાવી! બદનની ખાહેશનાં સેતાની દરૂજનો ગલબો ખલક ઉપર કયાં સુધી અમલ ચલાવે છે? એક ચંડાલ માએનો પોતાના ફરજંદને જમેહ કરવાનો આવો ઇરાદો જોઇ તે છોકરાની દાસીએ જોયું કે આએ છોકરાને બચાવા ખાતર તે કદાચ કંઇ ગુનાહ કરશે તો તે બારેહકતાલા તેની તરફ દરગુજરની નજરથી જોશે. એવું વીચારી તેણે પોતાનાં શેઠની તીજોરીમાંથી કેટલોક ખજાણો ચોરી કીધો અને તે છોકરાને પોતાની સાથે લઇ તે શેહેર છોડી બાહાર નીકલી ગઇ. તે દાસીને સારી તરેહથી ખબર હતી કે એશકનો દેવ કોઇ તરાહથી પણ તેઓની સોધ પાછલ લાગવાને પેલી ચંડાલ ઓરતને ઉસકેરયા વગર રેહેશે નહીં, તેથી તેણીએ પાસેના શેહેરનાં પાદશાહની ખુદ નજદીકમાં એક મકાંન ભાડે લઇને રેહેવાનો ઠરાવ કીધો. પાસેના શેહેરમાં આએ મુજબ કેટલાંક વરશ કાહાડવા બાદ તે છોકરો ઉમરનો થયો એટલે પેલી ચોરેલી દોલત—જેમાંથી તેઓ હજી પોતાનુ ગુજરાન સારી તરેહથી ચલાવતાં હતાં—તેમાંથી એક ઘોડો વેચાનો લઇ તે દાસીએ આએ નોજુવાંન છોકરાને સવારી કરતાં તથા તીર મારતાં શીખવયો. અને બીજી કેટલીક પાદશાહી લાયકની અદબ—આદાબ અને તાજીમ—તવાજો શીખવી. આએ છોકરો દરરોજ શીકાર કરવા જવા લાગો. એમ કરતાં એક દીવસે શીકારથી પાછો ફરતાં થાકી જવાથી તે પાદશાહનાં બાગમાં પોતાનાં ઘોડા ઉપરથી ઉતરી પડયો, જેથી પાદશાહની બેટીની નજર તેની ઉપર અને તેની નજર પાદશાહજાદી ઉપર પડવાથી તેઓ એક બીજાંની ઉપર મોહોબતના મીઠા હુન્નરની અજમાએસ એવવવાતાં કાંમમાં પડયાં. શાહાજાદી તેને વારેવાર પોતાની પાસે બોલાવી રાખની હતી, અને તેઓ એક બીજાંની સાથે એક ચોખા અને મકકમ પયારના રેસમી ગાંઠથી બંધાતો જોડાઇ ગયાં હતાં કે નકાનાં રૂપેરી ગાંઠથી જોડાવાની તકની તેઓ ઇન્તેજારીથી રાહ જોતાં હતાં. એક દીવસે જયારે પેલા

પરહેજગાર મરદના બેટાએ શાહાજાદીને તે વીશે પુછ્યું તયારે તેણીએ જવાબ દીધો કે " આએ શેહેરથી થોડીક મંજલ ઉપર એક ચારીયું છે, જેમાં માહરા બાપનાં કેટલાક ઘોડા ચરે છે. લેકીન તે ચારીયાંમાં એક નાપેકાર અઝદાહ રેહે છે તે શુ આદમી કે જનાવર, તેને એક દમમાં ગલી જાય છે. આ મુજબ માહરા બાપના કેટલાક ઘોડાઓ તે ખાઇ ગયો છે એટલુજ નહીં, પણ જયારે માહારા બાપે એવો હુકમ કાહાડયો કે જે કોઈ સખશ આએ અઝદાહને મારે તેના માહરી સાથે તે નેકા કરી આપે—અને મહને મેલવવાની લાલચથી ઘણાક પેહેલવાનો જયારે આએ અઝદાહને મારી તેનુ શર કાપી લાવવાનાં કાંમમાં ખાથ ભીડવા ગયા,—તયારે તેઓ પણ તે અઝદાહની ઝેરી ચુગાલનો ભોગ થઇ પડયા છે." આએ વાતસાંભળી પેલા છોકરાએ તે અઝદાહને મારીને તેનું શર કાપી લાવવાની હીમત કીધી, પણ તે શાહજાદીએ તેને મના કીધો કે " સેકડો દલેર પેહેલવાનોને ખાઇ જવાને જે નાપાક અઝદાહ હડયો નહીં તેની આગલ તાહરી શી ખીસાદ છે? અને વલી તાહરી જુદાઇથી તુ મહને કેટલી પરેશાનીમાં નાખશે તેનો દરીયાફત કર." પણ તે છોકરાએ કંઇ માનયુ નહી. બીજે દાહડે ખામદાદમાં જેવુ આફતાબે મશરેકનાં દરમાંથી પોતાનુ શર બાહાર કાહાડયુ તેવો તે છોકરો પોતાના તેજ ઘોડા ઉપર સવાર થઇ પેલાં ચીરીયાં તરફચાલયો. રાહાનાં દરમીયાંનમાં તેને તે પાદશાહનો વજીર મલયો તેણે પુછયુ કે તે એટલો સેતાબ કયાં જાય છે? છોકરાએ જવાબ દીધો કે " આએ શેહેરના પાદશાહનો એક અઝદાહ દુશમન થઇ લાગો છે, અને તે અઝદાહ પાદશાહના કેટલાક [illegible] પાદ ગયો છે, તેથી તેને મારી તેન...[illegible] હતા કે તેનાથી તે જરાખી કુસર[illegible] તેનેહી હતો, અને તેને પોતાની માએની બરોબર ગણતો હતો. તેણીની સલાહ વગર તે કંઇબી કાંમ કરતો નહી હતો. પાદશાહી મલેયા પછી તે જયારે પોતાના તાબાના મુલકમાં ફરવા નીકલયો તયારે તયાં પણ પોતાના રેસાલા સાથે આએ દાસીને તેણે મોટા મરતબા સાથે રાખી હતી. ફરતો ફરતો તે પોતાના બાપીકાં વતનમાં આવી લાગો, અને તયાં પોતાના પરહેજગાર બાપ અને નાપેકાર માએને બોલાવી મંગાવયાં. તેઓને તેણે પુછયુ કે, " મેં સાંભલયુ છે કે અસલ